ग्रंथांक
१३९ थी १४१

विविध ग्रन्थमाला

वर्ष १२ मुं.
सं. १९७८.

30-10-1922

# [illegible] जींदगी.

लेखकः—

स्व० अमृतलाल सुंदरजी पढीयार.

प्रकाशकः—सस्तुं साहित्य वर्धक कार्यालय.

સ્થળ—
મુંબાઇ, ૨

અને
અમદાવાદ.

स्वर्गीय ग्रंथमाला: अंक १३९ थी १४१: वर्ष १२ —सं १९७८.

# स्वर्गनी जींदगी.

---

" જે પ્રજા બહાદૂર થાય તેનો વિજય થાય છે
અને જે પ્રજા નમાલી રહે તેનો નાશ થાય છે."

" ભીષ્મપિતામહ. "

---


લેખકઃ સ્વ૦ વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર.

ચોરવાડ (કાઠિયાવાડ.)



સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી

સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ—અખંડાનંદ.

કાલબાદેવીરોડ—મુંબઈ.

---

મૂલ્ય—વાર્ષિક કાચે ૦ાાા= પાકું પૂઠું ૧)= પો. માફ.

છુટક વેચવા પુરતી વધુ પ્રતો છપાઈ નથી.

# અર્પણ પત્રિકા.

દેશની હાલની દુર્દશાનો વિચાર કરતાં જેની આંખમાંથી આંસુઓ ચાલ્યાં જતાં હોય; આપણા બંધુઓની માઠી હાલત જોઇને જેનું હૃદય ચીરાઈ જતું હોય; આપણા દેશની લક્ષ્મી લૂંટાઇ જતી જોઇને જેના અંતરના ઉંડાણમાં કારી ઘા વાગતો હોય; આપણા લોકોની પરાધીનતા જોઇને દુશ્મનોનું પણ હૃદય ફાટી જાય એવા જેના હૃદયમાંથી ઉંડા નિઃસાસા નીકળતા હોય; આપણા લોકો ઉપર ગેરવ્યાજબી જૂલમ થતો જોઇને તથા આપણા હક લૂંટાઈ જતા જોઇને જેઓના હૃદયમાં આગ લાગતી હોય; આપણા દેશની અસલના વખતની ઉત્તમમાં ઉત્તમ સ્થિતિ તથા હાલની અધમ હાલતની સરખામણી કરતાં જેનું હૃદય બળી જતું હોય; એટલુંજ નહિ પણ કાયદાની હદમાં રહીને તનથી, મનથી, ધનથી, વચનથી કે કર્મથી કોઇ પણ રીતે હું મારા દેશને કેમ ઉપયોગી થઇ શકું, એવાજ વિચારોમાં અને એવાંજ કામો કરવામાં જેઓની જીંદગી જતી હોય; ઉચ્ચ હેતુઓથી દેશના કલ્યાણ સારૂ જેણે પોતાના સ્વાર્થો ઉપર પૂળો મૂકી દીધો હોય; પોતાના બંધુઓનું ભલું કરવા સારૂ જે પોતાના દેહની પણ દરકાર રાખ્યા વિના ભગીરથ પ્રયત્ન કરતા હોય; અને નાતજાતનો કે ધર્મનો તફાવત રાખ્યા વિના દેશની સેવામાંજ જેણે પોતાની જીંદગી અર્પણ કરી દીધી હોય; તેવા સ્વર્ગની જીંદગી અનુભવનારા મહાત્માઓને—ગમે તો તેઓ મુસલમાન હોય, પારસી હોય, ક્રિશ્ચિયન હોય, બૌદ્ધ હોય, યાહુદી હોય અથવા ગમે તે ધર્મના કે દેશના હોય તો પણ—આ "સ્વર્ગની જીંદગી" નામનું પુસ્તક હું માનપૂર્વક અર્પણ કરૂં છું.

ચોરવાડ. તા. ૧૮–૭–૦૮

હું છું, એવા સ્વદેશપ્રેમી મહાત્માઓની સેવા કરવા ઇચ્છનાર

અમૃતલાલ સુંદરજી પઢીયાર.

# ખાસ વાંચો.

**હવેનું પુસ્તક વી. પી. થી મોકલાશે.** માટે ગ્રાહક ન રહેવું હોય તો તરતજ લખજો; નહિ તો ૦ાા≈ નું પુસ્તક જરૂર ખોશો.

## નીચલાં પુસ્તક નીકળી ચુકયાં છે.

**વાલ્મીકિ રામાયણનું ઉત્તમ ભાષાંતર—બે ભાગમાં** પૃષ્ઠ ૧૪૦૦, મૂલ્ય અમદાવાદમાં ૬) મુંબાઇમાં ૬ાા; માત્ર દિવાળી સુધીજ ૫ાા અને મુંબઇમાં ૫ાાા. પો. વી. પી. ખર્ચ રૂ. ૧ાા≈.

**ભગવદ્ ગીતાના ગુટકા**—મૂળ શ્લોક તથા સરળ અર્થ સાથે પૃષ્ઠ ૨૫૦, મૂલ્ય ૦ા≈ અને ૦ાા દીવાળી સુધી ૦)– કમી.

**આર્યભિષક્ અથવા હિંદનો વૈદ્યરાજ**—ડેમી આઠ પેજી પૃષ્ઠ ૧૦૦૦, મૂલ્ય ૪) મુંબાઇમાં ૪ાા; દિવાળી સુધી માત્ર ૩ાા અને ૩ાાા.

**છબીઓ**—ભગવાનની, વ્યાસ–ગણેશની અને સર્વદમનની.

## ઉપલી ઇ૦ બાબતો હવેનાં પૃષ્ઠોમાં વિગતે વાંચો.

**ખાસ સુચનાઃ—૧** મુંબઇનું કાર્યાલય સવારે ૧૦ સુધીજ ખુલ્લું હોય છે. ૨ મુંબઇનો ખર્ચ મુંબઇ પરજ રાખી હવેથી ત્યાં પુસ્તકોની કિંમત બહારગામ મુજબનીજ રહેશે. ૩ ટપાલના દર બહુ વધવાથી હવે તો રૂા. ૪–૫ નાં પુસ્તક મંગાવનારે પણ નજીકના સ્ટેશને રેલ્વે પાર્સલથીજ મંગાવવાં ઉચિત છે. ૪ એ રસ્તે મંગાવનારે જોઇતાં પુસ્તકોનું પુરૂં મૂલ્ય, પેકિંગ ઇ૦ ના વધારાના ખર્ચ બદલના ચાર આના સાથે પ્રથમથીજ મોકલી આપવું. ૫ ઉત્તર પુચ્છનારે ટીકીટ કે રિપ્લાઈ અવશ્ય મોકલવું. ૬. જ્ઞાનેશ્વરીગીતા, દાસબોધ, માત્ર મૂળ શ્લોકવાળા ભગવદ્ગીતાના તથા ગીતા પંચરત્નના ગુટકા, એ વિગેરે દિવાળી પછી નીકળી હવે પછીના પુસ્તકમાં જણાવાશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,** સેશન કોર્ટ પાસે—**અમદાવાદ.**

# આવતું પુસ્તક વી.પી. થશે.

સં. ૧૯૭૮ નું છેલ્લું પુસ્તક બનતાં સુધી આવતા કારતકમાંજ વી.પી.થી મોકલી નવા વર્ષનું લવાજમ મંગાવી લેવાશે. માટે—

જેમને નવા વર્ષથી ગ્રાહકમાં ન રહેવું હોય; શિરનામામાં ફેરફાર કરાવવો હોય કે બીજું કાંઇ લખવું હોય; તેમણે તે મોડામાં મોડું આવતી દશરા સુધીમાં જલદી લખી મોકલવું.

ઉપલું વી.પી. આવેથી વાર્ષિક લવાજમના રૂા. ૩ા અને પાકાં પૂઠાંના ગ્રાહકોએ રૂા. ૪ા ઉપરાંત મ.ઓ. ખર્ચના બે આના વધુ ભરીને છોડવી લેવાનું છે.

જેઓ ગ્રાહકમાં રહેવાની સવેળા ના લખશે તેમને ઉપલું પુસ્તક વી.પી. થી ન મોકલતાં સાદી રીતે જ મોકલાશે. પણ જેઓ સવેળા તેમ ન લખતાં વી.પી. આવેથી પાછું વાળશે તેઓ તેના પોષ્ટેજ, શ્રમ, બિગાડ વગેરે બદલ ૧૯૭૮ ના તે છેલ્લા પુસ્તક ઉપરનો સર્વ હક્ક ગુમાવશે.

ગ્રાહક રહેવાની ઈચ્છા છતાં કોઇ ખાસ કારણ કે ગફલતને લીધે જ જેમનું વી. પી. પાછું વળે, તેઓ તેમ લખી મોકલીને લવાજમ તથા રદ ગએલા ખર્ચ ૰) બદલ વધારાના આઠ આના મોકલી આપશે એટલે તેમનું નામ નવો નંબર નાખી ફરીથી નોંધી ૧૯૭૮ નું છેલ્લું પુસ્તક પણ તેમનાપર અવશ્ય મોકલી અપાશે.

**મુંબઈનાં ગ્રાહકોને પણ વી.પી.થી જ મોકલાશે.**

**તળ અમદાવાદનાં ગ્રાહકો** વી.પી. બહુ પાછાં વાળે છે માટે જેઓ પોતાનું લવાજમ કાર્યાલયમાં પહોંચાડશે તેમને જ નવા વર્ષનાં પુસ્તક મોકલાશે. રજીષ્ટર ખર્ચવાળા બે આના તેમની પાસે કમી લેવાં ઉપરાંત મ. ઓ. ખર્ચના પણ ૦)= મળી ૦ા તેમને બચશે.

**લાયબ્રેરીઓ**—લાયબ્રેરીઓ તરફથી લવાજમ આવેથી અથવા ગાયકવાડી લાયબ્રેરી ખાતા તરફથી લખાઇ આવેથી જ તેમને નવા વર્ષનાં પુસ્તકો મોકલાશે; અને ૧૯૭૮ નું છેલ્લું પુસ્તક નીકળેથી બુ.પો.થીજ મોકલાશે.

**એક હિતકારક નવી સુચના**—વી.પી. મોકલવાનું દોઢ બે માસ પહોંચતું હોવાથી વાંચવાની આતુરતાવાળા ઘણા સજ્જનોને પુસ્તક મોડું પહોંચી રાહ જોયા કરવી પડે છે. માટે જે સજ્જનો આવતી દશરા સુધીમાં પોતાનું લવાજમ પોતાના નંબર સાથે મ.ઓ. થી અથવા રૂબરૂ પહોંચાડશે તેમને પુસ્તક તૈયાર થતાં તરતજ (વી.પી. શરૂ કરવા અગાઉ) મોકલી અપાશે.

**જવાબદારી**—પુસ્તકો પહોંચવાની સર્વ જવાબદારી સંસ્થા ઉપર રાખવા ઇચ્છનારે રેજીષ્ટર ખર્ચ માટે આઠ આના જુદા મોકલી આપવા જોઇએ. નહિ તો પુસ્તક પોષ્ટ ખાતામાં ગેરવલ્લે જતાં અહીંથી રવાનગીની તારીખ જણાવવા તથા પોષ્ટ ખાતા પર અરજી મોકલવાનું સુચવવા ઉપરાંત વધુ બની શકશે નહિ.

**આફ્રિકા ઈત્યાદિ દૂર દેશવાળાએ** આઠ શિલિંગ મોકલી પાકાં પૂઠાંવાળાં જ પુસ્તક મંગાવવાં ઉચિત છે.

**સં. ૧૯૭૯ માં પૃષ્ઠ સંખ્યા**—છે તેમજ ૧૫૦૦ ની રહેશે. અને **લવાજમ** આઠેક આના વધારવું પડવાનું ગયે વર્ષે જણાવેલું; પરંતુ તે પછી કાગળની મોંઘારત ૩ાા ગણીને બદલે રાા ગણી થવાથી તેવી જરૂર રહી નથી. પહેલું પુસ્તક છપાવા પૂર્વે ગ્રંથમાળાનું કદ ફેરવવું ઠરશે અથવા કોઇ પુસ્તક લંબાઇ પહોળાઇમાં ફેરફારવાળું અપાશે તો તેના પ્રમાણમાં પૃષ્ટ સંખ્યા વધઘટ થશે; પરંતુ ૧૦૦–૫૦ પૃષ્ઠની વધઘટ લેવાશે અપાશે નહિ.

સં. ૧૯૭૯ નાં પુસ્તકોઃ—સ્વામી વિવેકાનંદનો રાજયોગ, યોગી રામચરકનું આરોગ્ય વિષેનું ઉત્તમ પુસ્તક, ટુંકી વાતો, દૃષ્ટાંત સંગ્રહ, રશિયન વીર મંડળ, સત્ય નિબંધાવલી, અનુશીલન, લઘુ-લેખ સંગ્રહ, ભગવાન બુદ્ધ, મુસલમાન મહાત્માઓ, એમાંથી તેમજ વધુ પસંદગી જારી રહી તેમાંથી પણ નીકળશે.

# નવાં નીકળેલાં પુસ્તકો વગેરે.

## ૧—શ્રી વાલ્મીકિ રામાયણનું ભાષાંતર.

આ પુસ્તકનું કદ રૉયલ આઠ પેજી છે. સારા ગ્લેઝ કાગળ પર છપાયલું છે. પૃષ્ઠ સંખ્યા ૧૪૦૦ છે. સુગમતાથી વાંચતાં ફાવે તેટલા સારૂ બંધામણીનો બેવડો ખર્ચ થવા દઇને ૭૦૦, ૭૦૦ પૃષ્ઠના બે મોટા દળદાર ભાગોમાં સુશોભિત પાકાં કાપડી પૂઠાંમાં તે બંધાવેલું છે. ચાર સુંદર ચિત્રો તેમાં આપેલાં છે. ભાષાંતર નવું અને ઉત્તમ થએલું છે.

### એ ઉપરાંત આ મહાન ગ્રંથની સાથે

કવિવર ટાગોર, બંગ સાહિત્ય સમ્રાટ બંકિમ, પરમપૂજ્ય સ્વામી વિવેકાનંદજી, સુયોગ્ય ઇતિહાસ લેખક પ્રૉ. રામદેવજી, પુરાતત્ત્વના ઉંડા અભ્યાસી શ્રીયુત ચિંતામણ વૈદ્ય; અને બીજા સુયોગ્ય પુરુષોના રામાયણ ઉપર નવોજ પ્રકાશ પાડનારા ખાસ મહત્ત્વના અનેક લેખો જોડાયલા છે.

જેમકેઃ—હનુમાન વગેરે પશુ હતા કે મનુષ્ય? રાવણને માથાં દશ હતાં કે એક? રામે વાલીને મારેલો કે કેમ? સુગ્રીવે મોટાભાઇ સાથે લડી કુટુંબ ક્લેશ જગાડેલો કે કેમ? વાલીએ નાના-

ભાઈની સ્રી તથા રાજ્ય લઇ લીધેલું કે કેમ? હનુમાન સમુદ્રને કૂદેલા કે તરી ગયેલા? ભારતવર્ષ પર રામાયણનો પ્રભાવ ઇ૦.

ઉપર પ્રમાણે વિગતવાળા ભારતવાસીઓના આ પરમપ્રિય પુસ્તકનું મૂલ્ય **અમદાવાદના કાર્યાલયમાં માત્ર રૂ. ૬)** અને **મુંબાઈના કાર્યાલયમાં રૂ. ૬ાા રાખેલું છે. દિવાળી સુધી અનુક્રમે તેના રૂ. પાા અને પાાા રહેશે.** પો. વી.પી. ખર્ચ ૧ાા=

## ૨–ભગવદ્ ગીતાના ગુટકા–સરલ અર્થ સાથે.

આ સંસ્થા તરફના ગીતાના ગુટકા ખલાસ થતાં અન્ય પ્રકાશકોએ સવા રૂપીઆ સુધી લેવા માંડયું હતું. લોકપુણ્યયોગે હવે આ સંસ્થાનું જ મુદ્રણાલય શરૂ થઈ ગીતાથી જ તેનું મુહૂર્ત થયું છે અને સાત પ્રકારની ગીતાઓ છપાવી શરૂ થઈ છે. ૧ ગુજરાતી ટીકા સહિત, ૨ હિન્દી ટીકા સહિત, ૩ મરાઠી ટીકા સહિત, ૪, ૫, ૬ માત્ર મૂળ શ્લોકવાળી ગીતાઓ–મોટા અક્ષરમાં, મધ્યમ અક્ષરમાં તથા આ સંસ્થાના ગુટકાઓમાં આવે છે તેવા નાના અક્ષરમાં, ૭ જ્ઞાનેશ્વરી ભગવદ્ ગીતા.

આ પૈકી **ગુજરાતી ટીકાવાળો ગુટકો** તો વાંચનારાઓ આ ખબર વાંચશે ત્યાં સુધીમાં બંધાઇ તૈયાર થઇ ગયો હશે અને બીજા પ્રકારની ગીતાઓ પણ ક્રમે ક્રમે દશરા કે દિવાળી સુધીમાં બહાર પડી જશે.

જ્ઞાનેશ્વરી ગીતા તથા મૂળ મૂળ પંચરત્ન ગીતાના નાના મોટા અક્ષરના ત્રણ પ્રકારના ગુટકા, તે દિવાળી પછીથી નીકળશે.

હાલ નીકળેલા ગુજરાતી સરળ ટીકાવાળા ગુટકાનું કદ પૃષ્ઠ ૨૫૦ અને મૂલ્ય પટીવાળા મજબૂત પૂઠાનું મુંબઇ તેમ અમદાવાદમાં ০ા= અને પવિત્ર શણ કે રેશમના પાકા પૂઠા સાથે ০ાા રહેશે. દીવાળી સુધી એકેક આનો કમી લેવાશે. ટપાલ ખર્ચ પ્રતે ০)–ાા, પેકેટ દીઠ રજીષ્ટર ખર્ચ ০)= તથા રૂ. ૧૦ સુધી વી.પી. ખર્ચ ০)= જુદા.

## ૩–આર્યભિષક્ અથવા હિન્દુસ્થાનનો વૈદ્યરાજ.

આ પુસ્તકની ચાર આવૃત્તિઓ નીકળવા છતાં તેની છેલ્લી આવૃત્તિ ખલાસ થયા પછી વેપારીઓએ તેની સંઘરેલી પ્રતો રૂા. ૨) ને બદલે રૂા. ૧૬) સુધીની કિંમતે વેચી હતી.

આ પુસ્તકની નવી–પાંચમી આવૃત્તિ કેટલાક સુધારા વધારા સાથે હવે તૈયાર થઈ ચુકી છે. આ વખતે આ પુસ્તકનું કદ પણ વધારે માફક પડતું ( ડેમી આઠ પેજી ) હોઇ પૃષ્ઠ સંખ્યા ૧૦૦૦ની થશે. ૨।। થી ૩ ગણી મોંઘારત છતાં આ આવૃત્તિનું મૂલ્ય ગ્લેઝ્ડ કાગળ તથા પાકા પૂઠા સાથે **અમદાવાદના કાર્યાલયમાં માત્ર રૂા. ૪** અને **અન્ય સર્વત્ર** ( મુંબઇના કાર્યાલયમાં પણ ) રૂ. ૪।। રહેશે. દિવાળી સુધી આ પુસ્તક અમદાવાદના કાર્યાલયમાં રૂા. ૩।। **થી** તથા મુંબઇના કાર્યાલયમાં ૩।।। થી મળશે. પો. વી. પી. ખર્ચ મળી રૂ. ૧) જુદો.

## ૪–બીજાં મોટાં નાનાં પુસ્તકો.

**શાંતિપર્વ, ભાગવત, રામતીર્થ ભાગ–૧ લો, દાસબોધ, રાજસ્થાન, શિવાજી છત્રપતિ, યોગવાસિષ્ઠ, મહાભારતના ભાગો, વિવેકાનંદના** સર્વ **ભાગો** ત્રણેક મોટાં પુસ્તકો રૂપે, **ટુંકી વાર્તાઓના** સર્વ ભાગો બે મોટા ગ્રંથો રૂપે, **ભારતનાં સ્ત્રીરત્નો** તેમજ બીજાં પણ નાનાં મોટાં અનેક ઉપયોગી પુસ્તકો હવે મળી શકતાં નથી અને માગણી પુષ્કળ છે. મોંઘારાતને લીધે આ દરેક પુસ્તકની પાછળ હજારોની રકમો રોકાય તેમ હોવાથી અને પ્રેસ ખાતે પંદર વીસ હજારની રકમ રોકાઈ જવાથી છપલાં પુસ્તકોમાંથી આર્થીક સગવડને અનુસરીને બનશે તે તે પુસ્તકો ધીમે ધીમેજ બહાર પડશે. એવા એકેક મોટા પુસ્તક પાછળ જરૂરી નાણાં છછી દાખલ રોકનારા જુદા જુદા સજ્જનો સ્વેચ્છાથી નીકળી આવે તો પ્રેસને વધુ વખત ચલાવવાનું રાખી છપલાં પુસ્તકો એક પછી એક જલદીથી બહાર પડે એતો દેખીતુંજ છે.

## ૫–છબીઓ–ત્રણ જાતની.

નીચલી ત્રણ જાતની છબીઓ ઇંચ ૭×૧૧ ના કદનાં સફેદ લીસાં પૂંઠાં ઉપર ઘેરા લીલા રંગથી સુંદર રીતે છપાઇ બહાર પડી છે. મૂલ્ય દરેકનું એકેક આનો. ટપાલ ખર્ચ ૪ છબી સુધીનું ૦)૦ાા. એક યા વધુ જાતની મળીને આઠ આનાની પ્રત ૫) અને સામટી સો પ્રતના રૂા. ૫). રૂા. ૧) થી ઓછાની મંગાવનારે મૂલ્ય તથા ટપાલ ખર્ચ પ્રથમથીજ (ટીકીટોથી કે મ. ઓ. થી) મોકલવું. વી. પી. થી રૂ. ૧)ની મોકલતાં પોષ્ટેજ, રજીષ્ટર તથા વી. પી. ખર્ચ મળી વાજ્ર ખર્ચ આવે છે. ત્રણે છબીનાં નામ વગેરેઃ–

૧ **ભગવાનની છબી**–આગળના કરતાં ખાસ મોટા કદની છપાવીછે.

૨ **શ્રી વ્યાસ મુનિ અને ગણુપતિની છબી**—મહાભારત લખાવવાના પ્રસંગની બંનેની કુટી પાસે બેઠેલી ભવ્ય આકૃતિઓ.

૩ **શકુંતલાનો નિર્ભય બાળક સર્વદમન**—આ બાળકે ધાડ જંગલમાં વાઘણના બચ્ચાને રમકડા પેઠે બગલમાં મારી લીધું છે; અને ઘુરકી રહેલી વાઘણની સામે ડંડો ઉગામી ડોળા ઘુરકાવતો ઉભો છે. બાળકોને બહાદૂરીના વિચાર આપવામાં આ છબી બહુ ઉપયોગી છે.

## ૬–બાળકોને લગતાં ત્રણ પુસ્તકો.

નીચલાં ત્રણે બાળોપયોગી પુસ્તકો સરકારે મંજુર કરેલાં હોવા ઉપરાંત સુરતના રાષ્ટ્રીય કેળવણી મંડળે પોતાની શાળાઓમાં પાઠ્ય પુસ્તકો તરીકે ચલવવાથી હાલમાંજ તે દરેકની નવી આવૃત્તિઓ બહાર પડી છે.

**બાળકોની વાતો**—રૉયલ ૧૬ પેજી પૃષ્ઠ ૯૬, મૂલ્ય ૦ા.

**બાળ સદ્બોધ**—ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૧૨, મૂલ્ય ૦ા૦ાા.

**સદ્ગુણી બાળકો**—ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૨૫, મૂલ્ય ૦ા‌=.

# ખલાસ થયેલાં તથા થવા આવેલાં.

## શ્રી ભગવતી ભાગવત અથવા દેવી ભાગવત.

આ ગ્રંથની હવે માત્ર બસોક પ્રતજ હોઇને કદાચ તે ફરીથી છપાય તો પણ બેવડાથી ઓછું મૂલ્ય રહે તેમ નથી.

આ પુસ્તક બુકસેલરોના હાથમાં જઇ પડીને ( આર્યભિષક્, જ્ઞાનેશ્વરી ઇ. ગ્રંથોની પેઠે ) તેની પણ પાંચ દશ ગણી કિંમત ન કઢાવવામાં આવે, એટલા માટે તે બુકસેલરોને આપવું બંધ કર્યું છે. માટે જે સજ્જનોને તેમજ લાયબ્રેરીઓને તે જોઇએ તેમણે તે અમદાવાદના કાર્યાલયમાંથી સત્વર મંગાવી લેવું. મંગાવવા છતાં ન આવે તો ખલાસ થયેલું સમજવું. કદ રૉયલ આઠ પેજી પૃષ્ઠ ૯૫૦ અને મૂલ્ય રૂા. ૨ાા છે. પો. વી.પી. ખર્ચ રૂ. ૧ા.

## સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો–ભાગ ૧ થી ૫.

આ પુસ્તક હવે ખલાસ થયું છે. સગવડ મળે અવશ્ય છપાશે.

## પઢીયારકૃત પુસ્તકો.

પઢીયારનાં હવે નીચલાં પુસ્તકોજ રહેલાં હોઇ, તે પણ આ સંસ્થામાંથી જ મળશે. છેલ્લા સિવાયનાં ત્રણની તો ૧૦૦–૧૦૦ પ્રત પણ નથી.

| | | | |
|---|---|---|---|
| (૧) સ્વર્ગની સીડી. ૧૨પેજી પૃષ્ઠ | ૪૪૪ | મૂલ્યઃ | ૧ા |
| (૨) જુવાની જાળવવાના ઉપાયો. | ૩૭૨ | ,, | ૧ા |
| (૩) પ્રેમ પ્રેમ ને પ્રેમ. | ૨૨૪ | ,, | ૧ |
| (૪) સ્વર્ગનાં રત્નો. | ૩૮૪ | ,, | ૧ |

# પ્રકાશકનું નિવેદન.

વિવિધ ગ્રંથમાળાના અંક ૧૩૯ થી ૧૪૧ તરીકે "સ્વર્ગની જીંદગી" વાંચકવૃંદમાં વ્યાપક સર્વાત્માની સેવામાં રજુ થાય છે.

આ પુસ્તક આજથી પંદર વર્ષ પહેલાંનું લખાયલું છે. દેશમાં ચાલતી રાજપ્રકરણી ચળવળ પાછળ સર્વસ્વનો ભોગ આપનારા એ વખતમાં હાલના કરતાં બહુ ઓછા હોવા છતાં લોકમાન્ય તિલક મહારાજ અને બીજાઓએ ઉઠાવેલાં કષ્ટો અને શ્રમને લઇને એ સમયે પણ સર્વ સામાન્યની વિચારભૂમિકામાં સારૂં જેવું મંથન ચાલી રહ્યું હતું. આ હકીકત જોતાં આ પુસ્તકમાં સ્વદેશી હીલચાલ, દેશ સેવા, વગેરે અગત્યની બાબતો ઉપર જે ભાર મૂકવામાં આવ્યો છે, તે પઢીયાર જેવા લાગણીવાળા લેખક માટે સ્વાભાવિકજ છે. આ પ્રમાણે દેશહિતની જે લાગણીથી આ પુસ્તક તેમણે લખ્યું છે અને તેમાં મહારાણા પ્રતાપ, ગુરુ ગોવિંદસિંહ, વગેરે મહાન દેશભક્તોની તેમજ બીજી હકીકતો અસરકારક રીતે ગુંથી છે; તે જોતાં આશા છે કે આ પુસ્તક હાલ બહાર પડવા છતાં પણ તે સર્વ સામાન્ય માટે ઠીક ઉપયોગી થશે.

આ પુસ્તકમાં જ્યાં જ્યાં પુનરુક્તિનું તેમજ ભાષા વગેરેનું વધારા પડતું લંબાણ ટુંકાવવા જેવું લાગ્યું તથા એક બીજી કોમો પ્રત્યેના તિરસ્કારસૂચક શબ્દોની બાબતમાં તેમજ બીજું સંશોધન કરવા જેવું લાગ્યું, ત્યાં ત્યાં સંપાદકે લેખકના મુદ્દાને જાળવીને તે તે પ્રમાણે કરવાનો યથામતિ યત્ન કર્યો છે.

વિવિધ ગ્રંથમાળાના ચાલુ ૧૯૭૮ ના વર્ષ પૈકી હવે એક પુસ્તક રહ્યું; તે તૈયાર થએથી દિવાળી પછી તરતમાં રિવાજ મુજબ

વી. પી. થી મોકલીને નવા વર્ષનું લવાજમ વસુલ કરવાનું હોવાથી તે વિષે તેમજ હાલ બહાર પડેલાં તથા સત્વર બહાર પડનારાં પુસ્તકો-વાલ્મીકિ રામાયણ, આર્યભિષક્, ગીતાના ગુટકા, ત્રણ પ્રકારની છબીઓ, બાળકોનાં પુસ્તકોની નવી આવૃત્તિઓ, માત્ર મૂળ શ્લોકવાળા ગીતાના ગુટકાઓ, દાસબોધ, જ્ઞાનેશ્વરી એ વિષેની જે અગત્યની માહિતી આની અગાઉનાં પૃષ્ઠોમાં આપી છે, તે તરફ દરેક વાંચનાર બંધુનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

ટપાલના વજનનો મેળ આવતો હશે તો આ પુસ્તકની સાથે સ્વ. પઢીયારના લખેલા અંત્યજ સ્તોત્રની એકેક પ્રત ભેટ દાખલ મોકલાશે. ખાસ વાંચવા જેવા આ ચોપાનિયાની છ હજાર પ્રત પોતાને ખર્ચે છપાવી મફત વહેંચવાનું શ્રેય હિંદ સેવક સમાજવાળા શ્રીયુત અમૃતલાલ વી. ઠક્કરને તેમજ કલકત્તાવાળા શેઠ જીવણલાલ અને કંપનીને છે.

આ પુસ્તકની લાંબી અનુક્રમણિકા તથા ગ્રંથ સ્વીકારનો વિષય આ પુસ્તકના છેવટના ભાગમાં આપેલાં જણાશે.

શ્રીયુત્ પઢીયારનાં લખેલાં સર્વ પુસ્તકોના બે કે ત્રણ વર્ગ પાડી ઘટતા સંશોધન અને સંક્ષેપપૂર્વક સંગીન રૂપમાં તેનાં બે કે ત્રણ મોટાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવે તો તે અનેક પેઢીઓ સુધી ખાસ વાંચવા અને સંગ્રહ કરવા યોગ્ય સાહિત્ય થઇ રહે એમાં શક નથી.

આશા છે કે સ્વ. પઢીયાર સ્મારક કમિટિએ નીમેલી પુસ્તક કમિટિ ( જેમાં ચાલુ રહેવાનું આ લખનારથી બની શક્યું નથી ) ઉપલો યા તેવો કોઈ પ્રકાર યોજી અમલમાં મૂકવાનું શ્રેય પ્રાપ્ત કરશે.

**ॐ तत् सत्**

આષાઢી પૂર્ણિમા—સં. ૧૯૭૮. **ભિક્ષુ-અખંડાનંદ.**

# લેખકની પ્રસ્તાવનાનો સારાંશ.

## આ પુસ્તક લખવાનો હેતુ.

અત્યારે આપણે પોતે આપણું કર્તવ્ય સમજતા નથી. અત્યારે આપણા બંધુઓ અતિશય અજ્ઞાનના અંધકારમાં ફસાઈ પડેલા છે. અત્યારે આપણા બંધુઓ ઘણી જાતની વંશપરંપરાની ગુલામગિરીઓમાં બંધાઇ ગએલા છે. અત્યારે ગરીબાઇને લીધે આપણા કરોડો બંધુઓ ટુકડા રોટલા વિના રખડે છે. અત્યારે આપણી કરોડો બહેનો એટલી બધી વહેમી, અજ્ઞાન, લાચાર અને દયાજનક સ્થિતિમાં છે કે જેની કાંઇ હદજ નથી. અત્યારે રાજ્ય અને પ્રજા વચ્ચેનો સંબંધ જેવો હોવો જોઇએ તેવો નથી. અત્યારે આપણા દેશની અસલની હુન્નરકળાનો નાશ થવાથી આપણને પરદેશને આધારે રહેવું પડે છે; આપણી લક્ષ્મી પરદેશમાં ચાલી જાય છે અને આપણે દરિદ્રી બની જઇએ છીએ. અત્યારે આપણો ગૃહસ્થાશ્રમ બગડી ગયો છે. અત્યારે પશુઓની અદલાબદલી જેવાં અને પશુઓનાં વેચાણ જેવાં આપણાં લગ્નો થઇ ગયાં છે. અત્યારે આપણા અસલના ઉત્તમ ધર્મોમાં પોલમપોલ ઘુસી જવાથી આપણે સત્ય ધર્મ સમજતા નથી. અત્યારે આપણા વિચારો જૂદા છે અને આચારો જૂદા છે; અને આટલી બધી આફતો છતાં હજી પણ આપણા બંધુઓ મોજીલા, ઉડાઉ, ખુશામતીઆ, એશઆરામમાં જીંદગી ગુમાવી નાખનારા તથા બીકણ થતા જાય છે; માટે પ્રથમ હું પોતે સુધરૂં તે સારૂં અને પછી મારા બંધુઓને સુધારવા સારૂ મારે કાંઇક પણ કરવું જોઇએ એમ મને વિચાર થયો.

એ પછી બહુ વિચાર કરતાં એમ લાગ્યું કે શુભ કામમાં ભોગ આપવો જોઇએ; ભોગ આપવાનું ન બની શકે તો વળી આપવી

જોઇએ; વળી પણ ન આપી શકાય તો, સળી આપવી જોઇએ અને સળી પણ ન આપી શકાય તો છેવટ "હાં મારો બાપો" એમ એક લલકારોજ કરવો જોઇએ. માટે દેશ કલ્યાણનાં કામોમાં હું મોભ કે વળી આપી શકું તેમ તો નથી જ; પણ એક સળી આપી શકું તેમ પણ નથી; તેથી આ "સ્વર્ગની જીંદગી" એ મારી તરફનો "હાં મારો બાપો" એમ એક માત્ર લલકારોજ છે.

## આ પુસ્તકમાં મુખ્ય મુદ્દાઓ શું છે?

આ પુસ્તકમાં આપણે આપણી ફરજો બજાવી શકતા નથી તેનાં કારણો બતાવેલાં છે અને કયે ઠેકાણે કઇ બાબતોમાં આપણી ભૂલો થાય છે તે સમજાવેલું છે; એટલુંજ નહિ પણ ગરીબો, શ્રીમંતો, થોડાક જ્ઞાનવાળા ગામડીયાઓ, કારીગરો, અમલદારો, ખેડૂતો, ભિખારીઓ, ધર્મગુરૂઓ, બહાદૂર વીરો, વિદ્યાર્થીઓ, ઘરમાંજ રહેનારી સ્ત્રીઓ, અનાથ વિધવાઓ, વહેપારીઓ, મુસાફરો વગેરે દરેક માણસો કાંઇક પણ વધારે સારી રીતે પોતાની જીંદગી ગાળી શકે એવા સહેલામાં સહેલા ઘરગતુ ઉપાયોજ બતાવેલા છે.

## ઇતિહાસની વાતો કાંઇ ફેરવી શકાય નહિ?

આ સિવાય ત્રીજી એ બાબત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે, ઐતિહાસિક વાતોને કાંઈ આપણે ફેરવી શકતા નથી.

પ્રતાપસિંહ જેવો બહાદૂર અને કુળના અભિમાનવાળો તથા દૃઢતાવાળો અને મોતને ખભા ઉપર લઇને ફરનારો રાજા ક્રોધના આવેશમાં પોતાના મુસલમાન દુશ્મનો માટે આજે આપણને ન ગમે તેવાં સખ્ત વચનો કહે તેમાં તેમજ ઔરંગઝેબ જેવો જોરાવર, પ્રપંચી અને ધર્માંધ બાદશાહ હિંદુરાજ્યોને પાયમાલ કરે; હિંદુઓ ઉપર જજીઆ વેરો નાખે અને હિંદુઓ માટે ગમે તેવાં તિરસ્કાર ભર્યાં વચનો કહે તેમાં પણ કાંઇ નવાઇ નથી. આપણે જ્યારે એ વખતની ખરી બનેલી ઐતિહાસિક વાતો કહેવી હોય, ત્યારે બહુ

જ અંકુશમાં રહીએ તોપણ કાંઇક પ્રસંગે જરાક આકરા શબ્દો કહ્યા વિના ચાલે નહિ; અને જો એવા શબ્દો ન વાપરીએ તો એ વખતના બનાવોનો કાંઇ પણ ખ્યાલ આવી શકે નહિ. માટે ગુરૂ ગોવિંદસિંહ પોતાના શિષ્યોને દેશના કલ્યાણનો ઉપદેશ આપે તેમાં, મહારાણા પ્રતાપસિંહ પોતાના પુત્રને તેનું કર્તવ્ય સમજાવે તેમાં, અને ઔરંગઝેબ ગુરૂ ગોવિંદસિંહના બાપ ગુરૂ તેગબહાદૂરને હાથીના પગ નીચે કચરાવીને મારી નાખવાનો હુકમ આપે તેમાં એક બીજાની લાગણી દુખાય એવા શબ્દો તો કાંઇક હોયજ. જો કે એ શબ્દો અસલનાં વચનોનો સોમો ભાગ પણ ખરાબ હોતા નથી; તોપણ તે હાલના વખતમાં કુદરતી રીતેજ આપણને ગમતા નથી. કારણ કે અત્યારે હિંદુ મુસલમાનોના લાભ કાંઇ જૂદા નથી; એટલુંજ નહિ પણ અત્યારે તો ડાહ્યા મુસલમાનોએ હિંદુઓના જૂના વાંકો માફ કરેલા છે અને સમજુ હિંદુઓએ મુસલમાનોના વાંકો માફ કરેલા છે; અને તે બન્ને મોટી કોમો વચ્ચે ગાઢી મિત્રાઈ બંધાતી જાય છે. એટલે હવે જૂના વખતની કડવાશ ભરેલી વાતો યાદ કરવી અને એક બીજાની લાગણી દુભાવવી એ સમજુ કે ભલા માણસોનું કામ નથી. એ હું બરાબર રીતે સમજું છું; પણ આપણા બંધુઓ બહુજ નમાલા થઇ ગએલા છે તેથી ખરા બનેલા ઇતિહાસના કાંઇક સારા દાખલા જોઇને તેઓમાં નવું જીવન આવે એવી શુભેચ્છાથી આ પુસ્તક લખેલું છે; અને તેમ છતાં એમાંનું કોઇ વચન જો કોઈ માણસને ન ગમે તો હું નમ્રતાપૂર્વક જીગરની લાગણીથી વારંવાર માફ માગું છું. કારણ કે નવું જીવન અને દેશની સેવા એજ મારો મુખ્ય હેતુ છે, કાંઇ કોઇની લાગણી દુખાવવી એવો મારો હેતુ નથી.

ચોરવાડ.<br>
તા. ૧૬-૭-૦૮. } **વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર.**



આ તેમજ "સ્વર્ગ"નાં બીજાં અનેક ઉપયોગી પુસ્તકોના લેખક,
**સ્વર્ગસ્થ સાક્ષર અમૃતલાલ સુંદરજી પઢીયાર**

# र गनी जाँ गी.

## હાલનાં માબાપોની શીખામણનો એક નમુનો.

મોતીલાલ બહુ હુશિયાર છોકરો હતો. તે હાઇસ્કુલમાં અભ્યાસ કરતો હતો એ વખતે દેશના કલ્યાણ સારૂ સ્વદેશી હીલચાલનો બહુ મોટો ઝુંડો ઉઠયો હતો, પણ કેટલાક સરકારી અમલદારો તેની વિરૂદ્ધમાં હતા, તેથી કેટલીક સ્કૂલોના માસ્તરો પણ પોતાના ઉપરીઓને રાજી રાખવા સારૂ પોતાના વિદ્યાર્થીઓને સ્વદેશી હીલચાલમાં ભાગ લેતા અટકાવવાની તજવીજ કરતા હતા. મોતીલાલનો હેડ માસ્તર પણ એવો ખુશામતીયો હોવાથી તેણે પોતાના વિદ્યાર્થીઓને કહ્યું કે, તમારે સ્વદેશી હીલચાલમાં ભાગ લેવો નહીં, ને જો કોઇ વિદ્યાર્થી એમાં ભાગ લેશે તો તેને સ્કૂલમાંથી કાઢી મૂકવામાં આવશે. પણ સ્વદેશી હીલચાલ એવી જોસમાં આવી ગઇ હતી અને લોકો એટલા બધા જાગી ગયા હતા કે એ બાબત કોઇથી પણ બંધ પડી શકે તેમ ન હતી. હેડ માસ્તરના આવા ગેરવાજબી હુકમની ઘણા છોકરાઓએ દરકાર કરી નહીં, તેથી તેણે પોતાનો હુકમ નહીં માનનારા છોકરાઓને નોટીસ આપી હતી કે, મ્હારા હુકમનું અપમાન કરવા માટે ત્રણ દિવસની અંદર તમારે મારી માફી માગવી, નહીં તો તમોને હાઇસ્કૂલમાંથી કહાડી મૂકવામાં આવશે. આપણા મોતીલાલભાઇને પણ એવી નોટીસ મળી હતી, અને એ ખબર તેના બાપ જમનાદાસ શેઠને મળ્યા હતા તેથી તે મોતીલાલને ધમકાવતા હતા. તે કહેતા હતા કે,

તારે એવી પંચાતીમાં પડવાની શું જરૂર ? તારે ભણવું નથી

તેનાજ એ બધા ચેનચાળા છે. મહિને પાંચ પાંચ રૂપિયા ફી ભ
છે તે માસ્તરો સાથે આવા કજીઆઓ કરવા સારૂ કે ? એ મારાથ
નહીં ખમાય. જો ભણવું હોય તો સીધે સીધું ભણ, અને નહીં ;
દુકાને બેસ. કેમ સમજ્યો કે નહીં ?

મોતીલાલે કહ્યું:—પણ મ્હારો વાંક શું ? જરા મ્હારી વાત ;
સાંભળો. સ્વદેશી વસ્તુઓના પ્રદર્શનમાં અમે સ્વયંસેવક તરીકે કા
કર્યું એ માટે અમે માફ શાની માગીએ ? એ કદી પણ બનવા
નથી. હેડ માસ્તરનો તો દિવસ ફર્યો છે તે એવા શરમ ભરેલા હુકમ
કહાડે છે; પણ અમે કાંઇ એવા નમાલા નથી કે એવા હુકમો માની
એ ? તમે શા માટે ફિકર કરો છો ? હું કાંઇ એકલો નથી, અ
ચાળીશ જણા છીએ. દેશના કલ્યાણની બાબતમાં કાંઇ એવું ખુશ
મતીયાપણું ચાલે નહીં. એટલી પણ હિંમત નહીં રાખીએ ત્યારે પ
બીજું શું કરી શકીશું ? ભલે એની સ્કૂલમાંથી કાઢી મૂકે તો અ
પ્રજા તરફની બીજી સ્કૂલો ઉભી કરશું, પણ કાંઇ દેશના કલ્યાણ
બાબતમાં ભાગ લેતા અટકવાના નથી.

એ સાંભળીને જમનાદાસ શેઠે કહ્યું કે:—ઓય તારો મિજાજ
ન જોયો હોય તો આ દેશનું કલ્યાણ કરવાવાળાને જોઇ લેજો
ગધેડો થામાં ગધેડા, એવી મફતની માથાકૂટ કરવામાં કાંઇ વળે નહ
સ્વદેશ સ્વદેશ કર્યા કરવામાં કાંઇ આપણી દુકાને વકરો વધારે થ
તેમ છે ? આપણે તો પરદેશી કાપડનો વેપાર છે માટે ઝાઝું સ્વદે
થાય તો આપણા બાર વાગી જાય, એ કાંઇ ખબર છે ? માટે ઝા
ડાહ્યો થામાં અને માસ્તર કહે તેમ કર. વળી જો ભણવું ન ગમતું હે
તો દુકાને આવીને બેસ. આજના વખતના છોકરાઓજ ઉધી ખો
રીના છે, ઘર સારૂ શાક લેવા ગલીના નાકા સુધી તો જતો ન
અને સ્વદેશી પ્રદર્શનમાં મફતના ધકેલા ખાવા સારૂ ઘરનું ભાડું ખ

ચીને સુરત જવું છે ? વાહરે વાહ ત્હારૂં ડહાપણ ! ! વેપારીના દીકરા તો આવા ન હોય. હજામત કર હજામત. સ્વદેશ બદેશ કર્યા કરવામાં આપણું કાંઇ વળે નહીં, એતો નવરાઓનાં કામ. આપણે તો જેમાં દોઢીયું મળે એ ધંધો કરવો. મફતની પારકી પંચાત તે કોણ કરે ? "કાજી દુબળા કયું ? તો કે સારે શહેરકી ફિકર" એવું આપણે તે શું કરવા કરીએ ? એ કૂટ કરવાવાળા ક્યાં થોડા છે ? ઘણાએ માથું ફોડે છે; પણ સરકાર પાસે કોઇનું કાંઇ વળે છે ! દીકરા, "સત્તા પાસે શાણપણ ચાલે નહીં." માટે દેશ બેસને મૂક તડકે, અને આપણા સીનોર સાથે ઇંગ્રેજીમાં વાતચીત કરતાં આવડે ને વિલાયતના કાગળ કે તાર લખતાં આવડે એટલું ઝટઝટ ભણી લે; એટલે બસ. એથી એક મહેતાના પગારના પાંત્રીસ રૂપિયા બચસે. કેમ સમજ્યો કે નહીં ? આપણે બીજું વધારે ભણવાનું શું કામ છે ? કેમ વિઠ્ઠલદાસ ભાઇ, મ્હારી વાત સાચી છે કે ખોટી ?

વિઠ્ઠલદાસે કહ્યું:—બહુજ મજેની વાત. વેપારીના દીકરાનાં લખણ તો એવાંજ હોય. પણ હવેના છોકરાઓની શું વાત કરવી ? અંગ્રેજી ભણે એટલે એ લોકોનાં મગજજ ફરી જાય છે. મારો રામદાસ પણ તમારા મોતીલાલ જેવોજ થઇ ગયો છે. તે કહે છે કે કોંગ્રેસમાં ભાગ લેવા સારૂ મારે તો કલકત્તે જવું છે. વગર અક્કલની આફત તો જુઓ ! કયાં કલકત્તા ને કયાં મુંબાઇ ! આપણે તે આપણા ઘર બહાર શું કરવા નીકળવું જોઇએ ! હું તો આવડો મોટો થયો પણ કોઇ દિવસ કયાંઇ પણ એવાં લફરાંમાં ફસાયો નથી. આપણે આપણા કામ સાથે કામ, બીજા પડે ખાડમાં, એમાં આપણા બાપનું શું જાય ? આપણે તે ઘરાર પટેલ શું કરવા થઇએ ? કોંગ્રેસ ફોંગ્રેસ કરવાવાળા કર્યા કરે, આપણે એમાં શું સમજીએ ? બ્લાક સાહેબની ઓફીસમાં હું માલનો ઑર્ડર આપવા ગયો તો ત્યારે તેણે મને

પૂછ્યું કે, તમે કોંગ્રેસમાં જાઓ છો કે નહીં ? મેં કહ્યું કે, ના અમે કાંઇ એમાં સમજીએ નહીં. અમને તો જેમાં દોઢીયું દુકાની મળતી હોય તે વેપાર કરતાં આવડે, બીજું કાંઇ અમે સમજીએ નહીં. ત્યારે એ સાહેબ બહુ ખુશી થયો અને તેણે કહ્યું કે, એ કોંગ્રેસનું બી બહુ ઝેરી છે ને એનાં ફળ પણ બહુ ખરાબ થશે, માટે ચેતેલા રહેજો. એ સાહેબે આમ વાત કરી ત્યારથી હું કોંગ્રેસના નામથી પણ બીહું છું. કારણ કે સાહેબ કાંઇ ખોટું બોલે ! એ તો વેપાર ધંધાને લીધે આપણી ઉપર એને બહુ હેત તેથી તે આપણને સાચી વાતનો જરાક ઇસારો કરી દેય. એ સાહેબ બીજા મોટા સાહેબોનો દોસ્ત છે તેથી તે સરકારની બધી વાતો જાણે. માટે જે વાત સરકારને ન ગમતી હોય તે આપણે શું કરવા કરીએ ? એવી કોંગ્રેસ પડે દરિયામાં ને દેશ જાય ચૂલામાં, એમાં આપણા બાપનું શું જાય કે આપણે વગર મફતના સરકારની આંખે ચ્હડીએ ! વખતે કેદ બેદમાં જવું પડે તો કાંઇ કોંગ્રેસ સગી થવા આવે ? માટે હું તો મ્હારા મૂર્ખાને કહું છું કે, ગાંડો થા માં. પણ એ અકરમી કાંઇ માને ? કોઇક દિવસ ઘર બાર બોળાવશે ને લાખની આબરૂને કાખની કરશે ત્યારે ઠેકાણે બેસશે. સાલું આવું જાણત તો અંગ્રેજી ભણાવતજ નહીં. હજી જાણે કાંઇ ઓછું હોય તેમ તે કહે છે કે મ્હારે તો હમણાં પરણવું નથી, અને દેશ સેવા કરવી છે ! આ વાત સાંભળીને એની મા તો હમણાંથીજ રડી રડીને મરે છે, પણ એ બેખબરાને કાંઇ ખબર પડતી નથી. બોલો હવે શું કરીએ ? નાનો હોય તો બે ચાર લાત મુક્કી પણ ફટકાવી કહાડું, પણ આ મોટા ગધેડા જેવડાને મરાય પણ કેમ ? જો કંઇ વધારે બોલાચાલી કરીએ તો ઘરની આબરૂ જાય અને વધારે જોર કરીએ તો ક્યાંક ભાગી જાય. પછી ઉલટું આપણે તેને ગોતવા જવું પડે.

આ સાંભળીને કાશીબાઇએ કહ્યું કેઃ—મારા વહેવાઇ બાઇદાસના નટવરનું પણ એમજ છે. એક તો બાઇદાસ પોતેજ વાઇડો ને તેનો છોકરો છકેલો, એટલે પછી બાકી શું રહે? છોકરાને બંદૂક અપાવી છે. એ સાંભળીને જમનાદાસ શેઠે કહ્યું કે, હેં? બંદૂક! ત્યારે એ ડોશીએ કહ્યું કે, મેળામાંથી લાકડાની ખોટી બંદૂક અપાવી છે. ત્યારે વિઠ્ઠલદાસે કહ્યું કે, એમાં શું? અમે તો જાણે સાચી બંદૂક હશે. ત્યારે એ ડોશીએ કહ્યું કે, ઓય માડીરે! સાચી બંદૂક! સાચી બંદૂક કાંઇ બ્રાહ્મણ વાણીયાના ઘરમાં શોભે? પણ એ ખોટી બંદૂક પણ છોકરાના હાથમાં આપવી એ કાંઇ સારૂં કહેવાય? વળી જે નિશાળમાં છોકરાઓને સીપાઇઓના જેવું કામ શીખવે છે તે નિશાળમાં બાઇદાસ પોતાના નટવરને મોકલે છે, તેથી રજા મળે ત્યારે આખો દિવસ ખોટી તરવાર, ખોટા ભાલા ને ખોટી બંદૂક લઇને તે દોડાદોડ કર્યા કરે છે ને ઉંચી નીચી કર્યા કરે છે. એવી સીપાઇઓના જેવી રમત કાંઈ વાણીયાના છોકરાને શોભે? મ્હારા બાપા કહેતા કે, પેટીમાં છરી મૂકેલી હોય, તે પેટી બંધ કરેલી હોય, તેની ઉપર ખાટલો હોય અને ખાટલા ઉપર ગાદલું હોય તો પણ તે ઉપર સૂવું નહીં; કારણ કે વખતે ખાટલો તૂટે, ગાદલું ફાટે, પેટી ભાગે અને તેમાંથી છરી ઉભી થાય તો વાણીયાનો જીવ જાય કે નહીં? આવી રીતે અસલનાં માણસો બ્હી બ્હીને ચાલતાં, પણ આજનાં છોકરાંઓથી તો તોબા, કોઇનું કહ્યુંજ માને નહીં. મ્હારા બાપા મ્હારા ભાઇને કોઇ દિવસ ઘરની બહાર નીકળવા દેતા નહીં, તેથી તે વીસ વર્ષનો થયો ત્યાં સુધી તેણે ગામનો ઝાંપો પણ જોયો ન હતો. ભલી દુકાન ને ભલું ઘર. મ્હારા બાઇદાસ વહેવાઇ પોતાના સોલ વર્ષના છોકરાને ભણવા સારૂ એકલો પુને મોકલવાના છે. એ સાંભળીને મારો તો બહુ જીવ બળ્યા કરે છે ને મને એમ લાગે

છે કે હાય હાય! એ મા બાપ તે કેવાં? પોતાના દીકરાને નજર આગળથી બહાર કઢાય કેમ! ને કોઇકના હાથમાં સોંપાય કેમ! હું તો મારાં છોકરાંઓવાને પણ ધીરતી નહીં, ને હજી પણ મારી નજર આગળથી ખસવા દઉં નહીં. મારો વહાલીયો કહે છે કે, મા તમે રજા આપો તો હું જંગબાર જાઉં; પણ મેં કહ્યું કે, અરધી રોટલી મળે તે છોડીને આખીને માટે દોડીએ નહીં. દીકરા, અહીંજ આપણને જંગબાર છે. ઝાઝા રૂપિયાનું આપણે શું કામ છે? આપણા કુળમાં કોઇ લખેશરી થયું નથી ને આપણે થવું નથી. તમે ત્રણે ભાઇઓ સાજાસમા રહો ને તમારા હાથમાં મારૂં મોત થાય એટલે મારાં લાકડાં ટાઢાં. એ પછી મ્હારા ગોધુએ કહ્યું કે, મા, રંગુન જવાનો જોગ બહુ સારો છે. અહીં મને મહિને પચીસ રૂપિયા મળે છે ને ત્યાં પોણોસો મળશે. વળી પાછો પગાર વધશે તે જુદું. અહીં પડયા રહેવામાં કાંઇ વળે નહીં, માટે હું તો ત્યાં જઇશ. ત્યારે મેં કહ્યું કે, જો તું મ્હારૂં કહ્યું નહીં માને ને ત્યાં જઇશ તો હું કૂવામાં પડીને આપઘાત કરીશ. તેથી તે પણ ચૂપ થઇ ગયો. આવો ડર બતાવીએ પછી છોકરાંઓ ન માને તો જાય કયાં? દેશમાં અમારા ફળીયામાં ભગવાન ભટ્ટ રહે છે તે બહારગામ ભીખ માગવા જાય ત્યારે સાંઝે તો પાછું આવવું હોય તો પણ ઝાંપેથી ત્રણ વખત પાછો ફરે ને ઘેરે આવીને પોતાના જુવાન છોકરાને કહી જાય કે શંકરીયા સમજ્યો કે આજે વેજુ ખત્રણને ત્યાં તારે જમવા જવાનું છે, ત્યાં બ્હેનની ગગીને સાથે તેડતો જજે. ત્યારે શંકરીયો કહે કે પણ ગગીને નોતરૂં કયાં આપ્યું છે? ત્યારે તેનો બાપ કહે કે ભલેને નોતરૂં ન આપ્યું તો શું થયું? પણ કાંઇ બ્હેનની ગગી રહે? એ તને કહેવા સારૂ ઝાંપેથી પાછો અહીં સુધી આવ્યો. એ પછી પાછો જાય ને વળી પાછું કાંઇક યાદ આવે તેથી ફરીથી

પાછો ફરે ને આવીને કહે કે, શંકરીયા ત્હારી મા ક્યાં ગઇ? જો ધણુનો વખત થઇ ગયો છે, માટે ઝટઝટ ગાયને દોહી લે ને મૂકી આવ. હું જાણું ઘણુ ચાલ્યું જશે ને ગાય ઘેરે રહી જશે, તેથી તે કહેવા સારૂ નાકેથી પાછો આવ્યો. એ પછી પાછો ઝાંપા સુધી જાય ત્યાં વળી કાંઇક યાદ આવે તેથી પાછો ફરે ને ઘેરે આવીને કહે કે, શંકરીયા, પેટીની કુંચી સાચવી છે કે? જો એ ખોવાઇ જાય નહીં. એટલે બત્રીસ વર્ષનો લડઘો શંકરીયો નાનાં બાળકની પેઠે કહે કે કુંચીની મને ખબર નથી. ત્યારે ભગવાન ભટ્ટ પાછા કુંચી શોધવા લાગે. આવી રીતે છોકરાંને ભલામણ કરવા સારૂ રોજ ત્રણ ચાર વખત તે રસ્તામાંથી ચાલતો ચાલતો પાછો આવે. વાતમાં કાંઇ માલ હોય નહીં પણ એનો જીવ રહે નહીં અને એના ઘરમાં એવીજ ટેવ પડી ગએલી તેથી જો તે એવી કાળજી રાખે નહીં તો કાંઇક ગોટાળો થયા વિના પણ રહે નહીં. કોઇક દિવસ તો અરધે રસ્તેથી પાછો આવીને એમ કહે કે ઘોડીને નીરણ કરવાનું ભૂલશો માં. કોઇક વખત પાછો આવીને એમ કહી જાય કે છોકરાઓને વ્હેલું વ્હેલું શીરામણ કરાવજે. કોઇક દિવસ પાછો ફરીને એમ કહી જાય કે છોકરાંઓને જમવા તેડી જા ત્યાં પાસે રહીને ખુબ જમાડજે. જો એ બે બટકાં ખાઇને ઉઠી જાય નહીં હો! કોઇક દિવસ પાછો આવીને કહી જાય કે આજે ગામમાં બાવા આવ્યા છે માટે છોકરાંઓને રેઢાં મૂકીશ માં. અને કોઇક દહાડો અર્ધે રસ્તેથી પાછો આવીને કહી જાય કે આજે અથાણું કાઢવું છે માટે અથાણાંની ગાગરનું મોઢું ઉઘાડું રહી જાય નહીં એ સંભારજે. અસલનાં માણસો પોતાના ઘર માટે ને પોતાનાં છોકરાંઓ માટે આવાં લાગણીવાળાં હતાં, પણ હવે એમાંનું કાંઇ છે?

આમ વાત ચાલે છે એટલામાં મોતીલાલને ભણાવનારો માસ્તર

ત્યાં આવી પહોંચ્યો. તેની આગળ જમનાદાસ શેઠે હમણાં થઇ ગએલી બધી વાતો કહી બતાવી ને એ માટે તેનો અભિપ્રાય પૂછ્યો. ત્યારે માસ્તરે કહ્યું કેઃ—

## છોકરાંઓને કેવી કેળવણી આપવી તે વિષે શાસ્ત્રનો હુકમ.

પોતાનાં છોકરાંઓને આવી રીતે નમાલાં અને સ્વાર્થી બનાવવાં, તેમને બીકણ બનાવવાં અને અજ્ઞાની રાખવાં, આપણી અને આપણા દેશની પાયમાલીનું મૂળ છે. કારણ કે આપણાં છોકરાંઓ તે દેશની ભવિષ્યની પ્રજા છે. આપણા શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે ખાસ ભાર મૂકીને કહેલું છે કે, જે માબાપો પોતાનાં છોકરાંઓને અજ્ઞાની રાખે, નમાલાં રાખે અને સ્વાર્થી બનાવે તે માબાપો બાળકોનાં શત્રુ છે, તે માબાપો દેશનાં દુશ્મન છે, તે માબાપો ધર્મનાં વેરી છે અને તે માબાપો પોતાને માટે તથા પોતાનાં બાળકો માટે નરકની ટીકીટ લેનારાં છે. ભગવાન શ્રીકૃષ્ણ પોતે અવતારી પુરૂષ હોવા છતાં પણ ભણવા માટે ગુરૂને ઘેરે ગયા હતા અને પોતે મોટા વૈભવવાળા છતાં સુદામા જેવા ગરીબ બ્રાહ્મણની સાથે એક વર્ગમાં બેસીને ભણ્યા હતા. ભગવાન રામચંદ્ર અયોધ્યા રાજ્યના યુવરાજ છતાં તેમને માત્ર સોલ વર્ષની ન્હાની ઉમ્મરમાં રાક્ષસોની સાથે લડવા માટે મહારાજા દશરથે વિશ્વામિત્ર ઋષિની સાથે જંગલમાં મોકલ્યા હતા. હવે વિચાર કરો કે મહારાજા દશરથે જો રામ-લક્ષ્મણને બહારના મોજશોખમાં નમાલા જેવા રાખી મૂકયા હોત તો તેઓ રાક્ષસોનો સંહાર કરી શકત કે? તો તેઓ જનકના દરબારમાં મહાદેવનું મહાન ધનુષ્ય ભાંગી શકત કે? અને તેઓ કુંભકર્ણ તથા રાવણ જેવા રાક્ષસોને મારી શકત કે? જો મોજશોખ ભોગ-

વવામાંજ ખરૂં સુખ હોત, વૈભવો ભોગવવામાંજ જો સાચી મોટાઇ હોત અને છોકરાંઓને આપણ પોપલીયાં રાખવામાંજ જો જીંદગીની સાર્થક્તા હોત તો જેને ઘેરે વૃદ્ધાવસ્થામાં માંડ માંડ દીકરા આવેલા હતા એવા અયોધ્યાના મહારાજા દશરથ પોતાના વ્હાલામાં વ્હાલા દીકરાને–અરે પાટવી કુંવરને સોલ વર્ષની કાચી ઉમ્મરે રાક્ષસોની સામે લડવા સારૂ જંગલમાં મોકલત કે? પણ ક્ષત્રિય કુળ-ભૂષણ મહારાજા દશરથ સમજતા હતા કે જો છોકરાઓ બહાદુર થશે તોજ પોતાનું કર્તવ્ય બજાવી શકશે. જો છોકરાઓ બહાદુર થશે તોજ ધર્મનું રક્ષણ કરી શકશે. જો છોકરાઓ બહાદુર થશે તોજ કુળની આબરૂ વધી શકશે. અને જો છોકરાઓ બહાદુર થશે તોજ દેશમાંથી રાક્ષસોનો નાશ થઇ શકશે. માટે છોકરાઓને પોતાની બહાદુરી વધારવાની અને બતાવવાની તક આપવી જોઇએ. જો એવી તક ન આપીએ તો તેઓ નમાલાં બની જાય છે અને શોભાનાં પુતળાં જેવા રહી જાય છે.

આમ વાત ચાલતી હતી એટલામાં મોતીલાલનો એક દોસ્ત પોતાના હાથમાં એક ન્હાની ચોપડી લઇને ત્યાં આવ્યો. એ જોઇને મોતીલાલના બાપ જમનાદાસ શેઠે જરા ટકોરમાં પૂછ્યું કે, રાવ સાહેબ, શેની ચોપડી લાવ્યા છો? ત્યારે ભીમરાવે કહ્યું કે, આપણા નગરશેઠની વરસી પ્રસંગે તેમની યાદગીરી સારૂ તેમના નાના દીકરાએ સ્વદેશી સભાએ પાસ કરેલી "પ્રતાપસિંહની પ્રતિજ્ઞા" નામે દશ હજાર ચોપડીઓ છપાવીને લોકોમાં મફત આપવા સારૂ સ્વદેશી સભાને ભેટ આપેલી છે. તે સભામાં "બાળકો તરફ માબાપોની ફરજ" એ વિષય ઉપર આજે બાવાજીનું ભાષણ હતું, તે વખતે આ ચોપડી ત્યાં સૌને ભેટ આપી હતી. હું પણ ત્યાંથીજ ચાલ્યો આવું છું એટલે ચોપડી હાથમાં રહી ગઇ છે.

એ સાંભળીને મોતીલાલના માસ્તરે કહ્યું કેઃ—ઓહો ! સ્વદેશી સભા તરફથી આ ચોપડી ભેટ મળી છે ? ત્યારે તો તેમાં જરૂર કાંઇક ઉંચો માલ હશે. લાવો જોઇએ. એમ કહીને ભીમરાવના હાથમાંથી માસ્તરે ચોપડી લીધી અને મથાળું વાંચવા લાગ્યા. ત્યારે વિઠ્ઠલદાસે કહ્યું કે, એમાંથી અમને પણ કાંઇક સંભળાવો. સ્વદેશીવાળા શું ઉકાળે છે એ જોઇએ તો ખરા ? એમ કહીને તેણે જમનાદાસ શેઠ સામું જોયું. ત્યારે શેઠે કહ્યું કે, એ બધી મફતની માથાકૂટ, એમાં કાંઇ વળે નહીં. બધું સાવ પોલે પોલું. કેવું સ્વદેશીને કેવી વાત ? એ બધા નવરાના ધંધા. ચાલોની દુકાને તે કાંઇક વકરો તો થાય. એવી કૂટમાં આપણું શું વળે ? પણ વિઠ્ઠલદાસે કહ્યું કે, થોડુંક સાંભળી લઇએ પછી જઇએ. ત્યારે જમનાદાસ શેઠે કહ્યું કે, ભલે ત્યારે સાંભળો. વાંચો માસ્તર, એમ હુકમ થયો તેથી માસ્તર વાંચવા લાગ્યા.

## મહારાણા પ્રતાપસિંહની જય થાઓ.

મહા પ્રતાપી અકબર બાદશાહની સાથે જેણે ઘણાં વરસો સુધી લડાઇ કરી પોતાની અખંડ સ્વતંત્રતા સાચવી હતી તે મહારાણા પ્રતાપસિંહની જય થાઓ. ક્ષત્રિય જાતિનું જેણે પાણી રાખ્યું હતું અને મેવાડને પરાધીન થવા દીધું ન હતું તે મેવાડના મહારાણા પ્રતાપસિંહનું નામ અમર થાઓ. સ્વદેશ ઉપરનો પ્રેમ એટલે શું ? એ પ્રેમ કેવો હોવો જોઇએ ? સ્વદેશની આબરૂ અને સ્વતંત્રતા જાળવવા માટે અને પોતાના દેશ માટે દરેક મનુષ્યના હૃદયમાં કુદરતી રીતે રહેલો **वंदे मातरम्** ભાવ સિદ્ધ કરવા માટે દેશનાં દરેક માણસોએ કેવા મોટા મોટા ભોગો આપવા જોઇએ ? તે માટે આખી દુનિયામાં સૌથી અસરકારક દાખલો બેસાડનાર મહારાણા પ્રતાપસિંહના

આત્મા ઉપર ઇશ્વરના આશીર્વાદ ઉતરો. પોતાનું કર્તવ્ય બજાવવા સારૂ માણસોએ કેટલું બધું સહન કરવું જોઇએ ? પોતાના વડીલોની આબરૂ જાળવી રાખવા સારૂ માણસોએ કેટલો બધો પુરૂષાર્થ કરવો જોઇએ ? પોતાના ધર્મને બચાવવા માટે માણસોએ કેવા મોટા ભોગો આપવા જોઇએ ? પોતાનો ટેક તથા સ્વતંત્રતા જાગતવા માટે, પોતાની ઉંચ વૃત્તિયો અને અંતરાત્માની પ્રેરણાઓને વળગી રહેવા સારૂ જેણે પોતાના રાજ્યના વૈભવો ઉપર પૂળો મુકીને ઘણાં વર્ષો સુધી મહાભારત દુઃખો ખમેલાં છે તે સૂર્યવંશી મહારાણા પ્રતાપસિંહની કીર્તિ અમર થાઓ; અને માતૃભૂમિ ઉપરના પ્રેમને ખાતર, દેશની સ્વતંત્રતાને ખાતર તથા પોતાના બંધુઓને ગુલામગિરીમાંથી છોડાવવા સારૂ જેણે બહુ વખત પ્રતિજ્ઞાઓ લીધી હતી અને એ પ્રતિજ્ઞાઓ પાળી દેશનું કલ્યાણ કરવા સારૂ **देहं पातयामि किंवा अर्थं साधयामि** એ મહાસુત્રને પકડી રાખી પોતાની જીંદગીના છેલ્લા શ્વાસ સુધી જે બળવાન દુશ્મનોની સામે લડયા હતા, એટલુંજ નહીં પણ મરતી વખતે પણ જેણે પોતાના પુત્ર અમરસિંહ પાસે એવું પાણી મૂકાવ્યું હતું કે, " હું દેશને ખાતર લડીશ, " તે મહારાણા પ્રતાપસિંહની ભલી ઇચ્છાઓની ઇશ્વર અમારા હૃદયમાં પ્રેરણા કરો.

## મહારાણા પ્રતાપસિંહનું ઝુપડું.

પોતાની જન્મભૂમિને દુશ્મનોના જુલમમાંથી બચાવી લેવા સારૂ અને પોતાના દેશની સ્વતંત્રતા કાયમ રાખવા સારૂ મહારાણા પ્રતાપસિંહે પ્રતિજ્ઞા લીધી હતી કે, જ્યાં સુધી મેવાડમાંથી દુશ્મનોને દેશનિકાલ કરી શકું નહીં ત્યાં સુધી મારે રાજમહેલમાં રહેવું નહીં, પણ ઝુંપડામાં રહેવું. ત્યાં સુધી મ્હારે પલંગ ઉપર સુવું નહીં, પણ ઘાસની પથારી ઉપર સુવું; અને ત્યાં સુધી મ્હારે કોઇ પણ જાતના વૈભવો ભોગવવા નહીં એટલુંજ નહીં, પણ જ્યાં સુધી મારી પ્રજા ઉપર

દુશ્મનોનો ત્રાસ છે ત્યાં સુધી હું ધાન નથી ખાતો પણ ધૂળ ખાઉં છું, એમ સમજીને મહારાણા પ્રતાપસિંહ જમતી વખત પોતાના ભાણામાં ચપટી ધૂળ નાંખતા હતા. દેશના ભલા માટે, દેશની સ્વતંત્રતા માટે અને લોકોને દુઃખમાંથી છોડાવવા માટે આવી આવી આકરી પ્રતિજ્ઞાઓ લીધેલી હોવાથી મહારાણા પ્રતાપસિંહ પોતાનો રાજમહેલ છોડીને એક નાના ઝુંપડામાં રહેતા હતા. એ ઝુંપડામાં જવાનું બારણું નાનું હતું તેથી સીધે સીધા ઉભા રહીને તેમાં જઇ શકાતું ન હતું, પણ જરા વાંકા વળીને તેમાં દાખલ થવાતું હતું.

એક વખત મહારાણા પ્રતાપસિંહ પોતાની રાણી પાસે બેઠા બેઠા કાંઇ ઘર સંસારી વાતો કરતા હતા. એટલામાં પાટવી કુંવર અમરસિંહ ત્યાં આવ્યો. તેને પોતાની અક્કડતાઇમાં ઝુપડાંનું બારણું નાનું છે એમ એ વખતે યાદ આવ્યું નહીં, તેથી નમ્યા વિના સીધી રીતે અંદર દાખલ થવા જતાં ઝુંપડાના બારણાનો ઉપલો ભાગ તેની પાઘડી સાથે લાગ્યો તેથી પાઘડી જરા વાંકી થઇ ને પડી જવા જેવી થઇ ગઇ. અમરસિંહને એ જોઇને બહુ ગુસ્સો લાગ્યો, બહુ શરમ લાગી અને બહુ દિલગીરી લાગી. કારણ કે તે મોજશોખનો શોખીન હતો. બીજા નાનકડા રાજાઓ તથા શેઠ સાહુકારો પણ કેવા મોટા મોટા વૈભવો ભોગવે છે એ બધું તેની નજર આગળ તરવા લાગ્યું; અને બીજી બાજુ પોતાને કેવાં સંકટો ભોગવવાં પડે છે એ પણ દેખાયું. જો પોતાનો બાપ જરાક ઝુકી જાય અને જરાક ઢીલી લગામ મૂકે તો પોતે પણ કેવા મોટા મોટા વૈભવો ભોગવી શકે એ બધું તેના મનમાં પ્રત્યક્ષ થઇ ગયું, અને તેનું મ્હોડું પડી ગયું. તે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના નીચું જોઇને પોતાની મા પાસે બેસી ગયો. પછી જરાવાર રહીને પોતાની પાઘડી પાડી નાંખનાર ઝુપડાના નાનકડા બારણા તરફ ફરીથી તેણે તિરસ્કારની નજરથી જોયું. એવા

ભાવથી કે જાણે ક્યારે એ બારણાના ટૂકડે ટૂકડા કરી નાખું અને ક્યારે એ ઝુંપડાને ઉખેડીને ફેંકી દઉં !

## પ્રતાપસિંહને વાગેલો નવી જાતનો ઉંડો ઘા.

પ્રતાપસિંહે બરોબર રીતે આ દેખાવ જોઇ લીધો. તેના અનુભવી અંતઃકરણમાં અમરસિંહના વિચારો જણાઇ ગયા. મહારાણા પ્રતાપસિંહના હૃદયમાં એથી કરીને બહુ ભયંકર ઘા વાગ્યો. અમરસિંહનો ચહેરો જોઇને તેને એમ થઇ ગયું કે અરર ! ! મારો દીકરો આવો નાલાયક અને આટલો બધો અકકડ કે થોડુંક દુઃખ ભોગવવું પડે તેમાં આટલો બધો મિજાજ બગડી જાય ? એ છોકરો તે મારી પ્રતિજ્ઞાઓ કેમ પાળી શકશે અને બળવાન બાદશાહોની સામે કેમ લડી શકશે ? એ છોકરો પોતાના દેશનું કલ્યાણ કેમ કરી શકશે ? અરે હાય હાય ! મારો દીકરો આવો નમાલો ? મારો દીકરો આવો કાયર ? મારો દીકરો આવો મોજીલો ? અને મારોજ દીકરો મારૂં નામ બોળે એવો ? એ દીકરો શેનો ? એ તો દુશ્મન. મેં સાંભળ્યું છે કે, અસલના વખતમાં એક દેશમાં* એવો કાયદો હતો કે દેશને ઉપયોગી ન થઇ શકે પણ ઉલટાં માથે પડે એવાં નમાલાં છોકરાં હોય તેઓને મારી નાંખવાં. ત્યાં રાજસભાના હુકમથી છોકરાંઓની બારિક તપાસ કરાવવામાં આવતી અને તેમાં જે છોકરાં નાલાયક સાબીત થતાં તેને એ લોકો પોતાની ખુશીથી મારી નાંખતા હતા. એથી વીણી કહાડેલાં બહાદૂર માણસોજ તેઓના દેશમાં રહેતાં અને પછી તો કુદરતી રીતે લડવૈયા વીરોજ એ દેશમાં પેદા થતા હતા. તેથી હજી સુધી એ લોકોની કીર્તિ અમર રહી છે. માટે મ્હારે પણ એમજ કરવું જોઇએ. નમાલા માણસોનો મારા દેશમાંથી નાશ કરવો

* સ્પાર્ટન લોકોમાં એ કાયદો હતો.

જોઇએ અને એ કાયદો પ્રથમ મારેજ ઘેરેથી શરૂ થવો જોઇએ. કારણ કે જેને પોતાના દેશને માટે દરકાર નથી પણ પોતાના સ્વાર્થ-નીજ દરકાર છે, જેને પોતાના બાપ દાદાઓની આબરૂની દરકાર નથી પણ માત્ર મોજશોખનીજ દરકાર છે અને જે મ્હારી આખી જીંદ-ગીની મહા મહેનત ઉપર પાણી ફેરવવા માગે છે, એવી મહેનત કે જેમાં હજારો માણસોનું લોહી રેડાયું છે, જેમાં મારા ખજાનાનો નાશ થયો છે, જેમાં મારી રૈયત પાયમાલ થઇ ગઇ છે અને જેમાં મારા બહાદૂર સરદારો તથા વ્હાલાં સગાંઓનો ભોગ અપાએલો છે, તે મહે-નત ઉપર પાણી ફેરવે એવા નાલાયક દીકરાએ શા માટે જીવવું જોઇએ? એમ વિચારતે વિચારતે પ્રતાપસિંહનો હાથ પાસે પડેલી પોતાની તર-વારની મુઠ ઉપર પડયો. એ વખતે અમરસિંહ સાથે વાતમાં રોકાએલી રાણીની નજર પ્રતાપસિંહના ચ્હેરા ઉપર પડી, તેથી તે પ્રથમ જરા અજબ થઇ, પછી જરા ગભરાણી અને પછી જરા વિચાર કરી ગંભી-રાઇથી બોલી કે, પ્રાણનાથ, હજી પણ લડાઇનાજ ખ્યાલો!! આપણે આપણા ઘરમાં કુટુંબમંડળમાં બેઠાં હોઇએ ત્યારે પણ દુશ્મનનાજ વિચારો!! આવી ફિકરમાં ને ફિકરમાં આપનું શરીર કેટલું બધું નબળું થઇ ગયું છે એ તો જરા જુઓ? ઇશ્વરની કૃપાથી ને આપના પુરૂષાર્થથી હવે તો બધું ઠીક છે, હવે આપ શા માટે એટલી બધી ફિકર કરો છો? મહારાણીની આ વાત સાંભળીને પ્રતાપસિંહ જાણે સ્વપ્નામાંથી જાગતો હોય તેમ પોતાના મસ્ત ખ્યાલોમાંથી જાગૃત થઇને પોતાની પત્થર જેવી સ્થિર આંખોએ ઘણીવાર સુધી તેના ગંભીર ચ્હેરા સામું જોયા કર્યું. એટલામાં અમરસિંહ નમીને ચાલ્યો ગયો.

## દીલ્હીના બાદશાહ કરતાં પણ મ્હોટો દુશ્મન.

અમરસિંહ ગયા પછી પ્રતાપસિંહે કહ્યું:--દેવી, મ્હારો એક

મ્હોટો દુશ્મન પેદા થયો છે. એ દુશ્મન દિલ્હીના બાદશાહ કરતાં પણ મ્હોટો છે. કારણ કે દિલ્હીના બાદશાહ સાથે હું મારી મરજી મુજબ લડી શકતો, પણ આ દુશ્મન સાથે મારી મરજી મુજબ લડી શકાય તેમ નથી. એ દુશ્મનોની મને દયા આવતી ન હતી પણ આ દુશ્મનની મને દયા આવે છે. પરદેશી દુશ્મનો તો સેંકડો ગાઉ દૂરથી મારી પાસે આવે ત્યારે લડી શકતા પણ આ દુશ્મન તો આપણા ઘરમાંજ છે. અને વળી એ દુશ્મનોના ઘા તો શરીર ઉપર બહારથી વાગતા હતા પણ આ ઘરના દુશ્મનના ઘા તો હૃદયની અંદરથી વાગે છે. આવો એક શત્રુ આપણા ઘરમાં પેદા થયો છે માટેજ હું મુંઝાઉં છું અને એ વિચારમાંજ તરવાર ઉપર હાથ પડી ગયો હતો.

આ સાંભળીને રાણી જરા ગભરાણી, તોપણ પ્રતાપસિંહના મનમાંથી આ ખ્યાલ ઉડાવી દેવા સારૂ પોતાના ચ્હેરા ઉપર જરા શાંતિ રાખીને બોલી કે, તમને તો જયાંને ત્યાં સૌ દુશ્મનોજ દેખાય છે ? આ ભ્રાંત તે કયારે મટશે ?

ત્યારે પ્રતાપસિંહે કહ્યું કેઃ—દેવી, એ ભ્રાંતિ નથી. તને બહુ માઠું લાગશે અને તું મારી વાત માનીશ નહીં, પણ સાચે સાચું કહું છું કે આપણો અમરસિંહ એ મારો દુશ્મન છે.

આ સાંભળીને રાણી ચોંકી ગઇ ને બોલી ઉઠી કે, હેં ! આ ગજબ જેવું તમે શું બોલો છો ? મારો અમરસિંહ તમારો દુશ્મન! અમરસિંહ તો આપણું રત્ન છે. તમારો દીકરોજ તમારો દુશ્મન ! એમ કહેતાં કહેતાં રાણીની આંખમાં આંસુ આવી ગયાં.

ત્યારે પ્રતાપસિંહે કહ્યું કેઃ—અમરસિંહ તારો દીકરો છે ને મારો દીકરો નથી ? દેવી ! તારા કરતાં મને એની ઉપર વધારે હેત છે. એટલુંજ નહીં પણ એની ઉપર મારી બહુ મોટી મોટી આશાઓ

છે. કે જેને ખાતર મ્હેં બેસુમાર કષ્ટ સહન કર્યાં છે તે માતૃભૂમિનો ભાર મારે એને સોંપવાનો છે. મહા પ્રતાપી સૂર્યવંશની કીર્તિ જાળવી રાખવાનું મહાભારત કામ મારે એને સોંપવાનું છે. મારી વફાદાર રૈયતનાં સુખ દુઃખ ને લાખો લોકોની જીંદગી મારે એના હાથમાં સોંપવાની છે. મારા દુશ્મનોનો નાશ કરવો ને મારી પ્રતિજ્ઞા પૂરી કરવી, એ બધું હવે મારે તેની પાસેથી કરાવવાનું છે. માટે તારા કરતાં હું એને વધારે ચાહું છું. પણ અફસોસ કે એ છોકરો નમાલો છે, એટલે એમાંનું કાંઇ પણ એનાથી બની શકે એમ નથી, અને તેથીજ તે મારો શત્રુ છે. એ મોજીલા સ્વભાવનો છે, એ લડાઇનો કાયર છે અને એ દેશને અર્થે દુઃખ ખમી શકે તેવો નથી, માટે મારો શત્ર છે. એનામાં પોતાના કુળનું, બાપદાદાઓની આબરૂનું અને પોતાના દેશનું અભિમાન નથી માટે એ મારો શત્રુ છે. તેને સ્વતંત્રતાની કિંમત નથી, એનામાં પોતાનું માન જાળવવાનું બળ નથી અને સ્વદેશના કલ્યાણ અર્થે લીધેલી મારી પ્રતિજ્ઞાઓની એ કિંમત સમજતો નથી, માટે એ મારો શત્રુ છે. શું પ્રતાપસિંહનો દીકરો આવો હોય!! એ કરતાં તો દીકરો ન હોય એ વધારે સારૂં. એમ કહીને મહારાણા પ્રતાપસિંહે એક ઉંડો નિઃસાસો નાખ્યો.

ત્યારે રાણીએ કહ્યું કેઃ—તમે કેમ જાણ્યું કે એ કાયર છે? તમને એનામાં એટલા બધા અવગુણો દેખાઇ ગયા તેનું કારણ શું?

## પ્રતિજ્ઞા પાળવા માટે બાંધેલા ઝુંપડાની કિંમત.

પ્રતાપસિંહે કહ્યુંઃ—હમણાંજ જોયુંની! આ ઝુંપડામાં આવતી વખતે એના કેવા હાલ થયા? આ ઝુંપડું શું છે એ તેને ખબર છે? આ ઝુંપડું સૂર્યવંશનો કીર્તસ્થંભ છે, આ ઝુંપડું મ્હારી આખી જીંદગીની મહા મહેનતનું પરિણામ છે, આ ઝુંપડું સીસોદીયાનું નાક

છે, આ ઝુંપડું હવે પછીના બાપારાઓના વંશજોને શાંતિ આપનારૂં પવિત્ર તીર્થ છે, એની તેને ખબર છે? મેવાડની પાયમાલી થઇ ગઇ, ચિતોડ ઉજ્જડ થઇ ગયું, ધનનું સત્યાનાશ વળી ગયું અને માણસોનો ધાણ નીકળી ગયો ત્યારે તેના બદલામાં આ ઝુંપડું બંધાયું છે. એ સ્વતંત્રતા જાળવી રાખવાની પ્રતિજ્ઞાનું ઝુંપડું છે. આપણા બંધુઓને શત્રુઓની ગુલામગીરીમાંથી છોડાવવાની, દેશનું કલ્યાણ કરવાની અને દુશ્મનોને દેશનિકાલ કરવાની પ્રતિજ્ઞાનું એ ઝુંપડું છે. એ ઝુંપડા સારૂ તો લાખો માણસોનું લોહી રેડાયું છે અને હજી રેડાશે. માટે જે દેશની દાઝ ધરાવનાર માણસ હોય તેણે તો પોતાનામાં એવું બળ મેળ-વવા સારૂ આ ઝુંપડાને અંતરના ઉમળકાથી પગે લાગવું જોઇએ; અને જે સાચી લાગણીવાળાં માણસો હોય તેણે તો એની ધૂળ પોતાના માથા ઉપર ચ્હડાવવી જોઇએ. તેને બદલે તું ને હું બન્ને હાજર છતાં માનને ખાતર પણ જેનું માથું નીચું ન નમ્યું અને એવા પવિત્ર સ્થળને ન નમવા માટે જેને એજ વખતે કુદરતી શિક્ષા થઇ. ( એટલે કે માથેથી પાઘડી પડી ગઇ. ) એથી જો ડાહ્યો હોય તો તેણે પોતાના અંતઃકરણમાંથી પસ્તાવું જોઇએ અને ઇશ્વરની માફી માગવી જોઇએ. તેને બદલે એ વખતે તેના મનમાં એમ થઇ ગયું કે કયારે હું આ એમ લગામણા નાનકડા બારણાના ટૂકડે ટૂકડા કરી નાખું અને કયારે હું આ દુઃખદાયક ઝુંપડાને અહીંથી ઉખેડીને ફેંકી દઉં! તેણે બારણા તરફ ફેંકેલી તિરસ્કારની નજર તેં નહીં જોઇ હોય. જો એ તિરસ્કારની નજર તું જોત તો તને પણ એમ લાગત કે હાય હાય!! મારો દીકરો આવો હોય? કારણ કે એ તિરસ્કારની નજર કાંઇ આ જંગલી ઘાસ–લાકડાં ઉપર નથી પડી, પણ એ નજર તો મારી મહા પ્રતિજ્ઞાઓ ઉપર, મારા શુભ હેતુઓ ઉપર, મારી આખી જીંદગીના પુરૂષાર્થ ઉપર, દેશની સ્વતંત્રતા ઉપર અને સ્વ-

દેશના કલ્યાણ ઉપર પડેલી છે. એ તિરસ્કારની નજરથી તો મારી છેવટની જીંદગી ને મારૂં મોત પણ બગડી જાય તેમ છે. માટે હુ કહું છું કે એ દીકરો મારો દુશ્મન છે. હવે તુ સમજી કે નહીં ?

## સ્ત્રીઓના હૃદયના ભાવ–માનું હેત.

આ સાંભળીને રાણીએ કહ્યું કેઃ—આતે તમને થયું છે શું ? આવી ભ્રાંતિ તે તમોને કેમ થઇ ગઇ છે ? શું એના મનમાં કાંઇ એમ હતું કે તમારી પ્રતિજ્ઞાઓનું અપમાન કરવું ? નહીં, નહીં. વહાલા, એવો વહેમ ન રાખો. એ તો હજી બાળક છે એટલે બાળકપણાની મસ્તીમાં ચાલ્યો આવતો હતો તેથી નાનાં બારણાંનો ખ્યાલ ન રહો ને પાઘડી વાંકી થઇ ગઇ, એટલે શરમને લીધે તેને જરા ગુસ્સો ચઢયો હશે તેથી બારણા સામે જેવાઇ ગયું હશે. એમાં તો આટલા બધા ગુસ્સે થઇ જાઓ છો ? જરા જુઓ તો ખરા કે મેવાડના રાજ્યનો ગાદીવારસ છતાં એણે બિચારાએ કોઇ દિવસ વૈભવો ભોગવ્યા છે ? આપણી હયાતીમાં પણ જો તે સુખ નહીં ભોગવી શકે તો પછી એ કયારે સુખ ભોગવી શકશે ? એમ કહેતે કહેતે રાણીની આંખમાં આંસુ આવી ગયાં.

ત્યારે પ્રતાપસિંહે કહ્યું કેઃ—અરે દેવી ! છેક ગામડી બાઇડીઓના જેવા વિચારો તારામાં કયાંથી ? હુ જાણું છું કે પુત્ર ઉપરના સ્નેહને લીધેજ તારાથી આમ બોલાઇ જવાય છે.

## એ વખતની દેશની સ્થિતિ.

અરે દેવી, જરા વિચાર તો કર કે ભ્રાંતિમાં કોણ છે ? તું કે હું ? જ્યારે આપણી સ્વતંત્રતા ડગુમગુ થઇ રહી છે, જ્યારે આપણા બાહુબંધો ગુલામગીરીની સાંકળમાં બંધાતા જાય છે, જ્યારે આપણી પ્રજા ઉપર ત્રાસદાયક જુલમ થાય છે, જ્યારે આપણી પવિત્ર

ગાય માતાઓનો વધ થાય છે, જ્યારે આપણા બંધુઓને વટલાવી દેવામાં આવે છે, જ્યારે આપણને લૂંટી લેવા ને ફોલી ખાવા માટે દુશ્મનોનાં ટોળે ટોળાંઓ આપણા દેશમાં ચાલ્યાં આવે છે, જ્યારે આપણા જાનમાલ જોખમમાં છે, જ્યારે આપણા લોકોને તરણા કરતાં પણ વધારે તુચ્છ ગણવામાં આવે છે, જ્યારે આપણા દેશની લક્ષ્મી લૂંટાઇ જાય છે, જ્યારે આપણા બાપદાદાઓની આબરૂ ઉપર પાણી ફરે છે, જ્યારે આપણને સેંકડો નવી નવી જાતના કર ભરવા પડે છે, જ્યારે નવી નવી જાતના ભયંકર રોગો તથા દુષ્કાળો વગેરે મહા-ભારત આફતો આપણને ખમવી પડે છે; એટલુંજ નહીં પણ જ્યારે આપણી વહુ દીકરીઓની આબરૂ જોખમમાં છે ત્યારે આપણે આપણાં છોકરાંઓને લાડ લડાવવાં જોઇએ કાં! અને ત્યારે આપણે આપણાં છોકરાંઓને મોજીલાં બનવા દેવાં જોઇએ કાં?

દેવી! અત્યારે તો આપણા દેશમાં એવો આફતનો વખત છે કે, જે માણસના મનમાં સ્વદેશની દાઝ હોય, પોતાના બંધુઓના સુખ માટે જેઓનાં જીગર તરફડતાં હોય, પોતાનો ધર્મ બચાવવા માટે જેઓના અંતરમાં તાલાવેલી થતી હોય, સ્વતંત્રતાની જેને ખરેખરી કિંમત હોય, જે પોતાની અને પોતાના દેશની આબરૂ જાળવવા ચ્હાતા હોય, જે પરદેશીઓની ગુલામગીરીમાંથી છુટવા ઇચ્છતા હોય અને જે પોતાની ભવિષ્યની પ્રજાને દુનિયામાં આગળ વધારવા તર-ફડતા હોય; તે દરેક માણસોની ખાસ ફરજ છે કે તેઓએ પોતાનાં છોકરાંઓને આત્મભોગના મહામંત્રનીજ ગળસુદી પાવી જોઇએ. આપણાં છોકરાંઓની નાળ કાપતી વખતજ આપણે તેઓના મનમાં દૃઢ સંકલ્પથી એવો મંત્ર મૂકી દેવો જોઇએ કે જેમ આજે નાળ કપાય છે તેમજ દેશનાં કલ્યાણને અર્થે કદી તમારાં માથાં કપાઇ જાય તોપણ એને ધન્યભાગ્ય સમજજો. છઠ્ઠી પૂજતી વખતેજ

તેનામાં એવા સંસ્કાર મૂકવા જોઇએ કે તારા દેશની સેવા કરવા માટે વિધાત્રીએ તારા નસીબમાં બહુજ સારા લેખો લખેલા છે, માટે એનો લાભ લેજે. નામ પાડતી વખતેજ એવી જાતની ક્રિયા કરવી જોઇએ કે જ્યારે તે મોટાં થાય ત્યારે પોતાના નામની સાર્થકતા કરતાં સમજે. દેવી! હાલમાં આપણા દેશનો એવો બુરો વખત છે કે જેની કાંઇ વાતજ ન પુછ. માટે જો એવી બુરી હાલતમાંથી છુટવું હોય તો આપણા દેશનાં દરેક માબાપોએ પોતાનાં છોકરાંઓના મનમાં કર્તવ્યનાં બીજ રોપવા સારૂ સ્વદેશ પ્રેમનાંજ હાલરડાં ગાવાં જોઇએ. બાળપણની રમતોમાંજ બહાદુરી શીખવવી જોઇએ. બાળક-પણાની સાદી સાદી નિર્દોષ વાતોમાંથીજ તેઓના મનમાં સ્વદેશ સેવા ભરવી જોઇએ. સ્વદેશ પ્રેમનોજ તેઓને એકડો ગોખાવવો જોઇએ. દેશને અર્થે પોતાના અંગત સ્વાર્થનો ભોગ આપતાં શીખવાનોજ તેઓને કક્કો ઘુંટાવવો જોઇએ અને જેવી રીતે તેઓમાં હિંમત અને સ્વદેશ પ્રેમ વધે, જેવી રીતે તેઓ સ્વતંત્ર થતાં અને સ્વદેશના કલ્યા-ણને અર્થે દુઃખ ખમતાં શીખે એવી રીતે તેઓને ઉછેરવાં જોઇએ. તેને બદલે પ્રતાપસિંહ પોતાનાજ પાટવીકુંવરને લાડ લડાવીને તેને મોજીલો બનાવે કાં? તેને બદલે મારોજ છોકરો નમાલો થાય અને દેશના કલ્યાણને અર્થે લીધેલી મારી વહાલામાં વહાલી પ્રતિજ્ઞાઓ પાળવામાં કાયર થાય એ હું સાંખી જાઉં કાં? દેવી! મેવાડના સૂર્ય-વંશી પ્રતાપથી એ કદી પણ બનવાનું નથી. કારણ કે પ્રતાપસિંહ એમ સમજે છે કે,

**દેશમાં આફત ચાલતી હોય ત્યારે છોકરાંઓને મોજશોખમાં ઉછેરવાં એ મહાન પાપ છે.**

પોતાના બંધુઓ જ્યારે શત્રુના પગ નીચે કચરાતા હોય ત્યારે પોતાનાં છોકરાંઓને નમાલાં તેમજ ખુશામતીયાં બનાવવાં એ તેઓની

ઉપર શ્રાપ ઉતારવા જેવું છે. પોતાના દેશમાં જ્યારે દુશ્મનોનાં ટોળે ટોળાં ચાલ્યાં આવતાં હોય અને દેશની લક્ષ્મી લૂંટી લઇ પ્રજાને ભીખારી બનાવતાં હોય ત્યારે આપણાં છોકરાંઓને આપણે હિંમત વિનાનાં, સ્વાર્થી, ઢીલાં, બીકણ, હાજી હા કરનારાં, રોતીસુરત બનાવવાં અને તેમને મોજ શોખમાં ઉછેરવાં એ તેઓના પગમાં કુહાડો મારવા જેવું અને આપણું પોતાનું નાક કપાવવા જેવું છે. માટે આ વખતે તો જેમ બને તેમ આપણે આપણાં છોકરાંઓને બહાદૂર, મોટા મનનાં અને પોતાના દેશને અર્થે પોતાના સ્વાર્થનો ભોગ આપીને વાજબી લડાઇ લડી શકે એવાં બનાવવાં જોઇએ. તેને બદલે હું મારા પાટવીકુંવરને ખોટા લાડમાં ઉછેરૂં કાં? મારે જેને મેવાડની ગાદી સોંપી જવી છે, મારે જેને મારા નિષ્કલંક કુળની વંશ પરંપરાની આબરૂ સોંપી જવી છે, મારે જેના હાથમાં મારી વફાદાર રૈયતના જાનમાલની દોરી સોંપી જવી છે અને મારે જેના હાથમાં મારી આખી જીંદગીની મહા મહેનત તથા દેશના કલ્યાણની આકરી પ્રતિજ્ઞાઓ પાળવાનું કામ સોંપી જવાનું છે, તે મારા પાટવી કુંવરને હું મોજીલો થવા દઉં કાં? દેવી! હું જાણું છું કે લડાઇનાં દુઃખો ભોગવી ભોગવીને તું કાયર થઇ ગઇ છે અને રાજાઓનાં છોકરાંઓને જે વૈભવો મળવા જોઇએ તે વૈભવો ભોગવવાની તકો આપણાં છોકરાંઓને નહિ મળતાં ઉલટાં કોઇ કોઇ વખત તો કટકા રોટલા વિના પણ તેઓને તરફડવું પડયું છે. ઇશ્વર કૃપાથી એ બધી આફતોમાંથી હવે આપણે છુટયાં છીએ માટે છોકરાંઓને મોજમજા કરવા દેવાની તારી મરજી થાય એ સ્વાભાવિક છે, પણ

## દેવી! જરા ભવિષ્યનો વિચાર કરી જો અને પછી મને કહે કે તને શું ગમે છે?

આપણાં છોકરાંઓ નમાલાં થાય ને આપણું નાક કપાવે એ

તને ગમે છે કે આપણાં છોકરાંઓ બહાદુર થાય અને દેશમાંથી દુશ્મનોનો નાશ કરે એ તને ગમે છે? આપણાં છોકરાં આપણા દેશના દુશ્મનોની ખુશામતો કરીને પોતાનું પેટ ભરે એ તને ગમે છે કે દેશને અર્થે પોતાનાં માથાં આપીને આપણા પિતૃઓને રાજી કરે એ તને ગમે છે? એકવાર ગુલામગીરી સ્વિકારીને મનુષ્યપણું ખોઇ દીધા પછી તથા દેશનું સત્યાનાશ વાળવામાં પોતાનો ભાગ રાખ્યા પછી આપણાં છોકરાં સોનાની સાંકળી, મોતીની માળા કે હીરાના હાર પહેરીને ઘોડાગાડીમાં કે પાલખીમાં બેસીને બજારમાં ફરવા નીકળે એ જોઇને આપણે રાજી થવું જોઇએ કે આપણા બાપદાદાઓની આબરૂને ખાતર તથા આપણા ધર્મ અને આપણા દેશબંધુઓને ખાતર પ્રાણનો ભોગ આપી અપ્સરાઓના હાથની વરમાળા તેઓ પહેરે એથી આપણે રાજી થવું જોઇએ? હું જાણું છું કે તારો દીકરો બહાદુર થાય અને દેશને અર્થે પોતાના પ્રાણનો ભોગ આપતાં શીખે, તારો દીકરો પોતાનો ટેક જાળવે અને દુશ્મનોને હરાવે એજ તારા અંતઃકરણને ગમે છે; પણ સ્ત્રી જાતિની સ્વાભાવિક નબળાઇને લીધે, બચ્ચાંઓ ઉપરના પ્રેમને લીધે અને બહુ વખતથી આપણે દુઃખ ભોગવીએ છીએ માટે સુખ ભોગવવાની લાલસાને લીધેજ તારાં છોકરાંઓ માટે તને મોજશોખના વિચારો આવી જાય છે. પણ દેવી! અત્યારે મોજશોખમાં ધ્યાન રાખવાથી કેવી ભયંકર ખરાબી થઇ જાય એની કાંઈ તને ખબર છે?

## અરે હાય હાય! અત્યારે મોજશોખ!

જ્યારે આપણા જીવ જોખમમાં છે ત્યારે મોજ શોખ! જ્યારે કહી શકાતું નથી કે આપણે કઈ ઘડીએ સપડાઈ જઇશું, કેવાં ભયંકર કેદખાનાંમાં કેટલા લાંબા કાળ સુધી પડ્યું રહેવું પડશે, કેવા બૂરા

મ્હોતે મરવું પડશે, હાથીના પગ નીચે કચરાઇને મરવું પડશે કે તોપના ગોળાથી મરવું પડશે કે જીવતે બાળી મૂકશે કે જંગલી જનાવરો પાસે મારી નંખાવશે કે ભૂખે મારી નાખશે કે જીવતે શરીરની ચામડી ઉતરાવી નાખશે અથવા એથી પણ વધારે ત્રાસદાયક બીજા શું શું જુલમ ગુજરશે એની કાંઈ હદ નથી. એવા વખતમાં આપણાં છોકરાંઓ મોજમજા કરે! અને જ્યારે આપણા ભાઇબંધોને જોર જુલમથી વટલાવી દેવામાં આવે છે, જ્યારે આપણા ભાઇબંધોને પશુ અને ગુલામ જેવા ગણવામાં આવે છે, જ્યારે દેશમાં બધે ઠેકાણે અંધેર ચાલી રહ્યું છે, જ્યારે નીચ હવસના અમલદારો ઠેકાણે ઠેકાણે ત્રાસ વર્તાવી રહ્યા છે, જ્યારે ઇન્સાફને નામે મીંડું મૂકાઇ ગયું છે, જ્યારે ધોળે દિવસે ધરાર લુંટફાટ થાય છે, જ્યારે સારાં સારાં માણસો ઉપર જુલમ ગુજારવામાં આવે છે, જ્યારે પાયમાલ થઈ ગએલી ગરીબડી રૈયતની કોઇ દાદ ફરિયાદ સાંભળતું નથી, જ્યારે વિના કારણ ફાંસીને લાકડે લટકી ગએલા ગભરૂ જુવાનોનાં ઘરડાં માબાપોનાં આંસુઓથી પૃથ્વી તરબોળ થાય છે અને જ્યારે આપણી નજર આગળ ગૌવધ વગેરે અઘોર પાપ ચાલી રહ્યાં છે ત્યારે ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ક્ષત્રિયોનાં છોકરાં મોજશોખ કરે કાં? નથી ખમાતું દેવી! નથી ખમાતું. પ્રતાપસિંહથી આ નથી ખમાતું. અરે, મારા દેશની આ દશા? પ્રભુ! પ્રભુ! દેવી! આપણા દેશની અસલની ખુબીયો અને હાલની ખરાબીઓ જો, એટલે તને ખબર પડી જશે. દેશમાં પ્રથમ સોના રૂપાની રેલ ચાલતી હતી તેને બદલે હવે લાખો લોકો કટકા રોટલા વિના તરફડી તરફડીને મરી જાય છે. પ્રથમ આ ભારતવર્ષમાં સર્વત્ર દેવતાને રાજી કરનારા પવિત્ર યજ્ઞો થતા હતા તેને બદલે હવે ઠેકાણે ઠેકાણે પશુઓનાં વધસ્થાન થાય છે. અરે આતે હું શું જોઉ છું? ભારતની આ દશા!

અને તેમ છતાં ભારતનાં સંતાનો મોજમજા કરે ! ધૂળ પડો એ મોજમજામાં અને શ્રાપ ઉતરો એ મોજમજા કરનારાઓ ઉપર !! પોતાના દેશની આવી બુરી હાલત જોયા છતાં જે માણસો મોજશોખ કરે તે માણસો નહિ પણ દેશના દુશ્મનો છે. પોતાના દેશની આવી પાયમાલી જોયા છતાં જેઓ પોતાનાં છોકરાંઓને પોચાંપચ, ઢીલાંઢફ ને નમાલાં રાખે તે માણસો પ્રજાના દુશ્મનો છે. દેશની આવી ખરાબી જોયા છતાં પણ જે માણસો પોતાનાં છોકરાંઓને માવડીયાં બનાવે, ખોટાં લાડમાં ઉછેરે ને બાયલા બનાવે, સ્વાર્થી અને મોજીલાં બનાવે, તેઓ ધર્મના, દેશના અને ઇશ્વરના મોટામાં મોટા ગુન્હેગાર છે. એટલુંજ નહીં પણ એક તરફથી જ્યારે આપણા અજીત કિલ્લાઓ તથા આપણાં આબાદ શહેરોનો નાશ કરવા માટે સુલેમાની તોપો ગોઠવાય છે, બીજી બાજુ આપણું સત્યાનાશ કહાડવા માટે જ્યારે તીડની માફક હથિયારબંધ જંગલી શત્રુનાં ટોળાં ચાલ્યાં આવે છે, ત્રીજી તરફ જ્યારે આપણને પોતાના પગ નીચે કચરી નાખવા સારૂ નવા નવા સુબાઓ નવી નવી યોજનાઓ રચી રહ્યા છે, ચોથા તરફ જ્યારે આપણાજ કેટલાક ભાઇબંધો દેશદ્રોહી બની પોતાના જરાક જેટલા સ્વાર્થ માટે આપણા દેશના દુશ્મનોને મદદ કરે છે, પાંચમી તરફ જ્યારે આપણા ધનનું ને આપણા ધંધા રોજગારોનું સત્યાનાશ વળતું જાય છે, છઠ્ઠી તરફ જ્યારે રાજ્યના રોજના જુલમથી કાયર થઇને પ્રજા બાઇલી બનતી જાય છે અને સાતમી તરફ જ્યારે આપણો ધર્મ ડુબતો જાય છે ત્યારે આપણે આપણાં છોકરાંઓને મોજશોખ શીખવીએ ! શરમ! શરમ! આ કરતાં વધારે નીચતા બીજી કઇ ?

પ્રભુ ! પ્રભુ ! અમારા દેશનું કલ્યાણ તે કેમ થશે ? એમ કહીને પ્રતાપસિંહે એક ઉંડો નિઃસાસો નાખ્યો. એટલામાં કોઇ બહુ જરૂરના

કામ સારૂ પ્રધાનજી ત્યાં આવ્યા તેથી આ વાત અધુરી રહી.

## ભાયાતો તથા સરદારો સાથેની પ્રતાપસિંહની વાતો.

ઉપલો બનાવ બની ગયા પછી અને ઉપલી વાતો થઈ ગયા પછી એનીએજ ફીકરમાં મહારાણા પ્રતાપસિંહની તબિયત દિનપ્રતિદિન વધારે વધારે બગડતી ગઇ. તેમની તબિયતના ખબર પૂછવા માટે જુદા જુદા સરદારો તથા ભાયાતો ત્યાં આવવા લાગ્યા. તે સૌને મહારાણા પ્રતાપસિંહ એનીએજ વાત કહેતા કે તમારા છોકરાઓને બહાદૂર બનાવો. આપણા રાજ્યમાં કોઈપણ છોકરો નમાલો, એકલપેટો અને મોજમજામાંજ પડયો રહેનારો ન થાય એ ખૂબ સંભાળજો. મારા દેશમાં કોઇપણ માણસ નમાલું, મોજીલું કે દેશદ્રોહી ન થાય એ ખૂબ સંભાળજો. ઇશ્વર કૃપાથી મેવાડની પવિત્ર ભૂમિમાં હજુ સુધી એવાં નાલાયક માણસો નથી, તેથીજ આપણે મોટી ફતેહ મેળવી શકયા છીએ, નહીં તો કયાં દીલ્હીની બાદશાહી ને કયાં મુઠી જુટાની પેદાશવાળું મેવાડ? કયાં મુગલોનું અસંખ્ય લશ્કર અને કયાં મારા થોડાક સિપાઇઓ? અને કયાં દુશ્મનોના વૈભવો અને કયાં મારાં છોકરાં રોટલા વિના ટળવળે એ દુઃખો? પણ ઇશ્વરની ખુબી તો જુઓ કે તેમ છતાં આપણી ફતેહ! આનું કારણ એજ છે કે મારા બહાદૂર સરદારો અને મારી વફાદાર, રૈયત નમાલી નથી, પણ પોતાના દેશના કલ્યાણને ખાતર પોતાના પ્રાણ આપી શકે તેમ છે અને પોતાના દેશની સ્વતંત્રતાને ખાતર લડાઇનાં દુઃખો ખમી શકે તેમ છે; એટલુંજ નહીં પણ તેણે એ પ્રમાણે કરી બતાવ્યું છે અને તે છેક કયાં સુધી કે જેની સાથે વંશ પરંપરાનાં જુનાં વેરો ચાલતાં હતાં તે ભાયાતો પણ દેશની સ્વતંત્રતા જાળવવાને ખાતર પોતાની ખાનગી દુશ્મનાઇ ભૂલી જઇ મિત્રોની માફક મારી

સાથે મળી જઇને દુશ્મનોની સામે લડતા હતા. જે મોટા મોટા સરદારોએ અને ખાનદાન શ્રીમંતોએ કોઇ દિવસ ગરમ હવા પણ ખાધેલી નહીં તેઓ પણ દેશના કલ્યાણને અર્થે મારી બાજુમાં ઉભા રહ્યા હતા; અને જંગલીમાં જંગલી ભીલ પણ પોતાના દેશને અર્થે પોતાનાં તીરકામઠાં લઇને પોતાના રાણાની સેવામાં હાજર થઇ ગયા હતા, તેથીજ આપણે ફતેહ મેળવી શક્યા છીએ. હવે વિચાર કરો કે એક નાનકડા મેવાડની જાગૃતિથી જ્યારે આટલું બધું થઇ શકે છે, ગરીબડા મેવાડની બહાદૂરીથી જ્યારે આટલું બધું થઇ શકે છે અને એક માણસનો સ્વદેશપ્રેમ—એક માણસની દ્રઢતા—એક માણસનો આત્મભોગ જ્યારે આખી મુગલાઇને હલાવી શકે છે ત્યારે જો આપણા દેશમાં ઠામ ઠામ જાગૃતિ થઇ જાય, સૌ લોકોમાં હિંમત આવી જાય અને પોતાના દેશના કલ્યાણને અર્થે પ્રતિજ્ઞાબદ્ધ થઇને હજારો માણસો પોતાનાં માથાં આપવા બહાર પડે તો દુશ્મનોનો શું ભાર છે કે થોડા દિવસ પણ તે ભારતમાં ટકી શકે! પણ અફસોસ કે એ દિવસ બહુ દૂર છે; અને તેને બદલે ઉલટું મને તો એમ લાગે છે કે હું હવે ઘરડો થયો છું ને મારૂં શરીર રોજ રોજ નબળું પડતું જાય છે માટે હું હવે થોડા દિવસનો મહેમાન છું અને અમરસિંહને મોજમજા ગમે છે ને લડાઇનાં દુઃખો ગમતાં નથી, માટે મને ફિકર થાય છે કે,

## હવે મારા દેશનું શું થશે ?

અને હવે મારી પ્રજાના શું હાલ થશે? શું મારી આખી જીંદગીની મહેનત ઉપર પાણી ફરી વળશે? દેશની સ્વતંત્રતા જાળવવા સારૂ, દુશ્મનોનો જુલમ તોડવા સારૂ અને પ્રજામાં નવું જીવન ફેલાવવા સારૂ મેં મારા ખજાનાની, કુટુંબ સુખની અને રાજ્યની દરકાર

કરી નહીં અને મેં મારા મુલકને ઉજડ કર્યો; એટલુંજ નહીં પણ મારા પ્રાણ કરતાં પણ વહાલા એવા હજારો શૂરવીર બંધુઓનો મેં ભોગ આપ્યો, એ બધું શું વૃથા જશે? જો મેવાડનો પાટવી કુંવર મોજમજામાં પડ્યો રહેનારો, લડાઇનાં દુ:ખોથી કાયર અને પોતાના સુખ, સ્વાર્થ કે નબળાઇને લીધે દુશ્મનોની મોટાઇના તેજમાં અંજાઇ જઇને પોતાની ફરજ ચૂકનારો થાય તો જરૂર મારી મહેનત બરબાદજ થઇ જાય; અને જો એમ થાય તો મારા જીવને નરકમાંજ જવું પડે. એમ ન થાય માટે ઓ મારા બહાદૂર ભાયાતો! ઓ મારા શૂરવીર સરદારો! અમરસિંહની પીંખડી હું તમારા હાથમાં સોંપું છું. માટે અમારી આબરૂ રહે, તમારી શોભા વધે, રૈયત સુખી થાય અને દેશની સ્વતંત્રતા જળવાય એમ કરજો; અને એમ કરવામાં જો અમરસિંહનું ઢીલાપણું દેખાય તો તેને સીધો ચલાવવા માટે તેની ઉપર સખ્તાઇ વાપરવાની પણ હું તમને રજા આપું છું. એમ કહેતે કહેતે નબળાઇને લીધે મહારાણા પ્રતાપસિંહને બહુ થાક ચડી ગયો, તેથી તેણે તકીયા ઉપર માથું ઝુકાવી દીધું ને થોડી વાર સુધી તે કાંઇ બોલી શકયા નહીં.

એ વખતે વૈદે આંખો દબાવી, દીવાન પંખો કરવા લાગ્યા અને વૈદરાજના કહેવાથી અમરસિંહે તાળવા ઉપર ઠંડું પાણી છાંટયું. એ પછી થોડીવારમાં હુશીયાર થઇને મહારાણા પ્રતાપસિંહે કહ્યું કે, શું મને આટલી બધી નબળાઇ છે? ત્યારે તો મારે હવે જરૂર ચેતવું જોઇએ ને દેશના કલ્યાણની સાચી વાતો તમને જલદી જલદી કહી દેવી જોઇએ.

એ સાંભળીને વૈદરાજે કહ્યું કે, બાપુ, હમણાં શાંતિ રાખો. આવી રીતે લોહી ઉકાળવાથી આપની શક્તિ ઘટતી જાય છે, ને શક્તિ ઘટી જાય એ બહુ ખોટું. માટે આપે શાંતિમાં રહેવું જોઇએ. પછી પ્રધાનજી સામે જોઇને કહ્યું કે, બાપુને પરિશ્રમ પડે એમ આપણે ન કરવું જોઇએ.

# મારા નસીબમાં શાંતિ ક્યાંથી ?

ત્યારે પ્રતાપસિંહે કહ્યું કે, શું? શાંતિ! આ વખતે શાંતિ! આ વખતે હું શાંતિ રાખી શકું એ બનેજ કેમ? વૈદરાજ, પ્રતાપસિંહના નસીબમાં શાંતિ લખી નથી. મને ઘણીએ શાંતિ જોઇએ છે, પણ મારી આખી જીંદગીમાં એક ઘડી પણ મને ખરી શાંતિ મળી નથી. ત્યારે આ વખતે મને શાંતિ ક્યાંથી મળે? મારા દેશની પડતી જોઇ જોઇને મારૂં લોહી ઉકળ્યા કરે છે અને દુશ્મનોનો જુલમ જોઇ જોઇને મારો જીવ બળીને રાખ થઇ જાય છે. આપણા લોકોની નબળાઇ, આપણા લોકોની ફાટફૂટ, આપણા લોકનાં બંધનો અને આપણા સ્વાર્થી ભાઇઓનો દેશદ્રોહ જોઇ જોઇને મારૂં કાળજું ઉથલી પડે છે. આપણી પ્રજા લડાઇની કાયર થતી જાય છે, આપણી પ્રજાને ગુલા-મગીરીમાં બંધાઇ રહેવાની ટેવ પડતી જાય છે અને આપણી પ્રજા કર્તવ્યભ્રષ્ટ થતી જાય છે. એ જોઇ જોઇને આપણા દેશનો ઉદ્ધાર કેમ થઇ શકશે એ વિચારતાં મારી અક્કલ ગુમ થઇ જાય છે ને મારી ક્યાંઇ નાંખી નજર પહોંચતી નથી, તેથી મારૂં અંતર સડસડી જાય છે. અરે! ભારતની આ દશા! ભારતમાં ગૌવધ!! ભારતની પ્રજા ગુલામગીરીમાં! ભારતની પ્રજા નમાલી! ભારતની પ્રજા પરદેશી-ઓના પગ નીચે કચરાય! ભારતના લોકો ભીખારી! દેશમાં બધે જુલમ જુલમને જુલમ!! છતાં પણ આપણે શાંતિમાં રહીએ કાં? ધૂળ પડો એવી શાંતિમાં. એવી શાંતિને નાંખો જહાંનમની ખાડમાં. એવી શાંતિએજ આપણા દેશનું સત્યાનાશ વાળ્યું છે. મારા મનમાં જ્યારે આવી આગો બળે છે, મારા કલેજામાં જ્યારે આવાં તીરો વાગે છે, મારા માથામાં જ્યારે આવા હથોડા ઠોકાય છે, મારા અંતરમાં જ્યારે આવી હોળીઓ સળગે છે, મારો આત્મા જ્યારે કમકમી રહ્યો છે અને હમણાં ને

હમણાં હું જાણે શુંનું શું કરી નાખું ? એમ જ્યારે મારા મનમાં થઇ રહ્યું છે ત્યારે હું શાંતિ ક્યાંથી લાવું ? અરે વૈદરાજ ! જરા વિચાર તો કરો કે આ વખતે શું મને તમારી દવાની ગોળીઓ કે ઉકાળા શાંતિ આપી શકશે ? આ વખતે શું નરમ બીછાનું કે પંખો શાંતિ આપી શકશે ? આ વખતે શું એકાંત કે સગાં વહાલાંની ભીડાભીડ મને શાંતિ આપી શકશે ? અને આ વખતે શું મને તમારા બહારના દિલાસા શાંતિ આપી શકશે ? રામ રામ કરો, રામ રામ ! અંતરમાં હોળીઓ બળતી હોય ને ઉપરથી શાંતિ રાખવી ! ! એવી ઢોંગી શાંતિ મારે નથી જોઇતી અને એવા બુઢ્ઢી રાંડી રાંડોના મોતે મારે નથી મરવું. મારે તો મારા દેશને અર્થેજ મરવું છે અને મારે તો સ્વદેશ પ્રેમમાંથીજ શાંતિ મેળવવી છે. વૈદરાજ,

## મારી શાન્તિ કઇ ? એ તમને ખબર છે ?

ભીષ્મ જ્યારે બાણશય્યામાં પોઢયા હતા ત્યારે માથાની નીચે એક બાણ ઓછું હતું, તેથી એક બાજુએથી માથું સરખું રહ્યું ન હતું. માટે ભીષ્મે કહ્યું કે, ઓશીકુ લાવો. ત્યારે દુર્યોધન દોડતો જઇને મખમલનું ઓશીકુ લઇ આવ્યો. એ જોઇને ભીષ્મ દિલગીર થયા ને કહ્યું કે, ઓય મુર્ખા, બાણની શય્યામાં પડયા હોય ત્યાં કાંઇ મખમલનું ઓશીકુ હોય ! એ પછી તેણે અર્જુન સામે જોયું, ત્યારે અર્જુને ભીષ્મના મનનો ભાવ સમજીને ઓશીકાની જગ્યાએ બાણ મારીને માથું સરખું કરી આપ્યું. તેથી બહુ ખુશી થઇને ભીષ્મે અર્જુનને આશીર્વાદ આપ્યો. કારણ કે જ્યાં બાણશય્યામાં પડયા હોય ત્યાં કાંઇ મખમલનાં ઓશીકાં શોભે ? ત્યાં તો બાણનાંજ ઓશીકાં જોઇએ. તેમજ હું પણ અત્યારે સ્વદેશપ્રેમની આગમાં બળું છું ત્યાં વળી શાંતિ કેવી ? આ વખતે તો " શાંતિ "

શબ્દ સાંભળીને પણ મને કાંઇક થઇ જાય છે. કારણ કે એવી ખોટી શાંતિએજ આપણું સત્યાનાશ વાળેલું છે. મારે માથે શાલ ઓઢીને નિરાંતે ઉંઘી જાઉં એવી શાંતિ મને નથી જોઈતી. અત્યારે મારી શાંતિ તો સ્વદેશપ્રેમની અગ્નિમાં છે. અત્યારે મારી શાંતિ તો મારી પ્રજા બહાદૂર થાય તેમાં છે. અત્યારે મારી શાંતિ તો મારો દીકરો મારી પ્રતિજ્ઞાઓ પાળવાનું મારા હાથમાં પાણી મૂકે તેમાં છે. અત્યારે મારી શાંતિ તો આપણા દેશની સ્વતંત્રતા જાળવી રાખવાનો મારો મહામંત્ર સિદ્ધ કરવામાં તમે સૌ લાગી જાઓ તેમાં છે. અત્યારે મારી શાંતિ તો દુશ્મનોનો જુલમ તોડવાનાં કામોમાં છે અને અત્યારે મારી શાંતિ તો દેશને અર્થે લડાઇના મેદાનમાં પ્રાણ આપવામાં છે; એટલુંજ નહીં પણ ફરી અવતાર લઇને પણ ભારતવાસીઓને ગુલામગીરીમાંથી છોડાવીશ ત્યારેજ મારા આત્માને શાંતિ થશે. એ વિના ખોટી શાંતિ શું કામની? અંતરમાં હોળીઓ ભરી હોય ને ઉપરથી શાંત રાખવી! એવી ઢોંગી શાંતિથી પ્રભુ મને બચાવે.

મારા બહાદૂર સરદારો! જો તમારે મને સાચી શાંતિ આપવી હોય, જો તમારે મને જીગરની શાંતિ આપવી હોય, જો તમારે મને આત્માની શાંતિ આપવી હોય અને જો તમારે મને અંતકાળની છેવટની શાંતિ આપવી હોય તો આપણા દેશના કલ્યાણ સારૂ દેશના દુશ્મનોની સામે બહાદૂરીથી લડવાની પ્રતિજ્ઞા લ્યો. આપણા ધર્મના દુશ્મનો સામે જીંદગીના છેલ્લા શ્વાસ સુધી લડવાની પ્રતિજ્ઞા લ્યો. આપણી સ્વતંત્રતા અખંડિતપણે જાળવવાની પ્રતિજ્ઞા લ્યો. અને દેશનાં કલ્યાણને અર્થે લીધેલી એ બધી પ્રતિજ્ઞાઓ પાળવા માટે તમારો હવે પછીનો રાજા પોતાના સ્વાર્થનો ભોગ આપી મારી પ્રતિજ્ઞાઓ પાળે એમ કરો. એવી પ્રતિજ્ઞા તેની પાસે લેવરાવો. જો એ પોતાની પ્રતિજ્ઞાઓ પાળવામાં ઢીલો રહે તો તમે એને ઢીલો

નહીં રહેવા દો એવી તમે મને કબુલત આપો. ત્યારેજ મારા આત્માને શાંતિ થશે. કાંઇ દવાના ઘુંટડાથી મને શાંતિ થવાની નથી. એમ કહીને મહારાણા પ્રતાપસિંહે પોતાની આંખો મીંચી જરા વિસામો લીધો ને પછી એક નિઃશ્વાસ નાંખ્યો.

## પુત્રની ફરજ વિષે પુરોહિતના વિચારો.

ત્યારે પુરોહિતે કહ્યું કે, મહારાજાધિરાજ! આપ શા માટે આટલો બધો ખેદ કરો છો? ચિરંજીવ યુવરાજ પોતાની ફરજ બરાબર સમજે છે. એ હજી બાળક છે, તોપણ સિંહનું બચ્ચું છે. એ કાંઇ પોતાના કુળનો ધર્મ ભૂલી જાય તેમ નથી. ભગવાન રામચંદ્રજી પોતાના બાપની પ્રતિજ્ઞા પાળવા માટે અયોધ્યાની રાજગાદીએ બેસવાને દિવસે વલ્કલ પહેરીને વનવાસમાં ચાલ્યા ગયા હતા. એજ મહા ટેકવાળા સૂર્યવંશમાં જન્મેલા યુવરાજ અમરસિંહ પણ પોતાના બાપની પ્રતિજ્ઞા જરૂર પાળશે. કારણ કે બાપનાં અધુરાં રહેલાં કામો પુરાં કરવા માટેજ પુત્રનો જન્મ છે, એટલુંજ નહિ પણ જો પોતાનાં માબાપ પોતાની પ્રતિજ્ઞા પાળવામાં મોળાં પડે તો સપુત દીકરાઓ તેમને સમજાવીને કહે છે કે તમારે આમ કરવું બ્યાજબી નથી. એને માટે કઠોપનિષદમાં કહ્યું છે કે—

## ભેંસો છોડી લઇને ખીલાનાં દાન કરવાથી કંઇ સ્વર્ગમાં જવાય નહીં.

પ્રાચીન સમયમાં ઉદ્દાલકે સ્વર્ગ મેળવવા માટે યજ્ઞ કરી ઘરડી ગાયોનું દાન આપ્યું. તેના બાળક દીકરા નચિકેતાને એ જોઇને બહુ ખોટું લાગ્યું. તે ડાહ્યા અને શ્રદ્ધાવાન પુત્રે પોતાના બાપને કહ્યું કે, વાછડાં જણી શકે નહીં અને દૂધ આપી શકે નહીં એવી ઘરડી ગાયોનું દાન કરે તે માણસ તો આનંદ વગરના લોકમાં એટલે નર-

કમાં જાય છે. માટે જ્યારે તમે બ્રાહ્મણોને આવી ઘરડી ગાયો આપો છો અને મારે માટે સારી સારી ગાયો રાખો છો ત્યારે તમે મને કોને આપશો? એટલે કે એથી મારૂં શું કલ્યાણ થશે? એથી તો ઉલટું મારે નરકમાં જવું પડશે, કારણ કે શાસ્ત્રનો એ સિદ્ધાંત છે કે જે દીકરો પોતાના માબાપને નરકમાંથી તારે તેનું નામજ પુત્ર. નરકમાંથી પોતાના માબાપને કોણ તારી શકે? જે પોતાના માબાપને તેની કમાણી પરમાર્થમાં વાપરવા દે, જે પોતાના માબાપને તેનું કર્તવ્ય બજાવવા દે, જે પોતાના માબાપની દોલત ઉપર ટાંપીને બેસે નહિ અને જે પોતાનાં માબાપની પ્રતિજ્ઞાઓ પાળે. તે સુપુત્રોજ પોતાનાં માબાપને નરકમાંથી તારી શકે છે. માબાપો પણ જો પોતાની કમાણી સાચે રસ્તે વાપરે તોજ તેઓ સ્વર્ગમાં જઈ શકે છે. કાંઇ ભેંસો છોડી લઇને ખીલાનાં દાન આપવાથી કે કેરી ખાઇ જઇને છોતરાંનાં દાન આપવાથી સ્વર્ગમાં જઇ શકાય નહિ. તેમજ પોતાના નામને ખાતર દુનિયાને દેખાડવા સારૂ જેઓ કાંઇક જરા તરા ધર્મ કરે અને છોકરાંઓ સારૂ મોટી દોલત મૂકી જાય તેઓ પણ પોતે નરકની ટીકીટ લેવા જેવું અને છોકરાંઓને નરકમાં નાંખવા જેવુંજ કરે છે. આમ લાગવાથી ભલી લાગણીવાળા નચિકેતાએ પોતાના બાપને ફરીથી બીજી વખત પૂછ્યું કે, તમે ઘરડી ગાયો દાનમાં આપો છો ત્યારે તમે મને કોને આપશો? એટલે કે એનું પરિણામ શું? અને છેવટે આગળ શું હાલ થશે એ તો જરા વિચારો?

આ પ્રમાણે બીજી વખત પુછ્યું તો પણ ઉદ્દાલક કાંઇ બોલ્યા નહીં. ત્યારે ત્રીજી વખત નચિકેતાએ એજ પ્રમાણે પૂછ્યું કે, તમે મને કોને આપશો? આથી ઉદ્દાલકને બહુ ક્રોધ ચડયો, કારણ કે મોહવાદીઓને સત્ય ગમતું નથી. તેને એમ લાગ્યું કે હું તારે

ખાતર આટલું બધું કરૂં છું તોપણુ તું મારી સામે થઇને આવી હઠીલાઇ કરે છે! તેથી ગુસ્સે થઇને તેણે કહ્યું કે તને યમને આપીશ, એટલે કે તને મારી નાખીશ.

પોતાના બાપનાં આ વચન સાંભળીને નચિકેતા બહુ વિચારમાં પડયો. તેને એમ લાગ્યું કે હું કંઇ અધમ કે મોતના મોઢામાં જવા લાયક નથી. છતાં મારા બાપ મને યમને આપવાનું કહે છે માટે મારી મારફત મારા બાપને યમનું કાંઇક કામ કરી આપવાનું હશે. આમ વિચારીને નચિકેતા યમ પાસે જવા તૈયાર થયો. નચિકેતા યમને ત્યાં ગયો તે વખતે યમરાજા પોતાને ઘેરે હાજર ન હતા તેથી નચિકેતાને ત્રણ દિવસ સુધી ત્યાં ભૂખ્યા રહેવું પડયું. એ પછી યમરાજા આવ્યા. ત્રણ દિવસ સુધી આતિથ્ય સત્કાર વિના ભૂખ્યા રહેલા નચિકેતાને જોઇને યમને બહુ લાગી આવ્યું. શાસ્ત્રમાં કહ્યું છે કે **अतिथिदेवो भव**—અતિથિને દેવતા સમજો. અને દેવ તો ભાગ્યશાળીઓને ઘેરેજ પધારે છે. જે ગૃહસ્થોને ત્યાં અતિથિનું અને વિદ્વાનોનું સન્માન થતું નથી, જેને ત્યાં ભગતોનો આદર થતો નથી, જેને ત્યાં પવિત્ર માણસોનો સત્કાર થતો નથી, જેને ત્યાં જ્ઞાનીઓના જ્ઞાનનો લાભ લેવાતો નથી, જેને ત્યાં જગતના મોજશોખને તુચ્છ ગણી ઇશ્વરના મહિમામાં રમનારા જ્ઞાનીઓની પૂજા થતી નથી, જેને ત્યાં જગતને આગળ દોરનારા મહાજનોની સેવા થતી નથી, જેને ત્યાં ગુણીજનોના ગુણની કદર થતી નથી, અને જે ગૃહસ્થોને ત્યાં દયાવાળા, શ્રદ્ધાવાળા, ક્ષમાવાળા, સરળતાવાળા, ભણવાવાળા, ભણાવવાવાળા કે જગતનાં કલ્યાણનાં કામોમાં લાગી ગએલા ઇશ્વરપરાયણ મહાત્માઓની સેવા થતી નથી, તેવા ઓછી અક્કલવાળા માણસોએ જે તીર્થ, વ્રત, યજ્ઞ વગેરે કર્યું હોય અને જે કૂવા, તળાવ વગેરે બંધાવ્યાં હોય તેનું ફળ તેઓને મળતું નથી. એટલુંજ નહિ પણ તે

માણસના પુણ્યનો, ધનનો અને વંશનો પણ નાશ થાય છે.

યમદેવે બાળક નચિકેતાનો સત્કાર કરતાં કહ્યું કે, હે બ્રાહ્મણ! હું તમને નમસ્કાર કરૂં છું, અને તમે મારા અતિથિ છો છતાં ત્રણ રાત્રી સુધી તમે ખાધાપીધા વિના રહેલા છો માટે તમારી મરજી પડે તેવાં ત્રણ વરદાન તમે મારી પાસેથી માગી લ્યો.

એ સાંભળીને નચિકેતાએ કહ્યું કે, તમે આપેલાં ત્રણ વરદાનમાંથી પહેલું વરદાન હું એ માગું છું કે, મને મૃત્યુ પાસે ગએલો જોઇને મારા બાપ અફસોસ ન કરે તથા મારી ઉપર ગુસ્સે ન થાય. વળી હું જ્યારે તમારી પાસેથી છૂટીને મારે ઘેર જાઉં ત્યારે તે મને ઓળખે ને મારી ઉપર પ્રથમના જેવુંજ હેત રાખે એમ કરો.

## અસલના વખતમાં આપણો દેશ સુખી હતો અને હાલમાં દુઃખી છે તેનાં કારણો.

રાણીજી સાહેબ! આપણા દેશમાં બાપ દીકરાઓ વચ્ચે જ્યારે આવાં હેત હતાં, જ્યારે આવું સત્ય હતું, જ્યારે આવો સ્વાર્થત્યાગ હતો, જ્યારે આવી કર્તવ્ય બુદ્ધિ હતી, જ્યારે આવી ચોખ્ખાઇ હતી, જ્યારે આવો અતિથિ સત્કાર હતો, જ્યારે પોતાનું વચન પાળવા માટે આવી દઢતા હતી અને જ્યારે બાપ દીકરા વચ્ચે કાંઇ મતભેદ થાય અથવા કોઇની કાંઇ ભૂલ થાય તો ખોટી શરમમાં નહિ દબાઇ રહેતાં સરળતાથી એકબીજાની ભૂલો સમજાવતા અને એમાં જો કોઇ ગુસ્સે થઇ જાય તોપણ વેર ન રાખતાં તેની ઉપર પૂરેપુરૂં હેત રાખતા ત્યારેજ આપણો દેશ આબાદમાં આબાદ હતો, કીર્તિવાનમાં કીર્તિવાન હતો અને સુખીમાં સુખી હતો. હવે આપણો દેશ પાયમાલ થતો જાય છે, આપણો ધર્મ ડૂબતો જાય છે અને

આપણા બંધુઓ પરતંત્ર થતા જાય છે તેનું કારણ શું? એનું કારણ એજ કે હાલનાં માબાપો પોતાનાં છોકરાંઓને ખોટા લાડમાં ઉછેરે છે. હાલનાં માબાપો પોતાનાં છોકરાંઓને મોજીલાં, નમાલાં અને બીકણ તેમજ આપલપોપલીયાં, ખુશામતીયાં, પોચાંપચ ને ઢીલાંઢફ બનાવે છે. હાલનાં માબાપો પોતાનાં છોકરાંઓને બહુજ મોહમાં ફસાવી દે છે, તેમની આંતર શક્તિઓને કચરી નાખે છે અને તેમને પોલમપોલમાંજ રાખી મૂકે છે. પણ સૂર્યવંશી મહારાણા પ્રતાપસિંહના પાટવી કુંવરમાં કાંઇ એવા દોષો હોય નહીં. અમરસિંહ મહારાજ! તમારે તો ભગવાન રામચંદ્રના જેવા ને નચિકેતાના જેવા થવું જોઇએ. તેમની પેઠે તમે પણ તમારા બાપની પ્રતિજ્ઞાઓ ન પાળો તો તમારા બાપનું મોત બગડી જાય તેમ છે અને જો તમે તમારા પિતાજીની પ્રતિજ્ઞા પાળો તો તેઓના આત્માને બહુજ શાંતિ થાય તેમ છે. બોલો, હવે તમને શું ગમે છે? રામને વનમાં મોકલવાની તેના બાપની ઇચ્છા ન હતી, છતાં પણ પોતાના પિતાની પ્રતિજ્ઞા પાળવાને ખાતર રામ વનમાં ગયા હતા અને તમારા પિતાજીની ઇચ્છા એવી છે કે દેશના કલ્યાણ માટે લીધેલી તેમની પ્રતિજ્ઞા ખાસ ચાહીને તમે પાળો.

એ સાંભળીને અમરસિંહે કહ્યું કે, પણ પ્રતિજ્ઞા પાળવાની ના કહે છે કોણ? શા માટે આટલું બધું કહેવામાં આવે છે? ત્યારે પ્રધાનજીએ કહ્યું કે મૂકો પાણી, એટલે મહારાજાને ખાત્રી થાય ને સંતોષ થાય. અમરસિંહે કહ્યું કે તૈયાર છું. ત્યારે પુરોહિતે તેના હાથમાં પાણી આપ્યું અને સૂર્યનારાયણની સાક્ષીએ પિતાની પ્રતિજ્ઞાઓ પાળવાનો સંકલ્પ કરાવી પાણી મૂકાવ્યું. એ જોઇને પ્રતાપસિંહના જીવને શાંતિ થઇ ને તે પછી તેનો આત્મા પરમાત્મા પાસે ચાલ્યો ગયો.

## મોટા રાજા મહારાજાઓને પણ મોજમજા પાલવતી નથી ત્યારે તે આપણને કેમ પાલવશે ?

બંધુઓ ! તમારી આગળ મહારાણા પ્રતાપસિંહની આ વાત કહીને અમે તમને શું સમજાવવા ઇચ્છીએ છીએ ? એજ કે જેને ઘેર મેવાડનું રાજ હતું, જેને ઘેર જેવી જોઇએ તેવી સાહેબી હતી, જેનો પડયો બોલ ઉંચકવાને માટે હજારો માણસો તૈયાર હતાં અને જેને ઘણી ખમાં, ઘણી ખમાં, થઇ રહી હતી, એટલુંજ નહીં પણ જે ધારે તો દુનિયાના મોટામાં મોટા વૈભવો ભોગવી શકે તેમ હતા, તેવા મહારાજાને પણ પોતાનો છોકરો નમાલો, મોજીલો અને દેશના કલ્યાણની બાબતમાં બેદરકાર જણાય તો તેમનો સુખેથી જીવ પણ જતો નથી, ત્યારે આપણે તેવા થઇએ અથવા આપણાં છોકરાંઓને એવાં બનાવીએ તો તે કેટલું બધું ખોટું ? મોટા બાદશાહોને પણ એવું પાલવતું નથી ત્યારે આપણને તે કેમ પાલવી શકે ?

તમને ખબર છે ? અકબર બાદશાહનો છોકરો સલીમ મોજીલો ને દારૂડીઓ હતો તેથી તે અકબરની સામે થયો હતો, અકબરના માનીતા દોસ્ત અબુલફઝલનું તેણે ખુન કરાવ્યું હતું, એટલુંજ નહીં પણ તેના મોજીલાપણાને લીધે તેને હાથે બીજી પણ ઘણી જાતની ખરાબી થઇ હતી. દીલ્હીનો મહાન શહેનશાહ અકબર કે જેને આખી દુનિયા વખાણે છે, જેને ઘેર દુનિયાની સૌથી મોટામાં મોટી સાહેબી હતી, જેણે પોતાની બહાદૂરીથી ને ડહાપણથી ઘણા મુલકો જીતી લીધા હતાં અને જેને બધી જાતની સગવડો હતી તે પણ પોતાના ઘડપણમાં પોતાના દીકરાના એવા મોજીલા સ્વભાવ માટે હાય અફસોસ કરતાં કરતાં મર્યો હતો; અને ઔરંગઝેબ જેવા મહા બળવાન, કપટી તથા ધર્માંધ બાદશાહના વખતમાં તેનોજ મુલક લૂંટનાર અને નવું

હિંદુ રાજ્ય સ્થાપનાર મહા પરાક્રમી શિવાજી મહારાજનો દીકરો સંભાજી પણ પાછળથી મોજીલો થવાથી મોટા રાજ્યનો માલેક અને બહાદૂર છતાં પણ તેને જુલમી ઔરંગઝેબના હાથીના પગ નીચે કચરાઇને મરવું પડ્યું હતું. આવી રીતે મોટા બાદશાહોને અને પાટવી કુંવરોને પણ મોજીલા થવું પાલવતું નથી, ત્યારે સાધારણ અને ગરીબ માણસોને તો મોજીલા થવું કેમજ પાલવે ?

# આપણા લોકોની ને આપણા દેશની હાલની સ્થિતિ.

અફસોસ છે કે પરદેશીઓની દેખાદેખીથી ને તેમના દુર્ગુણોનું અનુકરણ કરવાથી હાલમાં આપણા લોકોમાં મોજીલાપણું, ઉડાઉપણું, નાજુકપણું, સ્વાર્થીપણું, ખુશામતીયાપણું અને નિર્લજપણું બહુજ વધતું જાય છે. આમ થવાથી ધર્મની બાબતોમાં, સાંસારિક બાબતોમાં, રાજ્યપ્રકરણી બાબતોમાં અને આપણા જાહેર તથા ખાનગી વ્યવહારોની ઘણી બાબતોમાં આપણને ઘણી જાતની પોલમપોલ ચલાવવી પડે છે. એથી આપણે નમાલા બની જઇએ છે ને એ નમાલાપણાથીજ આપણા બાર વાગી જાય છે. તે નમાલાપણાને લીધેજ આપણે દુનિયાની બીજી પ્રજાઓ કરતાં પાછળ રહી જઇએ છીએ. એ નમાલાપણાને લીધેજ આપણા હકો લુંટાઇ જાય છે, આપણને બધા તરફથી બધી રીતે કચરાવું પડે છે, આપણે કોઇ પણ મોટા કામોમાં ફાવી શકતા નથી, આપણો ધર્મ ડુબતો જાય છે, આપણને ગુલામગીરીમાં રહેવું પડે છે, આપણને ઘણી જાતના અન્યાય, અપમાન ને જુલમ ખમવા પડે છે અને આપણે દિનપ્રતિદિન દરિદ્રી બનતા જઇએ છીએ. આપણા લોક "મારો પ્રભુ અને મારો હક" એ મહા સિદ્ધાંત સમજતા નથી. આપણા ભાઇઓ દેશદ્રોહી થાય છે; અને એવા નમાલાપણાને લીધેજ આપણા દેશનું

સત્યાનાશ વળી જાય છે. માટે મહારાણા પ્રતાપસિંહની ઇચ્છા પ્રમાણે આપણા દેશની પ્રજા બહાદૂર, સ્વતંત્રતાની કિંમત સમજનારી, પોતાના પૂર્વજોને શુભ પગલે ચાલનારી, સ્વાર્થનો ભોગ આપનારી, આપણા બંધુઓનાં દુઃખો સમજીને તેના ઉપાયો કરનારી થાય; આપણા દેશની પ્રજા યૂરોપ, અમેરિકા, જાપાન, ટ્રાન્સવાલ ને ઑસ્ટ્રેલીઆની પેઠે બહાદૂર થાય અને દેશના કલ્યાણમાંજ પોતાનું કલ્યાણ સમજતાં શીખે; આપણા દેશની પ્રજા પ્રાચીન ઋષિઓનો ઉદાર ધર્મ પાળનારી, એકજ ભાષા બોલનારી ને એકજ લિપિ લખનારી થાય; આપણા દેશની પ્રજા સ્વદેશી માલજ વાપરનારી, નવા નવા હુન્નર કળાઓમાં પરદેશીઓની સામે હરિફાઇ કરનારી, ગુણીજનોને ઉત્તેજન આપનારી, પૃથ્વીના પેટામાં પડેલી અખૂટ દોલતનો લાભ લેનારી, બનાવટી ધર્મનાં બંધનોની તથા ખરાબ રૂઢીની ગુલામગીરીની સાંકળોને તોડી નાખનારી થાય; આપણા દેશની પ્રજા પોતાનાથી નહીં ઉપડી શકે તેવા ભારે કરના બોજામાંથી મરતી બચે અને આપણા દેશની પ્રજા પોતાનું મહાભારત બળ સમજીને પોતાનું સ્વમાન જાળવે તેવી થાય એમ આપણે કરવું જોઇએ. એમ થવાને બદલે અત્યારે આપણા દેશમાં જ્યારે ભૂખમરો ચાલે છે, જ્યારે ઉપરા ઉપર દુષ્કાળો પડે છે, જ્યારે દેશમાં છ કરોડ માણસો ભૂખ્યા સુવે છે, જ્યારે લાખો બાળરાંડોનાં છાતીફાટ રૂદન ને નિઃસાસા ચાલ્યા કરે છે, જ્યારે હુન્નરો ભાગી પડવાથી આપણા લાખો કારીગરો ભૂખે મરે છે, જ્યારે ગરીબ ખેડુતો પાયમાલ થતા ચાલે છે, જ્યારે લોકો કરના ભારે બોજામાં કચરાઇ મરે છે, જ્યારે દેશમાં સેંકડે સત્તાણું છોકરાઓ અભણ છે, જ્યારે જગતમાં આપણે જંગલીમાં ગણાઇએ છીએ, જ્યારે આપણા લોકોનું ધર્મબળ ને નીતિબળ સાપ ગયા ને લીસોટા રહ્યા જેવું થઇ ગયું છે, જ્યારે આપણા દેશની ને લોકોની આબરૂ ધૂળમાં મળી ગઇ છે, જ્યારે આપણા

ઉપર અનેક પ્રકારની જો હુકમી ચાલી રહી છે, જ્યારે આપણા દેશની સ્ત્રીઓનો મોટો ભાગ પશુઓના જેવી જીંદગી ગુજારે છે, જ્યારે આપણા લાખો બંધુઓ આપણી નજર આગળ આપણાજ વાંકે આપણી સામે થનારા પરધર્મમાં વટલી જાય છે, જ્યારે આપણને દોરનારા આપણા ધર્મગુરૂઓ ખોટેખોટાં હંબગો ચલાવી આપણને નમાલા બનાવી મૂકે છે, જ્યારે ચાર વર્ણને બદલે હજારો નાતો બનીને આપણા મહાન બળના ટૂકડે ટૂકડા થઇ ગયા છે, જ્યારે આપણા ગરીબ બંધુઓ રોટલાના ટૂકડા વિના આપણી નજર આગળ જાહેર રસ્તાઓ ઉપર મરી જાય છે, જ્યારે આપણા દેશના કામ કરી શકે તેવા હજારો જુવાનીયાઓ મૂર્ખોને હાથે મુંડાઇ જઇને પોતાની ને બીજાઓની જીંદગી બગાડી નાખે છે ને દેશ ઉપર બોજારૂપ થઇ પડે છે, જ્યારે દેશમાં સાડાચાર કરોડ અત્યંજોની કાંઇપણ દરકાર રાખવામાં આવતી નથી, એટલુંજ નહીં પણ તેમના સ્પર્શથી આપણે અભડાઇ જઇએ એમ સમજીને ચોતરફથી તેમનો તિરસ્કારજ કરવામાં આવે છે, જ્યારે આપણા દેશમાં અતિ ઉપયોગી પવિત્ર ગાયોનો વધ થાય છે, જ્યારે આપણા દેશમાં દરવરસે કરોડો રૂપિયાનો અપવિત્ર દારૂ પી પીને આપણા લોકો અવગુણી બનતા જાય છે, ત્યારે ! !

## અરે હાય હાય ! ! આવી આફતને વખતે મોજશોખ ! !

જ્યારે આપણા ઘર સંસારની દરરોજની જરૂરી ચીજો માટે પણ આપણને પરદેશ ઉપર આધાર રાખવો પડે છે, જેમકે શાક સમારવાનું ચપ્પુ પરદેશી, ઘડીયાળ પરદેશી, કપડાં પરદેશી, ઘરમાં વપરાતાં વાસણોની ધાતુ પરદેશી, સાબુ પરદેશી, છત્રી પરદેશી, બુટ પરદેશી, દીવો બાળવાનું તેલ પરદેશી, છોકરાંનાં રમકડાં પરદેશી, પંખા પરદેશી, કાંસકી પરદેશી, કાંડીના બાકસ પરદેશી, કાગળ, શાહી, સંચા

વગેરે બધું પરદેશી અને છેક સોય, દોરા તથા માથું મુંડાવવાના અસ્રા અને દવાઓ પણ પરદેશી ! ! આવી રીતે આપણી બધી વસ્તુઓ પણ જ્યારે પરદેશનીજ થઇ પડેલી છે, જ્યારે આપણા લોકોનાં શરીર નબળાં પડતાં જાય છે ને તેઓ બ્હેંતીયા બનતા જાય છે અને તેથી કરીને દેશમાં નવી નવી જાતના ભયંકર રોગોથી દરરોજ હજારો માણસો મરી જાય છે અને જ્યાં નજર ફેંકીએ ત્યાં દુઃખ દુઃખ ને દુઃખજ દેખાય છે ત્યારે આપણે મોજમજા કરવી જોઇએ કે? આવે વખતે આપણે નાટક ચેટકોના શોખમાં પડયું રહેવું જોઇએ કે? આવે વખતે આપણે રાંડોના નાચોમાં નાણાં ઉડાડવાં જોઇએ કે? આવે વખતે આપણે બાલના સેંથા પાડયા કરવામાં ને મુછોના આંકડા ચ્હડાવવામાંજ વખત ખોઇ નાખવો જોઇએ કે? આવે વખતે દેશદ્રોહીઓને પાર્ટીઓ આપવામાં ને મસ્કાદાર માનપત્રો આપવામાં આપણું ધન ઉડાવવું જોઇએ કે? આવે વખતે ગંજીફા, ચોપાટ કે ગીલ્લી દંડાની રમતમાંજ આપણે રહી જવું જોઇએ કે? આવે વખતે આપણે ગાવા બજાવવાના શોખમાં ને છેલબટાઉ જેવા થઇને ફર્યા કરવામાંજ આપણી જીંદગી ખોઇ નાખવી જોઇએ કે? આવે વખતે આપણે માલ માલ ખાયા કરવામાંજ મોટાઇ માની લેવી જોઇએ કે? આવે વખતે આપણી તીજોરીમાં ને બેંકોમાંજ પૈસા રાખી મૂકવાથી સાર્થકતા થઇ જાય કે? જ્યારે દેશ પાયમાલ થઈ ગયો હોય અને જ્યારે આપણા બંધુઓ ટુકડા રોટલા વિના તરફડી તરફડીને ટપોટપ મરી જતા હોય ત્યારે આપણે મોજશોખ કરવા જોઇએ કાં? શરમ! શરમ! આ કરતાં વધારે નીચતા, નાલાયકી, ખરાબી, નિર્લજપણું અને બેદરકારી બીજી કઇ? માટે ભાઇઓ! હમણાં આપણને મોજમજામાં પડયા રહેવાનો અને પોલમપોલ ચલાવવાનો વખત નથી. હમણાં તો કર્તવ્ય બજાવવાનો, જીગરની લાગણીથી અરસપરસને

મદદ કરવાનો, દેશના કલ્યાણને અર્થે જાગૃત રહેવાનો અને " મારો પ્રભુ અને મારો હક " એ મહા મંત્ર જપવાનો વખત છે. હમણાં તો દેશના કલ્યાણનાં કામોમાં જીગરની લાગણીથી મંડયા રહેવાનો વખત છે. હમણાં તો કમર કસવાનો, હિંમત રાખવાનો અને સ્વાર્થનો ભોગ આપવાનો વખત છે.

જ્યારે આપણા દેશમાં પુરૂષાર્થ હતો, ધર્મનું બળ હતું, હુનર કળાનું બળ હતું અને સ્વાર્થ ત્યાગનું બળ હતું; જ્યારે આપણા લોકો બહાદૂર હતા, જ્યારે આપણા લોકો દેશના કલ્યાણમાંજ પોતાનું કલ્યાણ સમજતા અને પોલમપોલ ચલાવતા ન હતા ત્યારેજ આપણો દેશ આખી દુનિયામાં સૌથી વધારે આબાદ અને સુખી હતો. હવે જ્યારે એવા ગુણો આવશે ત્યારેજ આપણી ભવિષ્યની પ્રજા સુખી થઇ શકશે.

## પૃથુરાજ ચોહાણનું મોજીલાપણું.

અરે મોજશોખ તો મોટા મોટાઓનું પણ સત્યાનાશ કહાડી નાખે છે ત્યારે આપણા ગરીબોનું શું ગજું? આપણા દેશની પાયમાલીનું કારણ દીલ્હીના છેલ્લા રજપુત રાજા પૃથુરાજ ચોહાણનું મોજીલાપણું એજ છે. પૃથુરાજની વિષય લોલુપતા અને વૈભવોએજ શાહબુદ્દીન ઘોરી પાસે તેની આંખો ફોડાવી છે ને તેનું માથું કપાવ્યું છે. સંયુક્તાના ભોગ વિલાસમાં પૃથુરાજ એવો ગાંડોતુર બની ગયો હતો અને પોતાના રાજકાજની બાબતમાં એવો બેદરકાર બની ગયો હતો કે મોટાં લશ્કર સાથે છેક કાબુલથી ચાલીને શાહાબુદ્દીન ઘોરી દીલ્હીની હદમાં આવી પહોંચ્યો ત્યાં સુધી પણ તેને એ બાબતની ખબર પડી ન હતી. જ્યારે એજ પૃથુરાજ મોજશોખમાં આંધળો થયો ન હતો ત્યારે તેણે એજ શાહાબુદ્દીનને સાત વખત હરાવ્યો હતો અને સાત વખત કેદ પકડીને

છોડી દીધો હતો. પણ પાછળથી એ બધું બળ મોજમજાના દરિયામાં ડુબી ગયું અને એજ શાહાબુદ્દીનને હાથે એજ પૃથુરાજનું માથું ધુળમાં રોળાયું હતું. જો કે એ લડાઇમાં પૃથુરાજે બહુ બહાદૂરી બતાવી હતી અને સંયુક્તાએ બહુ ઉત્સાહનાં વચનો કહી પોતાને હાથે તેને હથિયારો સજાવ્યાં હતાં, પણ એ રાંડયા પછીનું ડહાપણ શા કામનું?

ઇતિહાસમાં કહ્યું છે કે કનોજના દેશદ્રોહી રાજા જયચંદ્રે પૃથુરાજ ઉપરના વેરને લીધે તેનો નાશ કરવા સારૂ ખાસ ચાહીને શાહબુદ્દીન ઘોરીને બોલાવ્યો હતો એ વાત ખરી, પણ પૃથુરાજ એવો બળવાન, શૂરવીર, સાધનોવાળો અને સ્વદેશ પ્રેમી હતો કે જો તે પ્રતાપસિંહની પેઠે તથા શિવાજીની પેઠે મોજશોખનો ત્યાગ કરીને દુશ્મનોને જીતી લેવામાં છેવટ સૂધી લાગી ગયો હોત તો તે ખુશીથી જયચંદ્ર જેવા દેશદ્રોહીઓને સ્વધામ પહોંચાડી શકત અને શાહબુદ્દીનના ટૂકડે ટૂકડા કરી શકત. એ બહુ રૂપાળો અને જોરાવર હતો. અજમેરનો તો રાજા તે હતોજ. એ પછી આઠ વરસની ઉમ્મરમાંજ તેને દીલ્હીની ગાદી પણ મળી. એ પછી નગરકોટની પાસેથી અસલના વખતની કોઇની દાટેલી તેને સાત કરોડ સોના મોહરો મળી. એ પછી પાટણના રાજાને તેણે હરાવ્યો. તે પછી તેણે શાહબુદ્દીન ઘોરીને ઘણીવાર હરાવ્યો. ત્યાર બાદ જયચંદ્રની મહા સૌન્દર્યવાળી દીકરી સંયુક્તાનું તેણે હરણ કર્યું. પણ આટલું બધું ધન, આવું મોટું રાજ્ય, આવી બળવાન જુવાની, આવું અનુપમ સૌન્દર્ય અને આવી મોટી ફતેહો એ બધાને પૃથુરાજ જીરવી શકયો નહીં. તે પોતાનું કર્તવ્ય ચૂકી ગયો. તે મોજમજામાં પડી ગયો. અફસોસ કે એ મોજમજાથી એનું પોતાનું તથા ભારતનું સત્યાનાશ વળી ગયું.

## આવક ઘટવાથી નહીં પણ મોજમજા વધવાથીજ આપણી ખરાબી થાય છે.

હવે જેની પાસે આટલું બધું ધન હતું, જેની પાસે આવું મોટું

રાજ્ય હતું, મહારાણા સમરસિંહ જેવા મિત્રો જેની મદદમાં હતા અને જેનામાં અતુલ વીરત્વ હતું તેને પણ જ્યારે મોજમજા પાલવી શકી નથી—એના પણ મોજમજાથી બાર વાગી ગયા છે, ત્યારે આપણે તો હાલમાં પરાધીન, દરિદ્રી અને નિર્બળ છીએ, છતાં પણ આપણે મોજમજાના ખાડામાં પડતા જઇએ છીએ. ભાત ભાતના મોજશોખથી પ્રજા નમાલી થતી જાય છે. એવી નમાલી પ્રજા કાંઇ પણ કરી શકતી નથી. જે લોકો સાદી જીંદગી ગાળતા હોય અને દ્રઢતાથી પોતાના કર્તવ્યમાં મચેલા હોય તે લોકો પાસે કદી ઓછાં સાધનો હોય તોપણ અંતે તે ફતેહ પામે છે. એને માટે ઇતિહાસમાં કહ્યું છે કેઃ—

## સ્પાર્ટનોનું લોઢું ને ઇરાનીઓનું સોનું.

ઇરાનનો રાજા ઝર્કસીસ બહુ મોટા વૈભવવાળો હતો. એના વખતમાં ઇરાનના લોકો બહુ પૈસાવાળા હતા ને બહુ મોજીલા બની ગયા હતા. એ રાજાને ગ્રીસનો નાનકડો પણ સ્વતંત્ર મુલક જીતવાનો વિચાર થયો; તેથી તેણે મોટું લશ્કર તૈયાર કરી ગ્રીસ ઉપર ચડાઇ કરી. એ વખતે ગ્રીસના એક ભાગમાં સ્પાર્ટન જાતિના લોકો રહેતા હતા. એ લોકો મેવાડના રજપુતોની પેઠે લડાઇમાં બહુજ બહાદૂર હતા. વળી તેઓ સ્વતંત્રતાને ચાહનારા અને સાદી જીંદગી ગુજારનારા હતા.

એ પછી ઇરાનીઓનું મોટું લશ્કર ગ્રીસમાં પહોંચ્યું ત્યારે તેઓએ એક જગ્યાએ છાવણી નાંખી અને સામી બાજુએ નાનકડા સ્પાર્ટન લશ્કરે પોતાની છાવણી નાખી. તે વખતે ઇરાનના રાજાએ પોતાના એક ડાહ્યા સરદાર સાથે સ્પાર્ટનોના સરદારને કહેવરાવ્યું કે તમે શરણ થાઓ, નહિ તો લડાઇમાં તમારી બહુ ખરાબી થઇ જશે. ત્યારે સ્પાર્ટનોએ કહ્યું કે, સ્પાર્ટા કદી પણ પરાધીન થશે નહિ. જ્યાં

સુધી અમારા દેહમાં જીવ છે ત્યાં સુધી અમે પરાધીન થવાના નથી. અમે લડવા તૈયાર છીએ. એ સાંભળીને એ સરદારે પોતાના રાજાને કહ્યું કે સ્પાર્ટનો નમી જાય એમ નથી. પછી મહા વૈભવવાળા ઇરાનના બાદશાહે પોતાના સરદારને પૂછ્યું કે, સ્પાર્ટનોના વૈભવો કેવા છે? એના સરદારોનો ઠાઠમાઠ કેવો છે? અને તમે જ્યારે એની છાવણીમાં ગયા ત્યારે એ લોકો શું કરતા હતા? ત્યારે તે સરદારે કહ્યું કે:—

હું જ્યારે સ્પાર્ટનોની છાવણીમાં ગયો ત્યારે એ લોકો જમીન ઉપર ઉગેલા લીલા ઘાસ ઉપર બેઠા હતા. સીપાઇઓના જેવાંજ તેના સરદારે પણ સાદાં કપડાં પહેર્યાં હતાં અને સીપાઇઓની સાથે બેસીને સૌ સીપાઇઓની પેઠે તે સરદાર પણ ડુંગળી અને રોટલો ખાતો હતો. સૌ સૌનાં હથિયારો પોતપોતાની પાસેજ પડેલાં હતાં. એ સાંભળીને ઇરાનના બાદશાહે કહ્યું કે, ઓહો! બિચારા બહુજ ગરીબ લોકો! એને બેસવા માટે એક સારો ગાલીચો પણ ન મળે અને સરદાર પણ સીપાઇઓની સાથે બેઠો બેઠો ડુંગળી ને રોટલો ખાય! એને ખાવા માટે સારી સારી મીઠાઇ પણ ન મળે? એવા ગરીબ લોકોને જીતી લેવા એમાં શું મોટી વાત છે! કેમ તમારો શું અભિપ્રાય છે? ત્યારે તે ડાહ્યા સરદારે કહ્યું કે, નામદાર સાહેબ! મને માફ કરજો. જો સાચે સાચું કહું તો આપણે સ્પાર્ટનોને જીતી શકશું નહીં. એ સાંભળીને બહુ અજબ થઇને બાદશાહે પૂછ્યું કે એનું શું કારણ? ત્યારે તે સરદારે કહ્યું કે, નામદાર સાહેબ! બાલનાં પટીયાં પાડવામાં, સુગંધી તેલો વાપરવામાં, સારાં સારાં પકવાનો બનાવવામાં, ઘરેણાં ગાંઠાં પહેરવામાં, સોનેરી મુઠોવાળી તરવારો લટકાવવામાં, કીનખાબના ને જરીના તંબુઓ વાપરવામાં, મોજશોખમાં, મોઢાની ચાપલુસી ને ખુશામતો કર-

વામાં, નવી નવી જાતના ખાણા પીણામાં, સ્રીઓની પાછળ પાછળ ફરવામાં, ગાવા બજાવવામાં, મીજલસો કરવામાં, મુછોના આંકડા ચ્હડાવવામાં ને જુદી જુદી જાતના અરીસા વાપરવામાં સ્પાર્ટનો કરતાં ઇરાનીઓ ચ્હડે એમાં કાંઇ પણ શક નથી; પણ પોતાના દેશને અર્થે દુઃખો ખમવા તથા માથાં આપવાનો સ્પાર્ટનોમાં જે જબરદસ્ત જુસ્સો અને બહાદૂરી છે તે આપણા ઇરાનીઓમાં નથી. માટે મને તો લાગે છે કે સ્પાર્ટનોના ડુંગળી ને રોટલા પાસે ઇરાનીઓની ઉંચી જાતની મીઠાઇઓ ને મસ્ત શરાબો શરમાઇ જશે અને સ્પાર્ટનોના લોઢાની પાસે ઇરાનનું સોનું હારી જશે. માટે બંધુઓ!

## સુખી થવું હોય તો સાદી જીંદગી ગાળતાં શીખો.

જો આપણે આપણા દેશની ઉન્નતિ કરવી હોય, આગળ વધવું હોય, ગએલી આબરૂ પાછી મેળવવી હોય, પરાધીનતાની સાંકળમાંથી છુટવું હોય, પિતૃઓને રાજી કરવા હોય, છોકરાંઓ માટે સારો વારસો મૂકી જવો હોય અને જો ઇશ્વરને રાજી કરવો હોય તો આપણે પણ સ્પાર્ટનોના જેવા બહાદૂર ને સાદી જીંદગી ગાળનારા થવું જોઇએ. માત્ર લુખી પુખી મોંઢાની વાતોથી કાંઇ દેશનું કલ્યાણ થઇ શકે નહીં.

## આપણી હાલની સ્થિતિ.

બંધુઓ! ઝર્કસીસ બાદશાહના વખતમાં ઇરાનીઓ મોજીલા હતા એ વાત ખરી, પણ તેની સાથે તેઓ બહુ પૈસાદાર હતા અને મોટી શહેનશાહતના માલેક હતા, એટલે તેઓનું એ મોજીલાપણું થોડો વખત નભ્યું હતું. પણ આપણે તો પરાધીન છીએ, આપણે તો ભુખડી બારસ છીએ અને આપણા દેશની સ્વતંત્રતા તો સાતસો

વરસ થયાં પૃથુરાજની મોજમજાની સાથે નષ્ટ થઇ ગએલી છે. તેમ છતાં દુનિયાંની બીજી પ્રજાઓ કરતાં અંદર અંદરની ફાટફુટમાં અને ધર્મને નામે હબંગો ચલાવવામાં આપણે આગળ વધીએ છીએ. સેંકડો નાતો અને પેટા નાતો કરી આપણા બળના કકડા કરી નાખવામાં, તથા પૈસાની લાલચે અને એ. બી. સી. ડી. નાં પુછડાં સારૂ દેશદ્રોહી બનવામાં આપણે આગળ વધીએ છીએ. આભડછટને નામે આપણા ગરીબ બંધુઓનો તિરસ્કાર કરવામાં અને લાચાર બાળ વિધવાઓને રીબાવવામાં આપણે દુનિયાની બીજી કોઇપણ પ્રજા કરતાં આગળ વધીએ છીએ. લોકહિતની બાબતોમાં બેદરકાર રહેવામાં અને અમલ-દારોના જુલમો સહન કરવામાં આપણે બીજી બધી પ્રજાઓ કરતાં આગળ વધીએ છીએ. હજારો બાળકો તથા જુવાનોને દર વરસે બાવા બનાવી તેઓની જીંદગી બગાડી દેશ ઉપર નકામો બોજો નાંખવામાં પણ દુનિયાની બીજી પ્રજાઓ કરતાં આપણે ખુબ આગળ વધીએ છીએ. બીજા લોકો જ્યારે પારકા ધર્મવાળાને પોતાના ધર્મમાં લેવા સારૂ બહુ બહુ મહેનત કરે છે ને કરોડો રૂપિયાનું ખરચ કરે છે ત્યારે આપણે આપણા પોતાનાજ ગરીબડા બંધુઓને રોટલાના ટૂકડા સારૂ પરધર્મમાં વટલી જવાની સગવડ કરી આપવામાં અને બીજી પ્રજા-ઓના સદ્‌ગુણોને બદલે તેઓના દુર્ગુણોની નકલ કરવામાં પણ આપણે ખુબ આગળ વધી જઇએ છીએ ! ! આવી રીતે ખરાબ બાબતોમાં આગળ નીકળી જવામાં આપણે બહુ બહાદૂર છીએ. આવી રીતે અંદર અંદર લડવામાં, વ્હેમો વધારવામાં, ધર્મને નામે ધતીંગો ચલાવવામાં, આળસુ રહેવામાં, હલકી મોજમજામાં અને નમાલાપણા-માંજ આપણે આપણી જીંદગી ખોઇ નાખીએ છીએ. તેમ છતાં દેશના કલ્યાણની આશા રાખીએ છીએ ! ! પ્રભુ ! દયા કરો, દયા કરો. આવી અધમતામાંથી છુટવાનું અમોને બળ આપો.

## નિઝામ અને પેશ્વાં સરકાર.

શ્રીમંત પેશ્વા સરકારને અને હેદ્રાબાદના નીઝામ સાહેબને ઇ. સ. ૧૭૪૦ માં લડાઇ થઇ હતી. એ વખતે પેશ્વાની બહાદૂરીનાં બહુ વખાણુ સાંભળીને નીઝામે પોતાના એક નામીચા ચીતારાને કહ્યું કે પેશ્વા સરકારની છબી બનાવી લાવ. પણ તું તેને જેવી હાલતમાં જો તેવીજ છબી બનાવજે. એ સાંભળીને તે ચિતારો પેશ્વા સરકારની છબી પાડવા માટે ચાલ્યો. ઘણે દિવસે જંગલના રસ્તા ઉપર તેને પેશ્વા સરકારનો મેળાપ થઇ ગયો.

એ વખતે પેશ્વા સરકાર પોતે પોતાના સીપાઇઓ સાથે એક બાજરીના ખેતરમાંથી જતા હતા. બપોર થઇ જવાથી તેમને ભૂખ બહુ લાગી હતી તેથી ચાલતે ઘોડે હાથમાં બાજરીનું ડુંડું લઇને પોતાને હાથે ચોળી ફુંકીને બાજરાના કાચા દાણા પેશ્વા સરકાર ફાકતા હતા. એ ચિત્ર જોઇને નામદાર નીઝામે કહ્યું કે, જે માણસ આટલી બધી મહેનત કરે, આવી રીતે ભૂખ ખેંચે અને પોતાના સિપાઇઓની વચ્ચે પોતાને હાથે બાજરીનું ડુંડું મસળીને કાચા દાણા ફાકીને ચલાવી લે તે સરદાર ફતેહ મેળવે તેમાં કાંઇ નવાઇ નથી. એવા બહાદૂરોની સાથે—એવા સાદા સીધાઓની સાથે દુશ્મનાઇ કામની નહિ. એઓની સાથે તો દોસ્તીજ રાખવી સારી. એમ કહીને એ ચિત્ર જોયા પછી નામદાર નીઝામ સાહેબે પેશ્વા સરકાર સાથે સુલેહના કોલકરાર કર્યા.

## સહનશીલતા અને સાદાઇ વિના ફતેહ મળે નહીં.

ભાઇઓ! યાદ રાખજો કે મોજશોખ તજીને જ્યારે આવી સહનશીલતા, સાદાઇ, જીગરની લાગણી અને બહાદૂરીથી માણસો કામ કરતાં શીખે ત્યારેજ ફતેહ મળી શકે છે. માટે જો આપણા

દેશનો ઉદ્ધાર કરવો હોય, આપણી સેંકડો વરસો થયાં ડુબી ગએલી સ્વતંત્રતા પાછી મેળવવી હોય અને આપણી ભવિષ્યની પ્રજાને દરિદ્રતામાંથી તથા વિનાશના મોઢામાંથી બચાવી લેવી હોય તો આપણે મોજશોખ છોડી દઇને સાદાઇથી જીવતાં અને દુઃખ ખમતાં શીખવું જોઇએ અને ખુબ પુરૂષાર્થ કરવો જોઇએ. તથા સૌ સાથે એકતા વધારવી જોઇએ. પ્રતાપસિંહ, શિવાજી, ગુરૂ ગોવિંદસિંહ વગેરે જે મહા પુરૂષો બહુ કઠણ વખતમાં પોતાની, પોતાના ધર્મની અને પોતાના દેશની સ્વતંત્રતાની ઉન્નતિ કરી શક્યા છે તેઓના મહાન્ ઉદ્દેશોને આપણા અંતઃકરણમાં કોતરી રાખવા જોઇએ. તેઓની આકરી પ્રતિજ્ઞાઓને આપણી પોતાની પ્રતિજ્ઞાઓ બનાવી દેવી જોઇએ. અને દેશના અભિમાનને ખાતર તેઓની પેઠે આત્મભોગ આપવા આપણે તૈયાર રહેવું જોઇએ.

## સ્વદેશાભિમાન એ બહુજ મોટો ગુણ છે.

સ્વદેશાભિમાનથી બાઇલાઓ પણ બહાદુર બની જાય છે, લોભીયાઓ ઉદાર થઇ જાય છે, લોકોમાં નવું બળ આવી જાય છે, સેંકડો વરસોની સુસ્તી ઉડી જાય છે, ન્હાના ન્હાના વાંધાઓ બાજુએ રહી જઇ એકતા થઇ જાય છે, સાધારણ માણસોમાં પણ મોટા મોટા સદ્ગુણો આવી જાય છે, માણસો ખુશીથી પોતાના સ્વાર્થનો ભોગ આપી શકે છે, અને જુનાં માણસો બદલાઇને નવાં બની જાય છે. સ્વદેશાભિમાનથી સાંસારિક રિવાજોમાં, ધાર્મિક ક્રિયાઓમાં અને દેશના આચાર વિચારમાં બહુ મોટા ફેરફાર થઇ જાય છે અને સ્ત્રીઓ તેમજ બ્હીકણો પણ બહાદુર થઇ જાય છે. માટે સ્વદેશાભિમાનનો ગુણ આપણા પોતામાં અને સર્વમાં ખીલે તેમ કરવું જોઇએ અને એ બાબતમાં બેદરકારી રાખવી જોઇએ નહીં.

જે દેશમાં આપણો જન્મ થયો છે, જે દેશનાં હવા પાણીથી આપણને પોષણ મળ્યું છે, જે દેશનું અન્ન ખાઇને આપણે જીવીએ છીએ, જે દેશમાં આપણા પૂર્વજોના કીર્તિસ્થંભો છે, જે દેશમાં આપણા પિતૃઓની ભલી અસરો ફેલાએલી છે, જે દેશમાં આપણાં છોકરાંઓને અને તેની પ્રજાઓને જીવન ગાળવાનું છે, જે દેશમાં આપણા બાપદાદાઓએ શાંતિ ભોગવેલી છે, જે દેશને આપણા પૂર્વજોએ પોતાના પ્રાણથી પણ પ્યારો ગણેલો છે, જે દેશના કલ્યાણ માટે આપણા પૂર્વજોએ પોતાનાં માથાં આપેલાં છે, જે દેશનાં તત્વોમાંથી આપણું શરીર બંધાયું છે, જે દેશને માટે આપણને કુદરતી લાગણી છે, જે દેશના ભલા ભુંડા ઉપર આપણા સુખ દુઃખનો આધાર છે, જે દેશ ઉપર ઇશ્વરની કૃપા છે અને અંતે આપણા મરણ પછી પણ જે દેશ આપણી માટીને સંઘરવાનો છે તે દેશ માટે બેદરકારી ! ધિક્કાર છે એવી જીંદગીને! જેને પોતાના દેશ માટે લાગણી નથી તે માણસો શેના ! તે તો પશુ કરતાં પણ વધારે ખરાબ છે. મારો દેશ, મારો દેશ, મારો દેશ, એમ જેઓને પોતાના અંતરમાંથી લાગતું નથી, મારા દેશ માટે મારે મન મૂકીને કામ કરવું જોઇએ એમ જેને થતું નથી, પોતાના દેશની દુર્દશા જોઇને જેનું કાળજું બળતું નથી, પોતાના દેશના માણસોને દુઃખી જોઇને જેના અંતરમાંથી હાય નીકળતી નથી, પોતાના દેશની આબરૂ ધુળમાં મળી જતી જોઇને જેના અંતરમાં તાલાવેલી થતી નથી, પોતાના દેશને પરાધીન જોઇને જેના અંતરના ઉંડાણમાંથી નિઃસાસા નીકળતા નથી, પોતાના દેશના લોકોને અજ્ઞાન જોઇને જેના હૃદયમાં તરફડાટ થતો નથી, પોતાના દેશનાં હુન્નર કળા તથા ધંધા રોજગાર નાશ પામતા જોઇને જેના અંતરમાં આગ લાગતી નથી, પોતાના દેશની ખરાબીઓ ઉપર જેને ધિક્કાર છુટતો નથી અને પોતાના દેશનું ભલું કરનારની સેવામાં જે તત્પર

રહેતા નથી તે મનુષ્ય શેના ? એ તો પશુ કહેવાય. એટલુંજ નહીં પણ જે માણસો પોતાના દેશની બધી વસ્તુઓ વાપરે અને તેમ છતાં પણ—

## પોતાના દેશ માટે બેદરકાર રહે તે સૌથી મોટા નિમકહરામ છે.

એવા નીમકહરામ માણસોને દેશનું અન્ન ખાવાનો, પાણી પીવાનો, દેશની જમીન ઉપર ચાલવાનો કે દેશની હવા લેવાનો કાંઇ પણ હક નથી. માટે કોઇપણ માણસે પોતાના દેશના કલ્યાણની બાબતમાં બેદરકાર રહી ઇશ્વરની હજુરમાં નીમકહરામ ન થવું જોઇએ; પણ દેશના કલ્યાણમાંજ પોતાનું કલ્યાણ સમજીને પોતાના દેશનું ભલું થાય એવાં કામો કરવામાંજ પોતાની જીંદગી ગાળવી જોઇએ. પણ—

## આ બધા વિચારો કોને સૂઝે છે ?

જેનામાં સાચું સ્વદેશાભિમાન હોય, જેના અંતરની લાગણીઓ ખીલેલી હોય, જેને આપલપોપલીયામાં નહીં પડયા રહેતાં જીંદગીની સાર્થકતા કરવી હોય અને જેની ઉપર ઇશ્વરની કૃપા હોય તેનેજ સ્વદેશાભિમાનના આવા સ્વર્ગીય વિચારો સૂઝે છે. જયારે વિચારો દ્રઢ થઇ અંતઃકરણમાં ઉતરી જાય અને વિચારોમયજ જીંદગી થઇ જાય ત્યારેજ તેના લોહીમાં નવો જોસ અને તેજી આવી જાય છે. તેનાં પગલાંમાં ઝડપ ને દ્રઢતા આવી જાય છે. તેની વાણીમાં કાંઇક નવીનતા, કાંઇ ચમક, કાંઇક ખાસ આકર્ષણ અને કાંઇક સ્પેશિયલ બળ આવી જાય છે. તેનું બધું ધ્યાન પોતાની શુભ યોજનાઓ પાર પાડવામાંજ લાગેલું હોય છે, તેમજ તેણે પોતાની જીંદગી પોતાના દેશને અર્પણ કરી દીધેલી હોય છે. ટુંકામાં એજ કે એવા સ્વદેશાભિમાની માણસો આવી ઉચ્ચતાએ પહોંચે ત્યારપછી

આ જીંદગીમાંજ સાધારણ માણસ મટીને મહાત્મા બની જાય છે. એટલુંજ નહીં પણ પોતાના શુભ હેતુઓ જલદીમાં જલદી કેવી રીતે પાર પડે એજ તેઓની મુખ્ય ઇચ્છા, મુખ્ય લાગણી અને મુખ્ય કર્તવ્ય હોવાથી—

## પ્રતિજ્ઞાનું બળ.

પોતાની મ્હોટી યોજનાઓ પાર પાડવા સારૂ તેઓ આકરી પ્રતિજ્ઞાઓ લે છે. કારણ કે પ્રતિજ્ઞાથી નવું બળ આવી જાય છે. પ્રતિજ્ઞાથી ઘણી જાતનાં આવરણો ટૂટી જાય છે. પ્રતિજ્ઞાથી પોતાને ચાલવાનો માર્ગ નક્કી થઇ જાય છે. પ્રતિજ્ઞાથી ઘણી જાતના સ્વાર્થ છુટી જાય છે. પ્રતિજ્ઞાથી નાનાં માણસોથી પણ મોટાં કામો થઇ જાય છે. પ્રતિજ્ઞાથી બીજા લોકો ઉપર મજબુત અસર થાય છે, તેમજ પ્રતિજ્ઞાથી બહુ ટુંક વખતમાં જબરી ઉથલપાથલ કરી શકાય છે. કારણ કે પ્રતિજ્ઞા એ માણસને વશ રાખનારી લગામ છે, પ્રતિજ્ઞા એ પ્રત્યક્ષ આબરૂ છે, પ્રતિજ્ઞા એ દેવતાઇ બળ છે અને પ્રતિજ્ઞા એ માણસોને જલદીથી બદલી નાખવાનું જાદુ છે. માટે એવા સ્વદેશ પ્રેમી–સ્વદેશાભિમાની મહાત્માઓ મહારાણા પ્રતાપસિંહની પેઠે પોતાના દેશના કલ્યાણ માટે પોતે પ્રતિજ્ઞા લે છે અને બીજાઓ પાસે પ્રતિજ્ઞા લેવરાવે છે. કારણ કે આકરી પ્રતિજ્ઞાઓ લીધા વિના દેશના કલ્યાણનાં મોટાં કામો જલદીથી પાર પડી શકતાં નથી.

પ્રતિજ્ઞાથી મોટાં કામો જલદીથી કેમ થઇ જાય છે અને સાધારણ માણસોથી પણ મહાન કામો કેમ થઇ શકે છે એ તમારે જાણવું છે ? તો સ્વર્ગવાસી નારાયણ હેમચંદ્ર કૃત "વીર મંડળ" બીજા ભાગમાંથી એક રોમન વીરનો નીચેનો દાખલો વાંચવાની મહેરબાની કરો.

# સ્વદેશપ્રેમી મિયુસિયસ.

ઘોર અમાસ થઇ છે. ચારે બાજુએ સુમસામ જણાય છે. પવન-દેવ પણ વેગથી જવાની હિંમત કરતો નથી રોમનગરના પહોળા રસ્તા આજ નિર્જન થએલા જોવામાં આવે છે. પોતાના ઘરોને અંદરથી સાંકળ મારીને સ્ત્રી, પુત્ર વગેરે સહિત ભય પામેલા રોમન લોકો ઘરમાં ભરાઇ રહેલા છે. કઇ વખતે નગરને ઘેરો નાખનાર શત્રુઓ નગરમાં પ્રવેશ કરે-કઇ વખતે પોતાના હૃદયનું પ્રિયધન સ્વતંત્રતા રત્ન હમેશને માટે હરી લે, એવા વિચારથી તેઓના પ્રાણ અસ્થિર થઇ રહેલા છે. વીર હોરેસિયસની દેવપ્રતિમ બહાદૂરીથી શત્રુ સેના નગરમાં પેસી શકી ન હતી એ ખરૂં છે, પરંતુ ફક્ત નદીનો અટકાવ કેટલા દિવસ પ્રબળ શત્રુ સેનાને છેટે રાખી શકે ? થોડીજ મુદતમાં ટાઇબર નદી ઉપર પુલ બાંધીને શત્રુ સેનાએ રોમને ઘેરી લીધું. રોમ નગરના રહેવાસીઓ ટૂંક મુદતમાંજ ખોરાકની તંગીમ આવી પડયા. વળી રોમની સ્વતંત્રતાના રક્ષણની આશા પણ ધીરે ધીરે ઓછી થતી જતી હતી, તેથી નિરાશાનો ગાઢતર અંધકાર રોમના પ્રત્યેક ઘરમાં છવાઇ રહેલો હતો.

પરંતુ પરમેશ્વરના રાજ્યનો નિયમ આવો છે કે દુઃખ અને નિરાશાના ગાઢા અંધારામાંથીજ એકદમ અણધાર્યો સૌભાગ્યના સૂર્યને ઉદય થાય છે. રોમના સંબંધમાં આજે ઉપલો નિયમ અમલમાં મૂકાવાની તવારીખ છે.

રોમનો આજે યદ્યપિ નિરાશાના ગાઢા અંધકારપૂર્વક પોત પોતાના ઘરમાં રહેલા છે, પરંતુ સઘળા રોમનો આવી રીતે ઘરમાં બેઠા ન હતા. હોરેસિયસના જેવા વીર પુરૂષો આજે ઘરનો દરવાજો બંધ નહીં કરતાં દેશના ઉદ્ધારના વિચારમાં લાગ્યા હતા. પ્યાલાટીન

પર્વતના શિખરે આજે આ ગંભીર રાતને જીવતી જાગતી કરી હતી. પ્યાલાટીનાના સર્વથી ઉંચા શિખર ઉપરના એક ભાગેલા ઘરમાં એક દીવો તે જંગલના કંકરમય અને વનસ્પતિઓથી ઘેરાયેલા પર્વતના પૃષ્ટને પ્રકાશ આપતો હતો. ઘરની અંદર એક ભાગેલા ટેબલની ચારે બાજુએ રોમનો ઉભા હતા. દીવાના ઝાંખા તેજમાં સઘળાનાં મોં પ્રફુલ્લ દેખાતાં હતાં. આગ્રહ અને ઉત્સાહની જ્યોતિ સર્વની આંખમાંથી નીકળતી હતી. સઘળાઓના હાથમાં તીક્ષ્ણ ધારદાર છરા હતા. સફેદ દાઢી અને વિશાલ નયનવાળા વૃદ્ધની વાત તેઓ ધ્યાનથી સાંભળતા હતા. વૃધ્ધ કહે છે—

" આ લઢાઇમાં પોરસેનાને હરાવવો એ આપણું સામર્થ્ય નથી. આખા ઇટાલીના રાજાઓએ એકઠા થઇને રોમને ઘેરો નાખ્યો છે. આટલી બધી શત્રુ સેનાને હરાવવી એ આપણા પક્ષને અસંભવિત જણાય છે. ત્યારે હવે શું કરવું જોઇએ? શું ત્યારે આપણે ઘણી મહે- નતે મેળવેલા સ્વતંત્રતાના રત્નને ખોઇશું? આપણું જે કંઇ પ્રિય, ધન, માન, પ્રાણ, સ્ત્રી, પુત્ર પરિવાર એને શું દાસત્વની સાંકળ પહેરવા દઇશું? તેવો જો તમારો વિચાર હોય તો તમને ધિક છે! પ્રાણના ભયથી ડરીને જેઓ સ્ત્રી પુત્રોને દાસત્વમાંથી બચાવવાની ના પાડે અને સંસારનાં સામાન્ય સુખ ભોગવવાને માટે જેઓ સ્વદેશનું કલ્યાણ કરવામાં પાછી પાની કરે તેઓને ધિક્ છે! " ભાષણ કરનારના દરેક શબ્દ ઉપર સહાનુભૂતિસૂચક ગગનભેદી ધ્વનિ થવા લાગ્યો. વકતા વધારે ઉત્સાહીત થઇ કહેવા લાગ્યો "મારી ઉંડી આકાંક્ષા એજ છે કે દેશનું કામ બજાવતાં બજાવતાં મારો પ્રાણ નીકળી જાય; એટ- લુંજ નહિ પણ આ માટીનું શરીર બળીને ભસ્મ થઇ જવાથી પણ જો દેશનું ભલું થાય તો હું મને ભાગ્યશાળી સમજીશ. સામેની લઢાઇમાં જય મેળવવો એ આપણી તાકાતથી બહાર છે, એ ખરૂં; પરંતુ જો

આપણામાં થોડું પણ મનુષ્યત્વ હોય તો આપણે એક કામ વગર હરકતે કરવાને શક્તિમાન થઈશું. શત્રુની સેના મ્હોટી છે, પરંતુ આપણા ખરેખરા શત્રુ તેમાં ઘણાજ થોડા છે. અહિં આપણે આજે જેટલા માણસો સ્વદેશના હિતને માટે આવ્યા છીએ તે સર્વ જો ખરેખરા શત્રુઓનો વિનાશ કરવાનો દ્રઢ સંકલ્પ કરીએ તો ઘેરો નાખનાર લશ્કરને અવશ્ય હરાવી શકીશું. પોરસેનાના લશ્કર સાથે આપણી કંઇ દુશ્મનાઈ નથી; પરંતુ એમાં રહેલા પોરસેના, ટારક્વીન વગેરે રાજાઓજ રોમના ખરા શત્રુ છે. તેઓએજ ખટપટ કરીને મહેનત અને પૈસાના બળથી આપણી આવી દુર્દશા કરી છે. આપણી પાસે પૈસાનું જોર નથી એ ખરૂં, પરંતુ પુરૂષાર્થ, કૌશલ્ય અને ઉત્સાહમાં પણ શું સ્વતંત્ર રોમનવીરો પોરસેનાથી પરાજીત થશે? સ્વદેશના મંગળને માટે—દુષ્ટ જુલમીના હાથમાંથી જન્મભૂમિને બચાવવાને માટે—કોનો પ્રાણ આજે ભોગમાં અપાતાં સંકુચીત થશે? રોમનવીર આગળ વધો. કાંતો કાર્ય સધાય ને કાંતો શરીર પડે. ઇશ્વરને સાક્ષી રાખી પ્રતિજ્ઞા લઇને કહો કે " જયાં સુધી દેશના ખરા શત્રુનો નાશ કરીશું નહિ ત્યાં સુધી અમે ઘરમાં પાછા જઈશું નહિ. " જાઓ, હિંમત રાખીને છુપા વેશથી શત્રુની છાવણીમાં પ્રવેશ કરો. કયાં પોરસેના છે, કયાં ટારક્વીન છે, કયાં સેકસ્ટસ છે, તેને શોધી કાઢીને તમારા ધારદાર છરાથી તેનો જીવ લ્યો. "

"રોમન ભાઇઓ! આવા યત્નમાં તમારૂં મરણ થાય તો તેથી પણ પોતાને ભાગ્યશાળી સમજજો. હવે ઉદાસીન રહેતા નહિ. હમણાં ને હમણાં અગ્નિકુંડ પ્રજ્વલિત કરો અને અગ્નિદેવની પ્રદક્ષિણા કરીને નીચેની પ્રતિજ્ઞા લ્યો કે, " રોમના ખરા શત્રુઓમાંથી ઓછામાં ઓછા એકનો પણ જીવ લીધા શિવાય પાછો ઘરમાં આવીશ નહિ." આ પ્રતિજ્ઞાને ધારણ કરીને પર્વતના શિખર ઉપર, રસ્તામાં અને બધે ઠેકાણે

લાગ મેળવવાની તલાસમાં ફરતા રહેજો. મંત્રનું સાધન અથવા શરીરનું પતન કરીને ચરિતાર્થ થજો."

ઉપલી વાત પૂરી થતાંજ એક અગ્નિકુંડ પ્રગટવવામાં આવ્યો. એક પછી એક ત્રણસો રોમન યુવકોએ ઉપર લખેલી પ્રતિજ્ઞાનું ઉચ્ચારણ કરીને અગ્નિકુંડની પ્રદક્ષિણા કરી. ત્રણસો રોમનોનાં હૃદય શત્રુને મારી નાખવાને માટે સ્વસુખ ત્યાગી થયાં. તેમણે સંસારનાં સર્વ સુખ છોડીને વિશાલ આકાશને પોતાનું ઘર કર્યું. સ્વતંત્રતા ગુમાવીને અને પરાધીનતાની બેડીવડે કલંકીત બનીને પછી સ્ત્રી પુત્ર સાથે રહેવું એમાં સુખ પણ શું?

ઉપલી કઠોર પ્રતિજ્ઞાના છેલ્લા ઉચ્ચારણ સાથેજ આકાશમાં સુવર્ણ રંગથી રંજીત થઇને સૂર્યદેવ હસ્તો હસ્તો રોમના ઘરે ઘરે પોતાનાં કિરણ પાડવા લાગ્યો. જે દેશમાં આવા ત્રણસો માણસો હયાત છે તે દેશમાં ઘરે ઘરે સૂર્યદેવ હસતા મ્હોંએ કિરણ પ્રસારે એમાં આશ્ચર્ય શું?

સુંદર પ્રશાંત પ્રભાત થયું છે. સૂર્યદેવ ઘટાલીને નાના વિધ મનોહર વર્ણથી રંજીત કરીને ઉદય પામ્યો છે. સુંદર સુમિષ્ટ પ્રાતઃ સમીર પ્રવાહિત થયાથી પ્રાણીઓના શરીરમાં નવું જીવન સંચાર કરતું જણાય છે. પક્ષીઓ પોતાના માળા છોડીને મહા કલરવથી વૃક્ષો અને બગીચાઓને ગુંજાવી રહ્યાં છે. સૂર્યનાં કિરણ આકાશમાંથી પર્વતનાં શિખરો અને ઝાડની ટોચો અને ઘરોનાં છાપરાં ઉપર ઉતરે છે. ઘેરાયેલા રોમના રસ્તાપર કોઇ કોઇ વાર એક બે મનુષ્ય આવે–જાય છે. પેલી બાજુએ તરકારી, માખણ વગેરે ખાવાની વસ્તુ વેચનારા અવાજો કરતા કરતા પોરસેનાની છાવણી તરફ જાય છે. ઘેરો નાખનાર શત્રુનું લશ્કર પણ પ્રાતઃકાલ થતાં ધીરે ધીરે જાગી ઉઠયું છે. સેનાના પહેરેગીરો રાતે અડધી જાગતી અવસ્થામાં

ચોકી પહેરો કરતા હતા. તેઓ પડતાં આખડતાં મુસાફરોને ત્રાસ ચમાડતા હતા. તેઓ પણ હવે પ્રાતઃકાલ થયાથી પોતાનાં પડેલાં હથિયાર પાછાં તેની જગ્યા પર રાખે છે, છુટેલાં કપડાં પાછાં બાંધે છે અને મુછ ઉપર તાવ દેતા ટેડી નજરથી રોમનોની તરફ જુએ છે. જોતાં જોતાંમાં તરકારી વેચનારાઓ શત્રુની સેનાના દરવાજામાં આવ્યા. સર્વે પોત પોતાની વસ્તુનો મહીમા કહેતા કહેતા પહેરેગીરોની પાસેથી જવા લાગ્યા. "માખણ જોઇએ છીએ, ઘણુંજ સારૂં માખણ છે." "ઈંડાં જોઇએ છીએ, ઘણાંજ સારાં ઇંડાં છે." "માંસ જોઇએ છીએ, ઘણું જ સારૂં માંસ છે." વગેરે અવાજોથી છાવણી ગાજી રહી. સિપાઇઓ પોત પોતાને જોઇતો ખોરાક તે તે વેચનારને લશ્કરમાં બોલાવીને ખરીદી રહ્યા છે. રોમન તરકારી વેચનારાઓ સેનાના પ્રત્યેક તંબુને દરવાજે દરવાજે જઇને પોતાનો માલ વેચવાના અવાજ કરે છે.

પોરસેનાની છાવણી આવા મોટા અવાજોથી ગાજી ઉઠી છે. કોઇ કોઈ જગ્યા પર દશ પાંચ સિપાઇઓ એકઠા થઇને વાતો કરી રહ્યા છે. કોઇ કોઇ સેનાપતિઓ લશ્કર જોતા ફરે છે અને કોઇ કોઇ જગ્યાપર તરકારી વેચનારાઓની સાથે લેવા દેવાની વાતચીત ચાલી રહી છે. આવા સુંદર રમણીય પ્રાતઃકાલમાં પોરસેના પણ પોતાના અનુચરોને સાથે લઇને છાવણીમાં ફરવા નીકળ્યો છે. ઘેરેલા નગરને કઇ જગ્યાપર બાકાં પડયાં છે, કેવી રીતે નગર લેવામાં આવે, કયો વીર બહાદૂર છે, વગેરે તરેહવાર વાર્તા કરતો કરતો પોરસેના અને તેના સાથીઓ છાવણી અને નગર જુવે છે. તેઓ જ્યાં જાય છે ત્યાં મોટી ગડબડ મચી રહે છે. સિપાઇઓ જય જય અવાજથી ગગનને અવાજ પૂર્ણ કરી મૂકે છે. તરકારી વેચનારાઓ હો હા કરતા કરતા તેઓની તરફ જોતા જોતા જવાનો રસ્તો મુકી દે છે. પોરસેનાના કારભારીઓ તેની આગળ આગળ ચાલે છે અને તે પોતે તેમની

પાછળ પોતાના વિદુષક મિત્રના હાથમાં હાથ ભેરવીને ચાલે છે. પોરસેનાના કરતાં તેના વિદુષકનો પોશાક વધારે સુંદર છે. દર્શકોમાંથી પોરસેના આવી રીતે ચાલ્યો જાય છે. ભીડને લીધે સાથેના સિપાઇઓ તેને જવાનો રસ્તો ખુલ્લો કરે છે. એકાએક ભીડમાંથી એક તરકારી વેચનારે વિજળીના જેવા વેગથી સિપાઇઓને ધક્કા મારીને પોરસેનાને બદલે ભુલથી પોરસેનાના મિત્રની છાતીમાં છરો માર્યો. પોરસેનાના સાથીઓ અને અંગરક્ષકોએ મોટો ઘોંઘાટ મચાવીને તે તરકારી વેચનારને પકડ્યો, પરંતુ તરકારી વેચનારે વધુ કંઇ પણ ન કરતાં પોતાનો છરો દૂર ફેંકી દીધો અને ડર્યા સિવાય કહેવા લાગ્યો કે, "મારૂં જીવતર સફલ થયું, રોમનો પરમ શત્રુ પોરસેના માર્યો ગયો. હવે રોમ નિષ્કંટક થયું; હવે હું મારા પ્રાણને માટે દરકાર રાખતો નથી. તમારી ઇચ્છા પ્રમાણે મારો વધ કરો. હું હસતો હસતો પ્રાણ છોડીશ. મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ. દેવતાઓને ધન્યવાદ આપું છું કે આ હાથ શત્રુના લોહીથી પવિત્ર થયો." આવી રીતનાં તરકારી વેચનારનાં વાક્ય સાંભળીને પોરસેનાને આશ્ચર્ય થયું. અનુચરોએ તે સ્વદેશપ્રેમી રોમનને બાંધ્યો અને પોરસેના પોતાના તંબુમાં જઇને અપરાધીનો ન્યાય કરવાનો બંદોબસ્ત કરવા લાગ્યો.

રોમનને કેદખાનામાં પૂર્યો, પરંતુ તે તેનાથી કંઇ પણ દુઃખી તથા ભયભીત થયો નહિ. તે ખુશ ચ્હેરે મૃત્યુની વાટ જોવા લાગ્યો. પેલી બાજુએ ધીરે ધીરે સૂર્યદેવ આથમતો ચાલ્યો. તંબુઓમાં દીવા સળગ્યા. પોરસેનાએ અન્ય કાર્ય પૂરૂં કરીને અપરાધી રોમનનો ઇન્સાફ કરવાનો આરંભ કર્યો. રોમન વીરને કેદખાનામાંથી રાજસભામાં આણ્યો. ત્યાં રોમન વીરે જોયું કે સામેના એક ઉંચા આસન ઉપર એક માણસ બેઠેલો છે અને તેની બંને બાજુએ બે માણસ બેઠેલા છે. આ ત્રણ જણાની સામે એક નાની બંધ કરેલી જગ્યા છે. તેની બંને બાજુએ

એ મશાલવાળા ઊભા છે. રોમનને તે બંધ કરેલી જગ્યામાં ઉભો કર્યો. પછી પોરસેનાએ પૂછ્યું કે તેં શા માટે મારા દોસ્તની હત્યા કરી. રોમનની આંખમાંથી અગ્નિ સ્ફુલિંગ નીકળ્યા અને કહેવા લાગ્યો કે, "જે દુષ્ટ રાજાએ ઘણાક રોમનનો નાશ કરી ઘણાં રોમન સ્ત્રી બાળકોને નિરાધાર કર્યાં છે અને જે રોમની સ્વતંત્રતા હરી લેવાને યત્નશીલ થયો છે, તેનો નાશ કરવાને રોમન યત્ન કેમ નહિ કરે? મેં મારા દેશના પરમ શત્રુનો વિનાશ કર્યો છે. હવે તમને ફાવે તો મને શૂળીએ ચઢાવો, આગમાં બાળો કે ગમે તેમ કરો, હું હસતો હસતો મરવાને તૈયાર છું."

રોમન વીરનું આવું સતેજ ભાષણ સાંભળીને પોરસેના સ્તંભિત થઈ ગયો. વિદુષકની છાતીમાં પેઠેલો છરો પોતાનેજ માટે ઉપાડયો હતો અને પોતે મહાવિઘ્નમાંથી છૂટયો છે તે જાણીને તે મનમાં ને મનમાં ઇશ્વરને ધન્યવાદ આપવા લાગ્યો. પોરસેનાને ન્યાય કરતો જોઇને તેની પાસેનો દુરાચારી સેકસ્ટસ બોલ્યો–" શું તું શૂળીથી પણ ડરતો નથી અને બળી મરવાનો પણ ભય કરતો નથી? ત્યારે તો તને ઘણો વીર જોઉં છું. ઠીક છે, ત્યારે રાજાને દેખાડ જોઇએ કે તું વૃથા ગર્વ કરતો નથી. આ મશાલ બળે છે એના ઉપર તું તારો હાથ રાખ જોઇએ. પોરસેનાને તો તેં મારી નાખ્યો નથી. પોરસેના તો જો આ તારી સામેજ બેઠો છે. જો રાજાની પાસે વૃથા ગર્વ કરતો હઇશ તો હમણાંને હમણાં તારા કાપીને કડકા કરી નાખીશ અને શરીરના જખમો ઉપર મીઠું ભરીશ." સેકસ્ટસની વાતથી રોમન વીરનું મોં વિષાદને લીધે ઝાંખું થઇ ગયું. જે મોંએ થોડીવાર પહેલાં અગ્નિના તણખા નીકળતા હતા તે મોં મહા વિષાદથી નાનું થઇ ગયું. "શું ત્યારે દેશના પરમ શત્રુને તક મળ્યા છતાં હું મારી શકયો નહિ! પોરસેના મારી નિર્બુદ્ધિથી હજી જીવતો છે?" આવા વિચારમાં

મિયુસિયસનો જીવ દુઃખી થઇ ગયો. જે હાથ આમ વૃથા ગયો તે હાથને ક્રોધથી પ્રદીપ્ત મસાલની આગમાં બાળીને રાખ કરી નાખવા માટે તરતજ તેણે પોતાનો હાથ તે બળતી મશાલના ઉપર મુકયો. સર્વ સભાસદો રોમનનું આ આશ્ચર્યકારક વીરત્વ જોઇને સ્તંભિત થયા. પોરસેના અને સેકસ્ટસે જોયું કે રોમનવીર પ્રસન્ન વદનથી આગ્રહપૂર્વક પોતાનો હાથ બાળી છે. દીપશિખાએ ધીરે ધીરે મિયુસિયસનો હાથ બાળે નાખ્યો, છતાં મિયુસિયસના મોં ઉપર કંઇ પણ કષ્ટનું ચિન્હ જોવામાં આવ્યું નહીં. ઉલટી હાથને સજા કર્યાથી થોડીક શાંતિ તેણે મેળવી. પોરસેના તેના આવા વીરત્વથી મુગ્ધ થઇ ગયો અને કહેવા લાગ્યો કે, "રોમન, તું ખરેખરો વીર પુરૂષ છે. તારા જેવા માણસને મારી નાખીને હું મારે કપાળે કલંક લગાડવા ચ્હાતો નથી. તું વગર હરકતે શહેરમાં ચાલ્યો જા; કોઇ પણ તારા વાળને અડકી શકશે નહીં." મિયુસિયસ પોરસેનાની ઉપલી વાતથી અજાયબ થયો. તેણે મરણ નિશ્ચય જાણ્યું હતું, પણ એકદમ પ્રાણદાન મળ્યાથી વિસ્મિત અને કૃતજ્ઞ થઇ જતી વેળાએ તેણે પોરસેનાને કહ્યું કે "તમારી પાસેથી હું આવો વ્યવહાર પામીશ એવું મેં સ્વપ્નામાં પણ ધાર્યું ન હતું. રાજાનું મન આટલું ઉન્નત થઇ શકે તે હું જાણતો ન હતો. ગમે તેમ હો પણ તમને એક વાત કહ્યા સિવાય હું રહી શકતો નથી. તમારી સાથે રોમને કંઇ ઝગડો નથી, રોમે તમારૂં કંઇ અનિષ્ટ કર્યું નથી, પરંતુ તમેજ રોમના પરમ શત્રુ જુલમી ટારકવીનનો પક્ષ લઇને રોમ ઉપર ઘણીક રીતે જુલમ ગુઝાર્યો છે. રોમન લોકો હાલ આપની સામે લઢાઇ કરવાને શક્તિમાન નથી, તે વાસ્તે મારા જેવા ત્રણસો રોમન વીર યુવકોએ પ્રતિજ્ઞા લીધી છે કે અમો પોરસેનાને મારી નાખશું. માટે તમે સાવચેત બનો અને ખોટી સલાહ માનીને પ્રાણ ગુમાવશો ના."

વીર મિયુસિયસ આટલી વાત કહીને પોરસેનાની પાસેથી વિદાય

થયો. તેની વાતથી પોરસેનાનું હૃદય ભયથી અને ચિંતાથી ચિંતાતુર થયું. ત્રણ દિવસ પછી રોમનો ઘેરો ઉઠી ગયો. પોરસેના વીર હૃદય રોમનોની સાથે સુલેહ કરીને સ્વદેશમાં પાછો ગયો. આ પ્રમાણે રોમનવીરોનાં અદ્ભુત વીર્ય, સાહસ અને સ્વસુખ ત્યાગથી રોમનો બીજીવાર ઉદ્ધાર થયો.

## આપણે કેવી પ્રતિજ્ઞા લેવી જોઇએ ?

બંધુઓ ! જોયું કે ? એક માણસની પ્રતિજ્ઞાથી અને સાહસથી રોમ બચી ગયું. રોમની સ્વતંત્રતા કાયમ રહી અને હજારો માણસો મરતાં બચી ગયાં. પોરસેનાનું ત્રીસ હજાર માણસનું લશ્કર એક માણસની જીગરની લાગણીથી–એક માણસની બહાદૂરીથી–એક માણસના આત્માપર્ણથી–ઘેરો ઉઠાવીને ચાલતું થયું. આવું પ્રતિજ્ઞામાં બળ છે. પણ યાદ રાખજો કે આપણે કાંઇ રોમન વીર મિયુસિયસની પેઠે ધારદાર છરા વાપરવાની પ્રતિજ્ઞા લેવાની નથી. મિયુસિયસની પેઠે આપણે કંઇ રાજાઓનાં કે અમલદારોનાં ખૂનો કરવાની પ્રતિજ્ઞા લેવાની નથી. પણ આપણે તો આપણો દેશ આબાદ થાય, આપણા લોકો સુખી થાય, આપણો ધર્મ વધે, આપણા જન્મસિદ્ધ હકો આપણે ભોગવી શકીએ, આપણા દેશમાં ધનધાન્ય ખૂબ વધે, આપણા લોકોમાંથી અજ્ઞાનપણું મટે, દુનિયાની પ્રજા આપણો તિરસ્કાર કરતી અટકે અને આપણા આત્માની ઉન્નતિ થાય તથા આપણો દેશ પાછો પોતાની અસલની કીર્તિ મેળવી શકે એવી પ્રતિજ્ઞાઓ આપણે લેવી જોઇએ. જેમ કે—

કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે હું મારા દેશમાં ફલાણી જાતનો નવો હુન્નર દાખલ કરી શકું નહિ ત્યાં સુધી હું મારૂં લગ્ન કરીશ નહીં. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે મારા બંધુઓ

બહુ અજ્ઞાન છે માટે તેઓને કેળવણી આપવા પાછળ હું મારી જીંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે મારા દેશના લોકો ઉપર પરદેશમાં જુલમ થાય છે તે જુલમ મટાડવાના ઉપાયો લેવામાં હું મારૂં બધું ધન ખર્ચીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, હું મારા દેશનો વેપાર વધારવામાં મારૂં સર્વસ્વ અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે મારા દેશની પ્રજામાં બહાદૂરી વધે એવા ઉપાયો કરવામાં હું મારી જીંદગી અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે ખોટા રીત રિવાજો તોડવાનું હું પ્રથમ મારે ઘેરથી શરૂ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે મારી વિધવા બેનોની જીંદગી સુધારવામાં હું મારી જીંદગી અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે મારા દેશના ગરીબ ખેડુતોને સુધારવામાં હું મારી આખી જીંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે આપણા દેશના વટલી ગએલા આપણા ગરીબ અજ્ઞાન બંધુઓને પાછા આપણા ધર્મમાં લાવવા માટે હું મારૂં ધન ખરચીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે રાજા પ્રજાનો સંબંધ વધારે સારો થાય માટે અમલદારોનો જુલમ તોડવા સારૂ કાયદાની રીતે લડત ચલાવવામાં હું મારી જીંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે આપણા ધર્મ ઉપર જે કાટ ચડી ગયો છે ને આપણા ધર્મના જે હાથ પગ બંધાઇ ગયા છે તે સુધારવામાં ને આપણા ધર્મને પાછો તેના અસલ ઉદાર સ્વરૂપમાં લાવવામાં હું મારૂં સર્વસ્વ અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે આપણા દેશમાં નવી નવી જાતનાં ફળો ને નવી જાતના રૂ વગેરે ઉગાડવા માટે ગરીબ ખેડુતોને મફત બી પુરાં પાડવામાં હું મારી બધી દોલત અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે ના વારસ નિરાધાર રખડતાં છોકરાંઓને

સુધારવામાં હુ મારી જીંદગી અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે મારા દેશમાં મારી સ્વભાષામાં સારાં સારાં પુસ્તકો કઢાવવામાં હું મારૂં બધું ધન ખર્ચીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે ગરીબોને સારૂં અને સસ્તું વાંચન પુરૂં પાડવામાં હું મારૂં બધું ધન અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે અમારી નાતમાં પરદેશ જવાનો રિવાજ નથી પણ હું મારા પોતાનાજ છોકરાઓને ત્યાંની સારી બાબતો શીખી લાવવા માટે પરદેશ મોકલીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે મારા દેશનાં જાનવરોને મરતાં બચાવવામાં ને તેઓની ઓલાદ સુધારવામાં હું મારી જીંદગી અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે દુકાળને વખતે ગરીબોને મદદ કરવામાં હું મ્હારૂં બધું ધન અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે મારા બંધુઓમાં સ્વદેશાભિમાન જગાડવામાં હું મારી જીંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે દેશ ઉપર બોજારૂપ બનેલા બાવન લાખ ભીખારીઓને સુધારવા માટે હું મારૂં બધું ધન અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે દેશમાં સાડાચાર કરોડ અત્યંજો બહુજ ગરીબ ને તદ્દન અજ્ઞાન છે તેઓને સુધારવા હું મારૂં સર્વસ્વ અર્પણ કરીશ; અને ઘણા લોકોએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે દેશમાં સ્ત્રી કેળવણી વધારવામાં અમે અમારૂં સર્વસ્વ અર્પણ કરીશું. આવી પ્રતિજ્ઞાઓ લેવી એટલું જ નહિ પણ જરૂર પડે તો તે પાર પાડવાને પ્રાણ આપવા પણ તૈયાર રહેવું જોઇએ. આવી આવી પ્રતિજ્ઞા લેનારા માણસો અત્યારે આપણા દેશને જોઇએ છે. જો એવા થોડાક માણસો પ્રતિજ્ઞા લેવા તૈયાર થાય, જો એવા થોડાક માણસો પોતાના સ્વાર્થનો ભોગ આપવા તૈયાર થાય, અને જો એવા થોડાક માણસો **देहं पातयामि वा अर्थं साधयामि** કરીને દેશના કલ્યાણનાં કામોમાં કમર કસીને ઉભા રહે તો થોડાજ વખતમાં

આપણા દેશની દશા બદલાઇ જાય. એમાં શક નથી. અરે ! જે દેશમાં આવી પ્રતિજ્ઞા લીધેલાં માણસો હોય તે દેશમાં નમાલાપણું, દરિદ્રતા, પરાધીનતા કે જુલમ રહીજ કેમ શકે ? તે દેશની પ્રજાનો તિરસ્કાર પણ કેમ થઇજ શકે ? અને તે દેશમાં દુઃખ પણ કેમ રહી શકે ? પણ અફસોસ કે એવી પ્રતિજ્ઞાવાળાં માણસોજ ક્યાં છે ? જો એવી પ્રતિજ્ઞાવાળા માણસો હોય તો આપણા દેશની અને આપણા લોકોની એવી અધમ દશા કેમ હોય ? માટે રોમના પ્રમાણમાં જેમ ત્રણસો રોમન વીરોએ પોતાના દેશના બચાવ માટે દુશ્મનોનો પ્રાણ લેવાની પ્રતિજ્ઞા કરી હતી અને પોતે જીવતા છતાં અગાઉથીજ પોતાની મરણ ક્રિયા કરાવીને ખભા ઉપર ખાંપણ લઇને બહાર પડયા હતા અને એ પરાક્રમને લીધે જેમ પોતાના દેશને પરદેશીઓની ગુલામગીરી નીચે જતો તેમણે બચાવી લીધો હતો; અને જેમ પ્રતિજ્ઞાબંધ થએલા ત્રણસો સ્પાર્ટનોએ લીયોનીડાસની સરદારી નીચે થરમાપૉલીમાં વીસ હજાર ઇરાનીઓને કાપી નાખ્યા હતા, તેમ આપણા દેશમાં પણ ઉપર જણાવેલાં જેવાં દેશોન્નત્તિના ભલાં કામો કરવાને આપણા બંધુઓએ દ્રઢ પ્રતિજ્ઞા લેવી જોઇએ. વળી સ્વદેશાભિમાનના પ્રત્યક્ષ નમુનારૂપ મહારાણા પ્રતાપસિંહની ઇચ્છા પ્રમાણે સર્વ મોજશોખ તજીને જ્યારે આપણે આપણી ફરજ બજાવતાં શીખશું અને જ્યારે આપણા દેશને અર્થે આપણા સ્વાર્થનો ભોગ આપવાની પ્રતિજ્ઞા લઇશું ત્યારેજ આપણા દેશનો ઉદ્ધાર થઇ શકશે.

હે પ્રભુ! એવા દિવસ કયારે આવશે કે જ્યારે અમારાં ભાઇ-બ્હેનોએ પોતાના દેશના કલ્યાણ માટે આવી જાતની પ્રતિજ્ઞાઓ લીધેલી હોય ? હે દીન દયાળુ ઇશ્વર! અમારા દેશના કલ્યાણ માટે આવી જાતનાં શુભ કામો કરવાની પ્રતિજ્ઞા લેવાનું અમારા દેશ બંધુઓને બળ આપ. બળ આપ. બળ આપ.

## આપણા પોલમપોલવાળા શેઠીયાઓની વાતો.

આ ચોપડી સાંભળીને જમનાદાસ શેઠે કહ્યું કે, આજ કાલ છાપખાનાનું કામ બહુ વધી ગયું એટલે ઘણાએ નવરા બાબરો બેઠા બેઠા આવું આવું કાંઇ કાંઇ છાપ્યા કરે, પણ એમાં કાંઇ વળે નહીં. કોઇ એવા ગાંડા નથી તે એમ પ્રતિજ્ઞા લઇ લે. વાત ઘણી સાવ સાચી છે, પણ બધા કહેવાવાળા છે, કોઇ કરવાવાળા નથી, એટલે કાંઇ થવાનું નથી. વિઠ્ઠલદાસભાઇ, ચાલો ચાલો દુકાને, તે કાંઇક કામ થાય. આમાં આપણું કાંઇ વળે નહિ. સ્વદેશી સભાવાળાને હું ઓળખું છું. એ બધા પારકાં છોકરાંને જતી કરવાવાળા છે; કોઇ પોતાનાં કાંડાં ઉપર ઘા ઝીલે એવા નથી.

એ સાંભળીને મોતીલાલે કહ્યું કે, તમે જુઓ તો ખરા, અમે બધા પ્રતિજ્ઞા લઇશું. કંઇ થતું નહીં એ તો તમારા વખતમાં, હવેના છોકરાઓ કાંઈ કાચા નથી. હવે તો અમે અમારા હક્ક ને અમારી ફરજ સમજીએ છીએ અને દેશને અર્થે અમારા સ્વાર્થનો ભોગ આપી શકીએ તેમ છીએ.

ત્યારે જમનાદાસ શેઠે કહ્યું કે, બેસ બેસ, વાઇડા, પ્રતિજ્ઞા લેવા-વાળાનાં મોઢાં જુદાં હોય. અરધો કલાક ચા મોડી મળે તો મિજાજ બગડી જાય છે; મા કાંઇક કહે તો છોકરીની પેઠે રોઈ પડે છે; પોતાના મગજમાં તો કાંઈ માલ નહીં પણ ફલાણો ભાઇ આમ કહે છે ને ફલાણો છાપાવાળો આમ કહે છે તે ઉપર બધી કૂદાકૂદ; છત્રી, રૂમાલ કે ચસમા વિના તો ઘડી પણ ચાલતું નથી; પારકાં માણસો સાથે વાતો કરતાં તો શરમાય છે અને રાતને વખતે એકલો ઘર બહાર નીકળતાં તો બીહે છે; એટલુંજ નહિ પણ દવાની બાટલી તો રોજ ભાઇના ખીસામાં ને ખીસાંમાંજ હોય છે ને પ્રતિજ્ઞા લેવા નીકળ્યા

છે ! ! વાહરે વાહ તારી પ્રતિજ્ઞા ! ! બધા તારા જેવાજ પ્રતિજ્ઞા લેનારા હોય ત્યાં સુધી તો કાંઈ દેશને શુકરવાર થવાનો નથી ! જા, જા, હવે નિશાળે જા, વખત થઈ ગયો છે. એમ કહીને જમનાદાસ શેઠ કપડાં પહેરવા લાગ્યા અને મોતીલાલ તથા તેનો માસ્તર સ્કૂલ તરફ ચાલ્યા.

એ પછી જમનાદાસ શેઠે કહ્યું કે, વિઠ્ઠલદાસભાઇ, જોયું કે ! આ માસ્તરજ છોકરાને બગાડે છે. માટે કાલથી એને પાણીચું આપીએ. કેમ સમજ્યા કે નહીં ? આપણા વેપારીના દીકરાને આવી વાતો શું કામની ? જો એના મગજમાં આવો પવન ભરાઇ જાય તો પછી એ વેપારના કામનો રહે નહીં ને આગળ જતાં હાથથી જાય, માટે આપણે હમણાથીજ ચેતવું સારૂં. પછી પસ્તાવું પડે એ શું કામનું ? કેમ ખરૂં કેની ?

ત્યારે વિઠ્ઠલદાસે કહ્યું કે, હા એમજ, આપો કાલે રજા, બીજી વાત શું ? આપણે ઘણુંએ જાણીએ છીએ કે એ વાતો સાવ સાચી છે ને કરવું તો એમજ જોઇએ, પણ એ આપણું કામ નહીં; આપણાથી એ ન બને. અમારી બાજુની દુકાનવાળો મનમોહનદાસ પણ સ્વદેશીવાળો છે, તે પણ આવીજ વાતો કરે છે. પણ પોતે કાળ-જાનો એવો પકકો છે કે કરતો કાંઇ નથી. છાપામાં અમેરિકાવાળા કરોડપતિ કારનેગીની વાત આવે ત્યારે મને વંચાવે ને કહે કે જો તેણે કેળવણીના કામમાં પચાસ લાખ આપ્યા, પછી એક કરોડ આપ્યા, પછી ત્રણ કરોડ આપ્યા, પછી પાંચ કરોડ આપ્યા, પછી પંદર કરોડ આપ્યા, આવી બાદશાહી રકમો કાઢી આપે ત્યારે દેશનું કલ્યાણ થાય. ઓહો, હવે તમે શું આપો છો ? ત્યારે હું કહું છું કે, મ્હારી પાસે તો માંડ દશ લાખ છે, તેમાં ચાર દીકરાઓ છે ને એ બધાએ માંડી વાળેલ છે. હવેનો વખત છે ખરાબ, માટે આપણાથી તો

કાંઇ બને એમ નથી. બાપા મૂકી ગયા છે એટલુંજ છોકરાઓ સારૂ સચવાઇ રહે એટલે બસ. એમાંથી એક દમડી પણ ઓછી કરવાનો આપણો જીવ ન ચાલે. હું તો સાચી વાત કહું, ખોટી ધાપ મારીએ તેમાં શું વળે? ભલે તમે મને લોભીયો કહો, પણ આ હાથે કરીને દોઢીયું ખરચાય તેમ નથી. હું તો આવોજ છું. પણ તમે શું કરો છો? તમારી પાસે એંસી લાખ છે ને એકજ દીકરો છે તે પણ કાંઈ તમારૂં કહ્યું તો માનતો નથી છતાં પણ કોઇ દિવસ રાતી પાઇ પણ ખર્ચી છે? તમે તે શું મોઢું લઇને વાત કરો છો? જો સાચા હોય તો કાંઈક કરી બતાવો ને પછી બીજાને કહો. તમારી પેઠે છાપું વાંચતાં ને વાતો કરતાં તો સૌને આવડે, પણ એમાં શું વળ્યું? તમારી સભામાંથી હજી ગરીબોએ કાંઇક કાંઇક કામ કર્યું હશે, પણ તમે મોટાઓએ કાંઇ પણ કર્યું હોય તો કહો? મોટા એટલા ખોટા, તમારા ધંધાની મને ખબર છે. પોલમપોલવાળી સભાઓમાં જઇ બે ચાર આડી અવળી વાતો કરવી ને થોડાક છોકરાઓ તાળીઓ પાડે એટલે રાજી થઇ મફતના કોઇકના પૈસાના હાર તોરા લઈ આવવા ને છાપામાં પોતાનું નામ વાંચીને મનમાં ફુલાયા કરવું કે અમારામાં કાંઇક આવી પડયું છે, એજ તમારા ધંધા કે બીજું કાંઈ? એ કરતાં તો બિચારી રાંડી રાંડો સારી કે મુંગે મોઢે પોત પોતાના ગજા પ્રમાણે કાંઇ કાંઈ કર્યા તો કરે. તમારી સભામાં બધાય જેટલીમેંટો છે, કોઇ એમાં કાચો નથી. પણ તમે શું ઉકાળ્યું? એ તો કહો? એ સાંભળીને તે હસી પડે ને કહે કે, હજી વાર છે વાર, જુઓ તો ખરા અમારી સભા તો બહુ મોટું કામ કરશે. ત્યારે હું કહું કે હા, એ વાત સાચી, તમે બધા ડંફાસીયાઓ ખપી જાઓ પછી કાંઇક થશે ખરૂં. પચી પચાસ વરસે તમારા છોકરાના છોકરાઓ કાંઈક કરે તો ભલે, બાકી તમારાથી તો કાંઇ થાય એમ નથી. કારણ કે તમે અમારા જેવા

મુકકે મુક્કા છો ને "લેના દેના ખેર સલ્લા, ઔર લડને મેં મજબૂત" એવા છો, એટલે તમારાથી કાંઈ દેશનું કલ્યાણ થાય તેમ નથી.

એ સાંભળીને જમનાદાસ શેઠે કહ્યું કે, અરે શેનું કલ્યાણ ને શેની વાત ? એ તો બધા સફેદ ઠગ. હું એ બધા પરમાર્થિઓનાં પુછડાંઓને બરાબર ઓળખું છું. એમાં બે ચાર જણા ઠીક છે, બાકી તો બધાય નંગો ઓઢનું ચોડ વેતરે તેવા છે, ને દાઢીયાં સારૂ લીંબાડે આગ મૂકે એવા છે. ભલા માણુસ કામ ન પડે ત્યાં સુધી બધા સારા ! મોટાઓની વાત કોણ કરે ? બાકી બધું પોલે પોલું. જુઓને હું તો કોઇને દાઢીયું આપું નહીં કે કોઇને મારા બારણામાં ઉભા રહેવા પણ દઉં નહીં, પણ મારા વહેવાઈ બિચારા ભોળા માણસ છે, તે કોઇને ના ન પાડે, તેથી તેને ત્યાં દરરોજ ઘણાય ફાળાઓ આવ્યા કરે છે ને દર વરસ તે પાંચ દશ હજાર રૂપીઆ ભરી આપે છે, પણ શરમા શરમે, લાગ વગે, નામને ખાતર અને ગળે પડીને લેય તેને કાયર થઇને આપવું પડે તેજ. એમાં કયાંઇ મનની ખુશીની વાત ન મળે. વળી માગવાવાળા પણ એવા નફ્ફટ કે કાંઇ વાતજ ન પૂછો અને વળી એ બધા પાછા સોનેરી ટોળી જેવા. દીકરી પરણાવવાનું કહેતા હોય પણ જો બરાબર તપાસ કરીએ તો તેને દીકરીજ હોય નહિ. મંદિર બંધાવવાનું કહેતા હોય પણ જો બંધાવે તો એનોજ બાપ મરે અને ગૌચારાનું કહેતા હોય પણ જો એમાંથી ચોથો ભાગ પણ ગૌચારામાં ખરચાતો હોય તો આટલી બધી ગાયો મરેજ શેની ! કાંઇ નહીં કાંઇ નહીં તો પણ વરસો વરસ અમારી મારકીટમાંથી ચાર પાંચ લાખ રૂપીઆ એવા ફોગટીયા ફાળાઓમાં જતા હશે, પણ અમે તો એમાંથી કોઇનું કલ્યાણ થએલું જોયું નહીં. બધા ઠગે ઠગ, બોલે કાંઇક ને ચાલે કાંઇક. માટે આપણે તો મીંડુંજ મૂકયું છે કે એવાઓને બારણામાં બાંધવાજ નહીં. કેમ વાત સાચી છે કે ખોટી ?

ત્યારે વિઠ્ઠલદાસે કહ્યું કે, તમે પણ છો મારા જેવા, દોઢીયું કાઢવું નહીં એટલે તમને એ ઠીક બ્હાનું મળી ગયું છે.

## એક મખીચુસ શેઠીયો.

આમ વાત ચાલે છે એટલામાં ધરમદાસે ત્યાં આવીને કહ્યું કે, ગજબ થઈ ગયો, લાલદાસ કાકા ગુજરી ગયા.

ત્યારે જમનાદાસ શેઠે કહ્યું કે, હેં ! ગુજરી ગયા ? બહુ અવળી વાત થઇ ગઇ, કાંઇ વીલ બીલ કરી ગયા છે કે નહીં ?

ધરમદાસે કહ્યું કે, પરમ દહાડે તાવ આવ્યો ને ગાંઠ દેખાણી ને તુરત સન્નિપાત ઉપડયો ને આજે તો ચાલ્યા ગયા. એમાં વીલ કયાં કરે ? આઠ દહાડા થયા ઘરમાં ઉંદર મરતા હતા તેથી સૌ કહેતાં હતાં કે હવે હમણાં થોડા દિવસ અહીં રહો મા. મકાન બદલી નાખો. પણ એ લોભી માણસ કાંઈ માને ? બીજા ઘરનું વધારે ભાડું ખરચવું પડે એ કાંઈ એને પાલવે ? આજ કાલ કરતે કરતે પાંચ સાત દિવસ કાઢી નાખ્યા, એટલામાં તો તાવ ચ્હડી આવ્યો ને પછી એકદમ લેવાઇ ગયા. આજના વખતમાં કાંઇ કોઈના દેહનો ઘડીનો ભરૂસો છે ? પરમ દહાડે સવારમાં તો વકીલને ઘેર જતા હતા ને આજે ખલાસ થઇ ગયા. દુનિયા આવી છે. એ સાંભળીને વિઠ્ઠલદાસે પૂછ્યું કે, એ બધું તો ઠીક પણ એના પૈસાનું શું થયું ? એ કાંઇ ખાલી નથી, એની પાસે આઠ દસ લાખનો જીવ છે.

ત્યારે જમનાદાસે કહ્યું કે, છ લાખ તો મીલોને ધીર્યા છે ને આઠ લાખનું ઇસ્ટેટ છે ને બાકી દર દાગીનો, એ બધું મળીને પંદર લાખમાં એક પાઇ ઓછી નહીં. પણ એવો લોભીઓ કે કોઇ દિવસ એ શાક કરીને જમ્યો નથી કે કોઇ દિવસ કોઈ મહેમાનને ઘરનું બારણું દેખાડયું નથી. આપણે પણ દમડી કોઇને આપીએ નહીં એ વાત

આવી, પણ ઘરમાં ખાવામાં લોભ ન મળે. રોજ દસ બાર આનાનું શાક જોઇએ. પણ એ તો કોઇ દિવસ ત્રણ દોઢીયાંથી વધારે શાકમાં ખરચે નહીં. પાસે પંદર લાખ હતા, પણ મેલો અંગરખો, ફાટેલું, ધોતીયું, ઓગણીશ વરસ થયા એની એ પાઘડી ને સાવ સસ્તા મળે તે ચોર બજારના જોડા પહેરતા. એક બાજુનો ચસ્માનો કાચ ફૂટી ગયો તે ત્રણ વરસ સુધી એમને એમ ફૂટેલા કાચે ચલાવ્યું ને અંતે મરી ગયા પણ ત્રણ ચાર આનાનો નવો ચસ્મો ન લીધો. બે ચાર દહાડે કોટમાં જવું પડે ત્યારે લાકડીનો ટેકો લઇને માંડ માંડ ધીરે ધીરે ચાલીને જાય, પણ ટ્રામનો આનો ન ખરચે. વળી ઇસ્ટેટો ઘણા તેથી રોજ રોજ કડીયા બેગારીનું કામ પડયા કરે, તે સૌની ઉપર સૈયાની પેઠે આખો દિવસ પોતે બેઠા રહે ને મજૂરોને કહે કે તમે બરાબર કામ કરતા નથી. એમ વાંક કાઢીને ગાળો દીધા કરે ને બિચારા ગરીબ માણસોને હાય તોબા પોકરાવે. એમ તો મોસમ હોય ત્યારે આપણે પણ કોઇ વખત માણસો પાસેથા વધારે કામ લેવું પડે ને કાંઇ બે વચનો કહેવાં પણ પડે, એમ ન કરીએ તો કેમ ચાલે ? પણ એના જેવી હાયહોય ને એના જેટલો જુલમ નહીં. કોઇ દહાડો બાર વાગે જમે, કોઇ દહાડો એકે જમે, કોઈ દહાડો બેએ જમે, ને કોઇ દહાડો સાંજ પણ પડી જાય. તે આખો દહાડો ટાઢ તડકામાં મજૂરોની સાથે મજૂર જેવો થઇને પણ ઉભો રહે. એને થાક પણ લાગે નહીં કે શરમ પણ લાગે નહીં. કોઇ કોઇ વખત ભાડાં ઉઘરાવવા પણ પોતે જાતે જાય ને ભાડું આપતાં વાર લગાડે તો ભાડુતની સાથે લડાલડી કરે. પોતાની પાસે આટલા બધા પૈસા છતાં અને કામ કરાવી કરાવીને નોકરોનો જીવ લેવા છતાં તેઓને પગાર આપતી વખત મરવા પડે અને મજૂરોની મજૂરી ચુકાવવામાં કાંઇ કાંઇ વાંધો કાઢ્યા વિના રહેજ નહીં. કેરી લેવા જાય ત્યારે સસ્તી લેવા સારૂ સડેલી પસંદ

કરે અને શાક ભાજી પણ બજાર ઉઠી જાય ત્યારે પછવાડેથી વધ્યું ઘટ્યું હોય તે લે એટલે સસ્તું પડે. બાઇડીઓ ત્રણ થઇ પણ તે બધી એ કાકાના લોભનો અફસોસ કરતે કરતે મરી ગઇ. કોઇ દિવસ એને પણ સુખે રહેવા દીધી નહીં. આજના વખતની બાઇડીઓને તો તમે જાણો છો કે કામ કરવું ગમે નહીં ને ફૂલફટાક થઇને ફરવું જોઇએ, એ કાકાને કેમ પાલવે? તે તો વાસણ માંજવા સારૂ ઘેરે ઘાટી પણ રાખે નહીં ને બાઇડીને કહે કે એ બધું તું કર, તેથી રોજ કજીયા થાય ને કાકાના લોભ પાસે કોઇનું કાંઇ ચાલે નહીં. તેથી એજ ફીકરમાં ઘસાઇ ઘસાઇને બાઇડીઓ મરવા પડે. હવે એ બધું શું કામ આવશે? જયાંનું ત્યાં પડયું રહ્યું ના? પણ માણસો સમજે નહીં. હવે એ પૈસા ધરમના કામમાં જાય તો સારૂં.

ત્યારે ધરમદાસે કહ્યું કે, હવે ધરમ કેવું? જે પોતાને હાથે કરીને ખરચી શકે નહીં ને હાથ ઠારી જશ લેય નહીં તેનું પાછળથી શું થાય? પાછળથી તો જેના હાથમાં એના મોંમાં! ધરમ કરવું કાંઇ સહેલું છે? એ તો જે સુકતનો પૈસો હોય તે પૈસાનું ધરમ થાય અને જે દૈવી જીવ હોય તે માણસ ધરમમાં પૈસા ખરચી શકે, બાકી તો જયાંનું ત્યાં સ્વાહા થઇ જાય. હવે એનો ભત્રીજો સીલ કરવા મંડયો છે. તે બધું પચાવી પડશે ને થોડા વખતમાં ઉડાવી દેશે.

એ સાંભળીને વિઠ્ઠલદાસે કહ્યું કે, કોણ એનો ભત્રીજો પેલો સટોડીયો? એના હાથમાં પૈસો જશે? એ તો સાડાત્રણ દિવસમાં બધું ફનાફાતીયા કરી નાખશે. હું એને ઓળખું છું. એતો ગંજેડી છે. પણ એને તો લાલદાસ સાથે બનતું ન હતું ને?

ત્યારે ધરમદાસે કહ્યું કે, હજી પણ એમજ છે. તેઓ વચ્ચે કોરટમાં કેસ ચાલે છે. જીવતાં તો ભત્રીજાનું મોઢું જોતો નહીં ને હવે એજ ભત્રીજો ધરાર એની મિલ્કતનો માલેક થઇ બેસીને ડોસાની પાંસઠ

વરસની હાય હોય ઉપર પાણી ફેરવી દેશે ને થોડા વખતમાં તેના પંદર લાખ ધૂળમાં મેળવી દેશે.

એ સાંભળીને જમનાદાસ શેઠે કહ્યું કે, અરરર ! ! એતો બહુ ગજબ જેવું ! ! એની પછવાડે તો કાંઇક સારી રીતે કરવું જોઇએ.

ત્યારે વિઠ્ઠલદાસે કહ્યું કે, એમાં નવાઇ શું છે? આપણામાં તો એમજ થાય છે. તમારા સસરાનું શું થયું હતું? જોયું ને ? ભાઇઓ ખાઈ ગયા. મારા મામાનું પણ એમજ થયું હતું. તેના ભાયાતો ખાઇ ગયા. અને અમેજ જુઓને, અમારા કાકાનું ડાબી બેઠા છીએ ને ? એનાં દીકરી જમાઇને કયાં દાદ દઇએ છીએ ? તેમજ લાલદાસની મિલ્કતનો પણ એનો ભત્રીજો ધણી થઇ બેસશે એમાં નવાઇ શું છે ?

## હાય હાય ! આતો ગજબની વાત કહેવાય.

એ સાંભળીને વિઠ્ઠલદાસની સામે જોઇને ધરમદાસે કહ્યું કે, આતો ગજબની વાત કહેવાય. એમાં તમને નવાઇ કેમ નથી લાગતી ? પૈસા સારૂ આપણે આખી જીંદગી સુધી હાય હોય કરીએ, પૈસા સારૂ પેટ બાળીએ, પૈસા સારૂ ઘરબાર છોડીને સગાં વ્હાલાંઓને રોવરાવીને પરદેશ રખડીએ. પૈસા સારૂ અભિમાનના મદમાં છકી ગએલા શ્રીમંતોની કે રાજસત્તાના મદમાં આંધળા બની ગએલા અમલદારોની ખુશામતો કરીએ અને પૈસા સારૂ જીંદગીનાં જોખમો ખેડીએ તથા પૈસા સારૂ કંઇક જાતનાં કાળાં ધોળાં કરીએ, અને તેમ છતાં એ પરસેવાના પૈસા—એ કિંમતી પૈસા—એ લોહીનું પાણી કરીને મેળવેલા પૈસા અને એ અંતઃકરણ વેંચીને મેળવેલા પૈસા તથા એ સ્વર્ગ કે નર્ક જે જોઇએ તે અપાવી શકે એવા પૈસા પોતાને હાથે કરીને ખરચાય નહીં, એ પૈસાથી જગતમાં જશ લેવાય નહીં, એ પૈસાથી સગાં વ્હાલાનું પોષણ થાય નહીં, એ પૈસાથી

ગરીબોને મદદ કરાય નહીં અને મરતી વખત ધરમરૂપે જે પૈસા પોતાની સાથે ચાલે નહીં તે પૈસા શું કામના ? એ પૈસા તો ઉલટા કાળજું બાળે ને અંતઃકરણને ભ્રષ્ટ કરી નાખે. એ કરતાં વધારે ખરાબી બીજી કઇ ? આવી ઉપયોગી જીંદગીના બદલામાં મળેલા પૈસા અહીં મૂકીને ખાલી હાથે ચાલ્યું જવું ને ત્યાં જમના માર ખાવા તથા એમાં વાસના રહે તેથી પ્રેતનો અવતાર લેવો અને ફરીથી ચોરાસી લાખના ફેરામાં પડવું, એ કરતાં આપણી વધારે નાલાયકી બીજી કઇ ? એ કરતાં વધારે મૂર્ખાઇ બીજી કઇ ? અને એ કરતાં વધારે અધર્મ બીજો કર્યો ? જે માણુસોની સાથે આપણને વેર હોય, જે માણુસો આપણે માટે વાંકાં ચુંકાં બોલતાં હોય, જે માણુસો જ્યાં ત્યાં આપણને વગોવ્યા કરતાં હોય, જે માણુસો આપણને વાત વાતમાં કાંઇ ટાણા ટપલા મારી લેતાં હોય, જે માણુસો આપણા જીવતાં એમ કહેતાં હોય કે તમારા ધનમાં આગ લગાડો, અમને એ તમારૂં પાપીયું ધન નથી જોતું; અથવા તો ધરાર છાતી ઠોકીને એમ કહેતાં હોય કે તમારો ભાર શું કે તમે એક પાઇ પણ કોઇને આપી શકો ? હમણાં ભલેને ગમે એમ કરો, પણ અંતે એ બધું અમારૂંજ છે; અને જે માણુસનું આપણને મોઢું જોવું પણ ન ગમતું હોય, એટલુંજ નહીં પણ પાછળથી જે આપણા ધનનો સારો ઉપયોગ પણ કરે નહીં, પણ ઉલટા એજ ધનથી બહુ અધર્મ કરે, એવાં નાલાયક સગાંઓને માટે આપણે આપણા લોહીનું પાણી કરીને મેળવેલું ધન મૂકી જવું એ કરતાં વધારે દુઃખ બીજું કયું ? અને એ કરતાં વધારે નવાઇ બીજી કઇ ? છતાં પણ અફસોસ કે આપણા લોકોમાં એવા અભાગ્યાઓજ બહુ છે. ઘણું કરીને જરૂર એમનું એમજ થાય છે અને એમ થવુંજ જોઇએ, કારણ કે ધનની ત્રણજ ગતિ છે. દાન, ભોગ ને નાશ. જે માણુસ દાન ન કરે ને પોતે પણ પોતાનું ધન ભોગવે નહીં

તેના ધનનો નાશ થવોજ જોઇએ. પછી એ નાશ ગમે તો આગથી થાય, ગમે તો ચોરથી થાય, ગમે તો રાજ્યથી થાય, ગમે તો ક્યાંઇ દટાએલું જમીનમાં પડયું રહે અને ગમે તો કોઇ લુચ્ચા વેપારીઓ કે લાગણી વિનાનાં સગાંઓ ખાઇ જાય, પણ ગમે તે રીતે નાશ તો થવોજ જોઇએ. એમ કહીને જમનાદાસ શેઠની સામે જોઇને ધરમદાસે કહ્યું કે, શેઠ જોયું કે ? અંતે આવા હાલ છે. માટે લાલદાસ કાકાના દાખલા ઉપરથી આપણે ચેતવું જોઇએ. આ જોઇને હવે તો મને મારી ફિકર લાગી છે કે મારૂં શું થશે ? કારણ કે મારી પાસે પણ થોડોક માલ છે, પણ તે ફેંકતાં હજી જીવ ચાલતો નથી, એમ કહીને તે ઉઠયો.

## એક શેઠની સલાહ–પોથીમાંનાં રીંગણાં !

ત્યારે જમનાદાસ શેઠે કહ્યું કે, એમાં ફિકર શેની ? સોનું થશે તે આપણું થશે. એમ કાંઈ ગાંડા નથી તે ઉડાવી દઇએ. પછાડેથી જેના નસીબનું હશે તે ખાશે, પણ જીવીએ છીએ ત્યાં સુધી કાંઈ કોઇને આપી દેવાય નહીં. તમે પણ જો મારૂં કહ્યું માનો તો એવા ઉડાઉ થશો મા, નહીં તો રખડી પડશો. તમને ખબર છે ? એતો ચોપડીઓ વાંચીએ તેમાં એમ લખેલું હોય કે, આમ કરવું જોઇએ ને આમ કરવું જોઇએ, પણ એમ કરે છે કોણ ? એ તો બધું પોથીમાંના રીંગણાં, તેમજ આપણે પણ ડાહ્યા થઇને કોઇક આગળ મોટી મોટી વાતો કરીએ ત્યારે કહીએ કે આમ કરવું જોઇએ ને આવી રીતે પૈસા ખરચવા જોઇએ તો દેશનું કલ્યાણ થાય. પણ એ તો બધું બોલવાનું, કાંઇ કરવાનું હોય ? જો એમ કરીએ તો તો રખડી પડીએ ના ? એવા હૈયાફૂટા હોય તે ભલે એમ કરે, પણ હું તો કાળજાનો એવો પક્કો છું કે બધું હાએ હા કર્યા કરૂં પણ કરૂં કાંઇ નહીં. એમ બધું કર્યા કરીએ તો આરો ક્યાં આવે ? જો સાચું કહું તો આપણાથી કાંઈ

એવું ચોખ્ખું થવાય નહીં. આપણે તો થોડીક પોલમપોલ પણ ચલાવવી જોઇએ. એમ તો જુઓને, લાલદાસ કાકા ધપ્પી ગયા તે માટે આપણને કાંઇ આંસુ આવે તેમ છે? નહીંજ. તો પણ લોકલાજ પ્રમાણે મફતનું માથે ઓઢીને ઓ ઓ ઓ કરવું પડશે. એમાં કાંઇ ચાલે તેમ છે? આપણો બધો વહેવારજ એવો છે, એટલે કરીએ શું? હવે મસાણના બાંકડા ઉપર બેઠા બેઠા મુડદું બળી રહે ત્યાં સુધી વાતો કરીશું કે રોવા કૂટવાનો રિવાજ સારો નહીં, દહાડો કરવાનો રિવાજ સારો નહીં, મમાદેવીના પાણીમાં ન્હાવાનો રિવાજ સારો નહીં, એક વળીએ મુડદાંને બાંધવાનો રિવાજ સારો નહીં, દીકરીના દોકડા લેવાનો રિવાજ સારો નહીં, નાની ઉમ્મરના છોકરાને પરણાવવાનો રિવાજ સારો નહીં, નાતમાં તડાં છે એ ઠીક નહીં, બસો ત્રણસો વરસ ઉપર જે નાતો સાથે હતી તેજ નાતો નજીવાં નજીવાં કારણો સારૂ હાલમાં જુદી પડી ગઇ છે તેની સાથે પાછા મળી જઇ. એ એમાં શું અડચણ? જ્યાં ભોજન વહેવાર છે ત્યાં કન્યા વહેવાર શા માટે ન થાય? આપણામાં કન્યાની અછત છે તેથી દીકરીઓ વેચાય છે અને બેલનાં કે ઘોડાનાં સાટાં થાય તેમ બેન આપીને બાયડી લેવાય છે, આવો અધર્મ થાય છે તે કરતાં બીજી નાતમાંથી કન્યા લાવવી એમાં શું ખોટું છે? શાસ્ત્રમાં કહ્યું છે કે સ્ત્રી રત્ન તો નીચ કુળમાંથી પણ લેવાય. અને આપણી નાતમાં હવે બિચારી બાળરાંડો બહુ વધી ગઇ છે માટે એનું પણ કાંઇક કરવું જોઇએ. આવી આવી વાતો મસાણમાં નવરા બેઠા હોય ત્યારે કોઇ કોઇ સુધરેલા જુવાનીયાઓ કરશે, તેમાં આપણે પણ હાએ હા કરશું, પણ બધું પોલે પોલું. કોઇને કાળજાની આંટી નહીં, તેથી નાહીને ઘેર આવ્યા પછી પાછું એમાંનું કાંઇ મળે નહીં. એ બધી મસાણની વાતો મસાણમાંજ રહે. તેમજ લાલદાસ કાકાનું મરણ ને તેના ધનની ખરાબી જોઇને

તમને હમણાં સ્મશાન વૈરાગ થઇ આવ્યો છે તેથી એમ કહો છો કે મારૂં શું થશે? પણ ઉતાવળા થઇને હમણાં કાંઇ વિચાર કરશો મા અને જો મારૂં કહ્યું માનો તો ઉડાઉ થશો માં, નહીં તો પાછળથી પસ્તાવું પડશે. કારણ કે આજનો જમાનો જુદો છે. પાસે બે પૈસા હોય તો સૌ કામ લાગે, નહીં તો કોઇ કોઇનું નથી. માટે ભોળા થઇને મારો દેશ, મારો દેશ, એમ કરીને પૈસા ઉડાવી દેશો માં, નહીં તો રખડી પડશો. કેમ સમજ્યા કે નહીં? એ બધી વાતો તો મોઢેથી કહેવાની હોય, કાંઇ કરવાની ન હોય. એમ કહીને જમનાદાસ શેઠ ચાલવા લાગ્યા.

ધરમદાસ કાંઇક વધારે સારા સંસ્કારવાળો અને લાગણીવાળો હતો, તેથી તેને જમનાદાસ શેઠની આ સલાહ પસંદ પડી નહિ. પણ એવા વિચારો સાંભળીને ઉલટો તેને કાંઇક ખેદ થયો તેથી તેણે એક નિઃસાસો નાંખ્યો અને એજ વિચાર કરતો કરતો તે પોતાને ઘેર ગયો. એકાંતમાં બેઠો બેઠો તે વિચારવા લાગ્યો કે, સાચાં ખોટાં કરીને, હાયહોય કરીને, અછાડા પછાડા મારીને, વગર મફતની ઘણીએ જાતની જંજાળો ભોગવીને, ખુશામતો કરીને, ચ્હેરા બગાડીને, દુઃખ ભોગવીને અને જીંદગી ઓછી કરી નાખીને તથા મનુષ્યપણું ખોઇ નાખીને થોડા ઘણા પૈસા મેળવવા પછી એ પૈસા સાચવવા સારૂ ઘણી જાતનાં અપમાનો ખમવાં, ઘણી જાતના જખમો હૃદયમાં થવા દેવા તથા સાપની પેઠે ધનની ચોકી કર્યા કરવી અને અંતે એ બધું અહીંજ મૂકીને, એમાંને એમાંજ જીવ રાખીને અને એ સારૂજ તરફડી તરફડીને મરી જવું ને ખાલી હાથે ચાલ્યું જવું એજ જીંદગીની સાર્થકતા કે?

## આભડછટની પોલ.

મારો એક દોસ્ત છે તે બહુ ભલો ને પ્રમાણિક છે. તેની દુકાને

એકજ ભાવ. તે પોતાની કમાણીના નીતિથી મેળવેલા પૈસા ખાય છે, પરમાર્થ પણ કરે છે અને બહુજ ચોખ્ખાઇ રાખે છે. પવિત્ર રસોઇ જમે છે, સારી સોબતમાં રહે છે, અને સારા વિચારો ધરાવે છે, તેનો એક બ્રાહ્મણ માસ્તર છે કહે છે કે,

મારી જાતના બ્રાહ્મણો બધા ભિક્ષુકો છે, તેથી લોકોનાં અગ્યારમાં બારમાં ખાય છે, મરતી વખતનાં આમાનનાં દાન લે છે, મહાદેવની પુજામાંથી શિવનિર્માલ્ય થએલું ઘી ખાઇ જાય છે, ભઠીયારાપણાની નોકરીઓ કરે છે, શ્રીમંતોને ઘેર પાણી ભરવાનાં કામો કરે છે મંદિરોમાં નોકરીઓ કરીને શાસ્ત્રોમાં નિષેધ કરેલું દેવનું દ્રવ્ય ખાય છે, એટલુંજ નહિ પણ કન્યાવિક્રય કરે છે અને બીજા પણ ઘણી જાતના અધર્મ કરે છે; અને હુ સંધ્યા કરૂં છું, બ્રહ્મચર્ય પાળું છું, શાસ્ત્રનો અભ્યાસ કરૂં છું, કોઇનું દાન લેતો નથી અને કોઇને ભણાવીને જાત મહેનતથી મારો ગુજારો કરૂ છું. વળી જેમ બને તેમ સાત્વિક વૃત્તિમાં રહુ છું, છતાં પણ મારી જાતવાળાઓના હાથની રસોઇ જમવામાં તથા તેની સાથે એક પંગતે બેસીને જમવામાં હું અભડાઈ જતો નથી અને અજાયબી તો જુઓ કે, તમારી સાથે બેસીને જમતાં હુ અભડાઇ જાઉં છું ? હું જાણું છું કે, મારી નાતના લોકો કરતાં તમે હમણાં વધારે પવિત્ર જીંદગી ગાળો છો. કારણ કે હું જોઉ છું કે મારો સાળો આખું ગામ માગી આવે તે ભીખના લોટના રોટલા ખાય છે અને તમે તમારી જાત મહેનતથી કરેલી કમાણીના રોટલા ખાઓ છો. મારા કાકા ખુબ મરચાંવાળું ટાઢું શાક, ગાજરનું અથાણું, ટાઢું અન્ન અને એવી તમોગુણી વસ્તુઓ રોજ ખાય છે અને તમે સત્વગુણી ખોરાક હમેશાં ખાઓ છો. મારી ભાભી ક્યાંઇ જમવા જાય ત્યારે રેશમી સાડી પહેરે છે, એ સાડીને હું બરાબર ધ્યાન રાખીને જોઉં છું કે તેણે બાર વરસ થયાં કોઇ દિવસ ધોઇ નથી અને તમે દરરોજ સવારે

તથા સાંજે ધોએલાં કપડાં પહેરો છો. અમારી જાતવાળા સવારે એક વખત વેઠીયા વેઠ પેઠે ન્હાવામાં આડા ઉભા બે લોટા પાણી ઢોળી દે છે અને ફાળીયું પણ પુરૂં ન ભીંજાય તેવી રીતે જેમ તેમ રીવાજને ખાતર ન્હાઇ લે છે. તમે હમેશાં નિયમસર ચોળી મસળીને બંને વખત ન્હાવ છો. મારા સસરાના ઘર પાસે કુંભારવાડો છે તેથી ઓસરીમાં બેઠા હોય ને પવન આવે ત્યારે લીંભાડાની રાખ ઉડીને આંખમાં પડયા કરે છે અને ગધેડાંના મુતરની બાસ આવ્યા કરે છે. ઘરમાં પણ એક કોરે ભેંસો બંધાય ને બીજી તરફ ઘોડી બંધાય તેથી છાણની ને લાદની સુગંધી ફેલાઇ રહે છે ને મચ્છરો બણબણાટ કર્યા કરે છે. એ શિવાય કજીયાખોર છોકરાંઓ આખી રાત ભેંકડો તાણ્યા કર્યા કરે એ મજે વળી જુદી.

તમે સવારમાં વ્હેલા ઉઠો છો ને અમારા લોકોના પેટમાં પરબારા માલ પડયા હોય તેથી આળસુ થઇને પથારીમાં પડયા રહે છે ને મોડા ઉઠે છે. તમે સવારમાં નાહી ધોઇ પવિત્ર થઇને પાઠ પુજા કરો છો ને એ લોકો કયા જજમાનને ઘેર આજે ભીખ માગવા જવું તે બાબતના પથારીમાંથી ઉઠીને વિચાર કરે છે. તમારે ઘેર હમેશાં કોઇ સાધુ સંત કે વિદ્વાન અને નવા નવા મીજમાનો જમે છે ને એ લોકોના અડંગા કોઇકને ઘેર હોય છે. જમ્યા પછી બપોરે તમે ધંધા રોજગારના કામકાજો કરો છો ને એ લોકો સોડયો તાણીને સુઇ રહે છે. વળી રાતે જમ્યા પછી તમે કુટુંબમંડળમાં બેસીને આનંદદાયક વાતો કરો છો, સારાં સારાં પુસ્તકો વાંચો છો અને કોઇ ભાઇ દોસ્ત સાથે દેશના કલ્યાણની વાતો કરો છો, ત્યારે એ લોકો પોતાના કુટુંબમાં ગાળાગાળી કરે છે, કોઇક બીજાની અદેખાઇની વાતો કરે છે, જજમાનોને મુંડવાની વાતો કરે છે અને નાતમાં તડાં પાડવાની વાતો કરતા કરતા ઉંઘી જાય છે. તેમ છતાં એ ઉંચા ને તમે નીચા! એના ઘરનું

કે એના હાથનું જમવામાં તમે અભડાઓ નહિ અને તમારા હાથનું જમવામાં કે તમારી સાથે બેસીને જમવામાં એ અભડાઇ જાય!! આ દુઃખ તે કોને કહેવું? તમે . શરીરની સફાઇમાં ચ્હડો, ખાવા પીવાની પવિત્રાઇમાં ચ્હડો, ધંધા રોજગારની પવિત્રાઇમાં ચ્હડો અને સારા આચાર પાળવામાં તથા ઉત્તમ વિચારો કરવામાં પણ એ લોકોથી તમે બહુજ ચ્હડો, એટલુંજ નહિ પણ પવિત્રતાની દરેક બાબતમાં એ લોકો તમારા કરતાં ઘણાજ ઉતરતા છે, છતાં પણ એનાથી તમે અભડાઓ નહિ ને એ તમારાથી અભડાઇ જાય એ શું નવાઇ જેવું નથી? હું ખુલ્લી રીતે જાણું છું કે એ લોકોના આચાર વિચાર બહુજ હલકા પ્રકારના છે અને તમારા આચાર વિચાર બહુજ ઉંચી જાતના છે, છતાં પણ હું તમારી સાથે બેસીને જમી શકું નહિ ને એ લોકોની સાથે મારે વારે વારે જમવું જોઇએ અને ફરજીયાત રીતે મારે ઘેર તેઓને જમાડવા જોઇએ, એ શું એક પ્રકારનો જુલમ નહિ કે?

આ વાત સાંભળીને મારી આંખ્યો ઉઘડી ગઇ, કારણ કે હું પણ હજી એવાજ અંધારામાં છું. મારો એક દોસ્ત મારી પાડોશમાં રહે છે તે મારા કરતાં ઘણાજ સારા આચાર વિચાર પાળે છે પણ તે ભાટીયો છે ને હું વાણીઓ છું એમ કહેવાય છે, માટેજ હું તેનું જમી શકતો નથી. આવી રીતની પોલમપોલમાં પડયા રહેવું અને આમડછટની કલ્પિત જાળમાં બંધાઇ રહેવું એજ શું જીંદગીની સાર્થકતા? આવી રીતે જુદા જુદા વાડાઓમાં પૂરાઇ રહેવા માટેજ શું આપણને જીંદગી આપવામાં આવી હશે?

## મનુષ્ય દેહ ઉત્તમમાં ઉત્તમ છે તેનું કારણ શું?

આવી જાતના વિચારો કરતો ધરમદાસ બેઠો હતો. એટલામાં ત્યાં ત્રિવેદી તથા હરિદાસ આવી પહોંચ્યા અને પૂછ્યું કે, કેમ શું

ચાલે છે? ત્યારે ધરમદાસે લાલદાસ કાકાની હકીકત, તેનું મરણ અને તેને લીધે પોતાના મનમાં ઉઠેલા વિચારોની વાતો કહી સંભળાવી.

એ સાંભળીને ત્રિવેદીએ કહ્યું કે, ઓહો! જીંદગીના હેતુ ઉપર તમે વિચાર કરો છો? જીંદગીના હેતુ તો બહુ મહાન છે, બહુ ગંભીર છે, બહુ વિશાળ છે, બહુ ઉત્તમ છે, બહુ ખુબીદાર છે અને બહુ આનંદદાયક છે. કારણ કે આત્મા જ્યારે તદ્દન નિરંજન નિરાકાર હોય ત્યારે તે પોતે પોતાના સત્ ચિત્ આનંદ સ્વરૂપમાંજ રહે છે; પણ જ્યારે તે કારણદેહમાં આવે, પછી સૂક્ષ્મદેહમાં આવે અને પછી સ્થૂલદેહમાં આવે ત્યારે તે સીધી રીતે બીજા જીવોને ખાસ આનંદ આપી શકે છે અને પોતે જગતની દરેક વસ્તુઓમાંથી અખુટ આનંદ લઈ શકે છે. આત્માની આવી ઉત્તમ સ્થિતિ થાય તેનું નામ જીંદગી છે. માટે બીજા જીવોને આનંદ આપવો અને પોતે દરેક વસ્તુમાંથી આનંદ મેળવવો એ જીંદગીનો મુખ્ય હેતુ છે. કારણ કે આત્મા જ્યારે નિરંજન નિરાકાર સ્થિતિમાં હોય ત્યારે તે કેવો હોય, ક્યાં હોય અને શું કરે? એ કાંઈ બધા લોકો જાણી શકતા નથી. પણ જ્યારે તે જીંદગી રૂપે સ્થૂલદેહમાં બહાર પડે ત્યારેજ તેનો કાંઇક ખ્યાલ આપણને આવી શકે છે. માટે મને તો એમ લાગે છે કે બીજરૂપ તે કારણદેહ છે, ઝાડરૂપ તે સૂક્ષ્મદેહ છે અને ફળરૂપ તે સ્થૂલ દેહ છે. કારણ કે એમાં જીંદગીની હયાતી આપણને ચોખ્ખી રીતે દેખાય છે અને એનો લાભ લઇ શકાય છે. અથવા બીજી રીતે કહીએ તો કારણદેહ એ ગર્ભમાં રહેલાં ઈંડાં રૂપે છે, સૂક્ષ્મદેહ તે જન્મેલાં ઈંડાંમાં તૈયાર થએલા જીવ રૂપે છે અને સ્થૂલદેહ તે જગતમાં ગમે ત્યાં ઉડી શકે એવી પાંખોવાળાં પંખી રૂપે છે. આવી રીતે સ્થૂલદેહની મારફત આપણે જીંદગીની હયાતીના લાભ લઇ શકીએ છીએ, માટે પ્રાચીન ઋષિઓએ શાસ્ત્રમાં કહેલું છે કે, મનુષ્ય દેહ ઉત્તમમાં ઉત્તમ

છે, તેથી તેની સાર્થકતા કરી લેવી જોઇએ. એ સાર્થકતા એજ છે કે આપણે જીવોને આનંદ આપવો અને જગતની સો વસ્તુઓ-માંથી આનંદ લેવો. જો જીંદગીના આ બે મુખ્ય હેતુઓ ન હોય તો પછી આપણા આત્માને સ્થૂલદેહમાં અવતાર લેવાની કંઇ જરૂર નહતી. કારણ કે આત્મા પોતે તો આનંદરૂપજ છે, પણ તે જયારે પોતે પોતાનાજ આનંદની સ્થિતિમાં-પોતાના સ્વરૂપમાં સ્થિર-હોય ત્યારે તે સીધી રીતે બીજા જીવોને આનંદ આપી શકતો નથી અને બીજી વસ્તુઓમાંથી આનંદ લઇ શકતો નથી, તેથી તેને તૃપ્તિ થતી નથી. માટે બીજા જીવોને આનંદ આપવા સારૂ અને બીજી વસ્તુઓ માંથી આનંદ મેળવવા સારૂ તે વારંવાર અવતાર લે છે.× આમ હોવાથી

## આપણી જીંદગીના મુખ્ય બે હેતુ છે.

પ્રથમ હેતુ એ છે કે સો જીવોને આપણે આનંદ આપવો અને બીજો હેતુ એ છે કે જગતની સો ચીજોમાંથી આપણે આનંદ મેળવવો. આ બે હેતુ સિદ્ધ કરવા માટેજ બધી જાતનું જ્ઞાન છે, બધી જાતના ધર્મો છે, બધી જાતના નિયમો છે, બધી જાતની વિદ્યાઓ છે, બધી જાતના વિધિનિષેધો છે, બધી જાતનાં શાસ્ત્રો છે અને બધી જાતની શક્તિઓ છે; એટલુંજ નહિ પણ એ બે હેતુઓ પાર પાડવાથીજ જીંદગીની સાર્થકતા થાય છે. માટે હવે તો આપણે સંસારમાં સ્વર્ગ

× આર્ય તત્વજ્ઞાનના અભ્યાસીઓને આ પેરામાં જણાવેલ જીંદગીની સાર્થકતા તેમજ આત્માની અપેક્ષાએ સ્થૂલશરીરની ઉત્તમતા વગેરે બાબતો અવળીજ લાગશે, કેમકે તે તેવીજ છે. લેખકને યોગ્ય માહિતી આ વિષયમાં ન હોવી એજ આનું કારણ લાગે છે, પરંતુ એમ કહ્યા પછી આગળ ચાલતાં લેખક કહે છે તે સર્વ સામાન્ય માટે ઉપકારકજ જણાશે.
મંત્રી સ. સા. વ. કા.

લાવવાના ઉપાયો કરવા જોઇએ. મનુષ્યોમાં રહેલી મહાન શક્તિઓને ખીલવવાના ઉપાયો કરવાં જોઇએ. જગતમાંથી રોગોને નાબુદ કરવાના ઉપાયો કરવા જોઇએ. દુનિયામાંથી દરિદ્રતાને હાંકી કહાડવાના ઉપાયો કરવા જોઇએ. ઉછરતી પ્રજાને અભેદમંત્રની દીક્ષા આપવાના ઉપાયો કરવા જોઇએ. આપણા બંધુઓને ઘણી જાતની ગુલામગીરીમાંથી છોડાવવાના ઉપાયો કરવા જોઇએ. મનુષ્ય જાતમાંથી અજ્ઞાન દૂર કરવાના ઉપાયો કરવા જોઇએ. ભવિષ્યની પ્રજા ખુબસુરત, તંદુરસ્ત ને કદાવર થાય એવા ઉપાયો કરવા જોઇએ. જગતમાંથી બધી જાતના ક્લેશ મટી જાય એવા ઉપાયો કરવા જોઇએ. આખી દુનિયામાંથી બનાવટી ધર્મ નાશ પામે ને એકજ ઇશ્વરીધર્મ ચાલુ થાય એવા ઉપાયો કરવા જોઇએ. ઘણી જાતનાં દુઃખો સાચેસાચાં હોતાં નથી, પણ માણસો પોતાના મનની નબળાઇથીજ દુઃખ પામ્યા કરે છે, માટે માણસોના મનની નબળાઇઓ મટે એવા ઉપાયો કરવા જોઇએ. આપણા દેશની પ્રજા કટાઇ ગઇ છે ને તેની ઉપર ઘણી જાતના કાટના થર બાઝી ગયા છે તે કાટ ઉખેડી નાખવાના ઉપાયો કરવા જોઇએ. અને આપણા ભાઇઓને દેવ બનાવવાના તથા આપણી બેનોને સ્વર્ગની દેવીઓ બનાવવાના ઉપાયો આપણે કરવા જોઇએ. બની શકે તેટલાં એવાં ભલાં કામો કરી જગતના જીવોને આનંદ આપવો એ આપણી જીંદગીનો મુખ્ય તે પહેલો હેતુ છે.

## જીંદગીનો બીજો મહાન હેતુ

એ છે કે આપણા સંબંધમાં આવતી જગતની દરેક વસ્તુઓમાંથી આપણે કાંઇક ખાસ આનંદ મેળવવો જોઇએ. કારણ કે કોઈ પણ ઠેકાણેથી આપણને આનંદ ન મળતો હોય તો આપણે બીજાઓને સહેલાઇથી આનંદ આપી શકીએ નહીં, પણ જો આપણે સૌ ઠેકાણેથી ને સૌ વસ્તુઓમાંથી ખાસ આનંદ મેળવી શકતા હોય તોજ

આપણે બીજાઓને આનંદ આપી શકીએ. માટે આપણે જગતની દરેક વસ્તુઓમાંથી આનંદ મેળવતાં શીખવું જોઇએ. અને એ શીખવું. એમાં કાંઇ ખાસ મુશ્કેલી નથી. તે જો ધારીએ તો બહુ સહેલાઇથી શીખી શકાય તેમ છે.

## જગતની વસ્તુઓ તથા બુદ્ધિની ખુબી.

કૃપાળુ ઇશ્વરે જગતની દરેક વસ્તુઓમાં તેના ગુણ દોષ તે પોતેજ કહી આપે તેવી તેઓના રૂપ, રંગ, કદ, આકાર ને વજનમાં કાંઇક ખાસ ભાષા મૂકેલી છે. દરેક વસ્તુમાં કાંઇક ખાસ ઉપયોગ, કાંઇક ખાસ કિંમત, કાંઇક ખાસ સૌન્દર્ય, કાંઇક ખાસ આકર્ષણ અને કાંઇકિ ખાસ રહસ્ય રહેલું છે. એટલુંજ નહીં પણ દરેક વસ્તુમાં કાંઇક ખાસ અલૌકિક આનંદ રહેલો છે, કારણ કે જગતની દરેક વસ્તુઓમાં પરમાત્મા પોતે રહેલો છે. માટે જો આપણે ધારીએ તો જગતની કોઇ પણ વસ્તુમાંથી—ખરાબમાં ખરાબ ગણાતી વસ્તુઓમાંથી—પણ મોટામાં મોટું તત્વ મેળવી શકીએ અને એમાંથી જગતના ઘણા જીવોને મહા આનંદ આપી શકીએ.

થોડામાં થોડી બુદ્ધિવાળાં પશુ, પંખી તથા માછલાં ને કીડાઓ પણ જગતની ઘણી વસ્તુઓના ગુણોનો જુદો જુદો લાભ લે છે અને તેનો જુદો જુદો ઉપયોગ કરે છે. ત્યારે મહાન બુદ્ધિવાળાં માણસો જગતની વસ્તુઓમાંથી આનંદ મેળવે એમાં શું મોટી વાત છે? એટલુંજ નહીં પણ માણસોનાં બુદ્ધિબળ ઉપર મને તો એટલો બધો વિશ્વાસ છે કે કદી જગતની વસ્તુઓમાં આટલી બધી કુદરતી ખુબી ન હોત તોપણ માણસો પોતાનાં બુદ્ધિબળથી જુદી જુદી યુક્તિઓ કરીને જગતની ઘણી વસ્તુઓમાં કેટલીક જાતની ખાસ ખુબીઓ લાવી શકત, તો પછી એ બંનેના સંયોગથી આપણે જગતની દરેક વસ્તુઓમાંથી આનંદ મેળવી શકીએ એમાં શું મ્હોટી વાત છે? અને આટલી બધી

અનુકૂળતા છતાં પણ જો આપણે જગતની વસ્તુઓમાંથી આનંદ ન મેળવી શકીએ અને એ આનંદ આપણા ભાઈઓને ન આપી શકીએ તો એ કરતાં આપણી વધારે નાલાયકી બીજી કઈ ? અને એ કરતાં વધારે કમનસીબ બીજું શું ? કારણ કે

## બુદ્ધિ એટલે શું ?

એ તમને ખબર છે ? બુદ્ધિ એટલે મહાન શક્તિ. બુદ્ધિ એટલે અલૌકિક બળ. બુદ્ધિ એટલે દેવતાઈ પ્રકાશ. બુદ્ધિ એટલે આત્માને ઉડવાની પાંખો. બુદ્ધિ એટલે મનુષ્ય જાત ઉપર ઉતરેલી ઇશ્વરની કૃપા. બુદ્ધિ એટલે મોટામાં મોટું તત્ત્વ. બુદ્ધિ એટલે મનુષ્યનું મનુષ્યત્વ. બુદ્ધિ એટલે જીવ અને ઇશ્વરને જોડનારી કડી. બુદ્ધિ એટલે આ દુનિયાના મનુષ્યોની કામધેનુ. બુદ્ધિ એટલે સાચું જાદુ. બુદ્ધિ એટલે બધી જાતની હુન્નર કળાનું મૂળતત્વ. બુદ્ધિ એટલે સંસારનો સાર. બુદ્ધિ એટલે ધર્મનું રહસ્ય. બુદ્ધિ એટલે બધી જાતના ચમત્કારનું મધ્યબિંદુ. બુદ્ધિ એટલે બધી જાતની આબાદીનો મહામંત્ર. બુદ્ધિ એટલે બધી જાતનાં શાસ્ત્રોની જનેતા. બુદ્ધિ એટલે પાર વિનાનું ઉંડાણ. બુદ્ધિ એટલે સૌન્દર્યનો ભંડાર. બુદ્ધિ એટલે ગુણોની ખાણ. બુદ્ધિ એટલે આનંદનું ઘર અને બુદ્ધિ એટલે આત્માની સહીપણી. એટલુંજ નહીં પણ અદૃષ્ય ઇશ્વરના આપણાથી સમજી શકાય તેવા સ્પષ્ટ અંશનેજ મહાત્માઓ બુદ્ધિ કહે છે. માટે ભાઇ, જેમ બને તેમ આપણે આપણી પોતાની બુદ્ધિને ખીલવવી જોઇએ અને સૌ સૌના પ્રમાણમાં જગતના સૌ જીવોની બુદ્ધિ ખીલી શકે એવા ઉપાયો આપણે કરવા જોઇએ, તોજ જગતમાં આનંદ વધી શકે અને તોજ આપણી જીંદગીની સાર્થકતા થઇ શકે. પણ આવી મહાન શક્તિવાળી બુદ્ધિ એ તો હજી એક અંગ છે. બીજું અંગ જે જગતની વસ્તુઓ અને તેની ખુબી તો હજી બાકી

છે, એ ખુબી પણ કાંઇ જેવી તેવી નથી. એને માટે પણ મહાત્માઓ કહે છે કે,

## જગતની વસ્તુઓ એટલે શું ?

એ તમને ખબર છે? અનુપમ કુદરતનું સ્થૂલરૂપ તે આ જગતની વસ્તુઓ છે. જગતની વસ્તુઓ એટલે આપણાથી વાપરી શકાય એવું ઇશ્વરનું ઐશ્વર્ય. જગતની વસ્તુઓ એટલે એકજ મહાતત્વની જુદી જુદી બનાવટો. જગતની વસ્તુઓ એટલે સૃષ્ટિનું સૌન્દર્ય. જગતની વસ્તુઓ એટલે આ પૃથ્વીમાં આવેલો સ્વર્ગનો ખજાનો. જગતની વસ્તુઓ એટલે જગતના જીવોને સુખી બનાવવાનાં સાધનો. જગતની વસ્તુઓ એટલે જીવતું જાદુ. જગતની વસ્તુઓ એટલે માંણસોને સ્વર્ગમાં ચ્હડવાના પગથીયાંઓ. જગતની વસ્તુઓ એટલે ઇશ્વરનો મહિમા સમજાવનારી પોથીઓ. જગતની વસ્તુઓ એટલે અજાયબીના ભંડારો. જગતની વસ્તુઓ એટલે ઇશ્વરનાં રમકડાં. જગતની વસ્તુઓ એટલે કુદરતની પોતાની કારીગરીના ઉત્તમ નમુનાઓ. જગતની વસ્તુઓ એટલે માણસોની પરીક્ષા લેવાની કસોટીઓ. કારણ કે જગતની વસ્તુઓને સારી કે માઠી જે રીતે તથા થોડા કે ઘણા પ્રમાણમાં માણસો વાપરી શકે તે પ્રમાણેજ ઇશ્વરની હજુરમાં માણસોની કિંમત થાય છે. જગતની વસ્તુઓ એટલે ઇશ્વરી નિયમોનો ઝુમખો. જગતની વસ્તુઓ એટલે કુદરતી પોથી વાંચવાની એ. બી. સી. ડી. જગતની વસ્તુઓ એટલે માણસોને દેવપણાએ ચ્હડવાની સીડી. જગતની વસ્તુઓ એટલે માણસોને નવું બળ મેળવવાની બેટરીઓ. જગતની વસ્તુઓ એટલે માણસોનો પારસમણી. જગતની વસ્તુઓ એટલે જગતને અખુટ પ્રકાશ આપનાર સૂરજો. અને જગતની વસ્તુઓ એટલે જગતમાં વસ્તુઓ રૂપે રહેલા પ્રત્યક્ષ દેવો. એટલુંજ નહીં પણ જગતની વસ્તુઓ એટલે ઇશ્વરી ચૈતન્યનું

આપણાથી સમજી શકાય ને વાપરી શકાય એવું સ્થૂલ રૂપ. અથવા વધારે ખુલ્લા શબ્દોમાં કહીએ તો જગતની વસ્તુઓ એટલે વસ્તુઓ રૂપે ઇશ્વર પોતે. અને તેજ સારૂ વેદમાં કહેલું છે કે **सर्वं खल्विदं ब्रह्म.** આ બધું દેખાય છે તે બ્રહ્મ છે. ગીતામાં પણ કહેલું છે કે, **वासुदेवः सर्वमिति.** બધું ઇશ્વરરૂપજ છે. એટલુંજ નહીં પણ ગીતામાં એમ પણ કહેલું છે કે,

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति.**

अ ६. श्लो. ३०

પ્રભુ કહે છે કે, આ બધું જગત મારામાં રહેલું છે એમ જે જુએ છે અને આ જગતની બધી વસ્તુઓમાં તથા બધા ઠેકાણામાં હું રહેલો છું એમ જે જુએ છે તે માણસ મારાથી દૂર નથી ને હું તેનાથી દૂર નથી. એટલે કે એવી દ્રષ્ટિવાળો ને એવા અનુભવવાળો મહાત્મા મારામાંજ છે અને હું તેનામાંજ છું.

આવી રીતે વિચારીને જોતાં જગતની વસ્તુઓની કિંમત આપણે ધારી શકીએ તે કરતાં પણ ઘણીજ વધારે મોટી છે. માટેજ મહાત્માઓ કહે છે કે, જો તમારે તમારી જીંદગીની સાર્થકતા કરવી હોય તો જગતની વસ્તુઓમાંથી આનંદ મેળવતાં શીખો. કારણ કે જો તમે જગતની વસ્તુઓમાંથી આનંદ મેળવી શકો તોજ એ આનંદ તમારા ભાઇબંધોને આપી શકો. અને જ્યારે તમે જગતના બીજા જીવોને આનંદ આપો ત્યારેજ તમને આનંદ મળી શકે. એવુંજ તમારી પ્રકૃતિનું બંધારણ છે. એટલે જગતના જીવોને આનંદ આપવો એજ મનુષ્યની જીંદગીનો મુખ્ય હેતુ છે અને એ હેતુ સિદ્ધ થાય તોજ બીજા નાના કે મોટા હેતુઓ પાર પડી શકે છે. માટે જગ-

તના જીવોને આનંદ આપવા સારૂ અને ઇશ્વરને રાજી કરવા સારૂ આપણે જગતની વસ્તુઓમાંથી આનંદ મેળવતાં શીખવું જોઇએ. અને એ શીખવું એમાં કાંઇ બહુ મુસ્કેલી નથી, કારણ કે જગતની દરેક વસ્તુઓ સ્વાભાવિક રીતેજ વિજળીથી ભરેલી બેટરીઓ છે. જગતમાં જેટલાં ભલાં કામો છે, પરમાર્થનાં કામો છે, તે બધાં કામો એક એક મોટાં મોટાં કારખાનાં જેવાં છે. એટલે આપણે નવું કાંઇજ કરવાનું નથી. કારણ કે એક તરફ દયાળુ મહાત્માઓએ પરમાર્થનાં કારખાનાંઓ તૈયાર કરી રાખેલાં છે અને બીજી તરફ અવર્ણનિય કુદરતે જુદી જુદી વસ્તુઓમાં વિજળીની બેટરીઓ ભરી રાખેલી છે. માટે આપણે તો હવે નિમિત્ત માત્ર થવાનીજ જરૂર છે; અથવા તો સારા ઇજનેર થવાની જરૂર છે. એ પરમાર્થના સંચાઓની સાથે વસ્તુઓની બેટરીનો તાર જોડી દેવો એટલુંજ આપણે કરવાનું છે. જો ફક્ત એટલુંજ આપણને રૂડી રીતે કરતાં આવડે તો પરમાત્મા એવા દયાળુ છે કે એમાંથીજ આપણને મોક્ષ મળી શકે એમ છે. માટે જગતના જીવોની સેવા કરવા સારૂ અને એ રસ્તે જગતમાં ઇશ્વરનો મહિમા ફેલાવવા સારૂ આપણે પરમાર્થના ઇજનેર થવું જોઇએ. એ ઇજનેરની ગીરી કેવી મજેની હોય એ તમને ખબર છે ?

## પરમાર્થના ઇજનેરોની કામગીરી.

અરે વાહરે વાહ ! ! એક તરફ મહાત્માઓએ કહાડેલાં પરમાર્થનાં ખાતાંઓ અને બીજી તરફ અનુપમ સૌન્દર્યવાળી નીતનવી અલૌકિક કુદરતની વીજળીની બેટરીઓ એ બંનેનો સંબંધ જોડવાનું કામ કેવું આનંદદાયક હોય એ જરા ખ્યાલ તો કરો ? એ ઉત્તમ કામ એ ઇજનેરોનું છે. જગતમાં સૌન્દર્ય ફેલાવવાનું, મનુષ્યોની ઉત્તમ નાજુક લાગણીઓને ખીલવવાનું, જગતની દોલત વધારવાનું, ખરાબ

ગણાતી વસ્તુઓને ઉત્તમ બનાવવાનું, બંધ પડી ગએલાં પરમાર્થનાં ખાતાંઓને નવી વિજળી પૂરી પાડી ફરીથી ચલાવવાનું, ઢીલાં પડી ગએલાં દયાનાં કામોને મદદ આપી તેનું જોર વધારવાનું અને અદ્રષ્ય રહેલાં કુદરતી તત્વોને ઉપયોગમાં લઇ મનુષ્યોનું બળ વધારવાનું મહાન કામ એ ઇજનેરોનું છે. પૃથ્વીના પડમાં છુપાઈ રહેલો ખજાનો શોધી કાઢવાનું, સમુદ્રના ભીતરમાં છુપાઇ રહેલાં અનેક રત્નોનો જગતને લાભ આપવાનું, જુદી જુદી સાધારણ વસ્તુઓના સંયોગ કરીને તેમાંથી મહાન બળ ઉપજાવવાનું અને એ બળને જગતના કલ્યાણનાં કામમાં વાપરવાનું અદ્ભુત કામ એ ઇજનેરોનું છે. જગતમાં અનેક જાતનાં કુદરતી બળ સીધી રીતે ઉપયોગમાં આવ્યા વિના ફોગટ ચાલ્યાં જાય છે, તેનો ઉપયોગ કરી જગતના જીવોનાં સુખનાં સાધનો વધારવાં એ પ્રભુનુ વ્હાલું કામ એ ઇજનેરોનું છે. ધરતીકંપ, દુષ્કાળ, રેલ, મરકી, કોલેરા, સમુદ્રનાં તોફાન, હવાનાં તોફાન, અતિ ઠંડી, અતિ ગરમી, અતિ વૃષ્ટિ, જવાળામુખી, વગેરે અનેક જાતની આફતો જે જગત ઉપર આવ્યા કરે છે અને પ્રાણીઓનું સત્યાનાશ કહાડી નાખે છે તે આફતોનાં મૂળ કારણો ને તેના ઉપાયો શોધી કાઢવા અને એ આફતોના દુ:ખમાંથી જગતના જીવોને બચાવી લેવા એ ખરેખરા મહાન પરમાર્થનું કામ એ ઇજનેરોનું છે. ટુંકામાં એજ કે કોઇ પણ રીતે મનુષ્યોની ઉત્તમ લાગણીઓ ખીલે તથા જગતમાંથી જેમ બને તેમ દુ:ખો ઓછાં થાય એમ કરવું એ મહાન કામ એ ઇજનેરોનું છે. એટલુંજ નહીં પણ સાધારણ લોકો જે એમ સમજ્યા કરે છે કે જીવની ને ઇશ્વરની વચ્ચે બહુજ મોટી જુદાઇ છે ને જીવથી ઇશ્વર બહુજ દૂર છે એ માન્યતાને ખોટી પાડી જીવોને ઇશ્વરની નજીક લઇ જવા અને ઇશ્વરને જીવની અંદર લાવી મૂકવો એ દેવતાઇ કામ એ ઇજનેરોનું છે. માટે જો જીંદગીની સાર્થકતા કરવી હોય તો એવા ઇજનેર થાઓ. એવા ઇજનેર થાઓ.

## એ ઇજનેરોનું લવાજમ શું ?

એવા પરમાર્થના ઇજનેરોને આવાં ભલાં કામો કરવા બદલ લવાજમ શું મળે છે એ તમને ખબર છે? કુદરતી બેટરીઓ તરફથી ને પરમાર્થના કારખાનાઓ તરફથી એ તાર જોડનાર ઇજનેરોને આનંદ, આનંદ ને આનંદનુંજ લવાજમ મળે છે; અને ધન, માન, સુખ, કીર્તિ, તનદુરસ્તી, આત્મિક સંતોષ અને જીંદગીની સાર્થકતા તથા ઇશ્વર પોતે વગેરે જે જે ચીજો માણસોને જોતી હોય તે બધી ચીજો આનંદમાં આવી જાય છે. બોલો, આ કરતાં વધારે બીજું આપણને શું જોઇએ ?

## માત્ર જરાક વધારે.

એવા ઇજનેર થવું એમાં કાંઇ મ્હોટી વાત નથી. કારણકે કૃપાળુ ઇશ્વરે મનુષ્યને એટલી બધી મહાન બુદ્ધિ આપેલી છે અને હાલ એવો અનુકૂળ જમાનો છે કે જો આપણે જરાક વધારે મહેનત કરીએ, જરાક વધારે લાગણીથી કામ કરીએ, જરાક વધારે છૂટ મૂકીને વરતીએ, જરાક વધારે ઉંડા ઉતરીએ, જરાક વધારે પોતાનું સ્વમાન સમજીએ, જરાક વધારે સ્વદેશાભિમાની થઇએ, જરાક વધારે ઉદારતા, હિંમત, અભ્યાસ, દ્રઢતા અને ઉત્સાહ રાખીએ, જરાક વધારે અગવડો ભોગવી લેવાની ટેવ પાડીએ, જરાક વધારે બીજાઓને મદદ કરીએ, જરાક વધારે નવું નવું વાંચીએ, જરાક મોજશોખ ઓછા કરીએ, વસ્તુઓની અને આપણી પોતાની જરાક વધારે કિંમત સમજીએ, કર્તવ્ય કરવામાં જરાક વધારે મજબૂત બનીએ, જરાક વધારે આત્મિક બળનો ઉપયોગ કરીએ, અંતઃકરણને જરાક વધારે ખુલ્લું રાખીએ, જરાક વધારે ઉદાર ધર્મને બાજુમાં રાખીને ચાલીએ અને જરાક વધારે ઇશ્વરની નજીક રહીને કામ કરીએ

# તો હમણાંજ કામ બની જાય.

તો હમણાંજ જગતની ઘણી વસ્તુઓ પોતાનું અસલ સ્વરૂપ આપણી આગળ ખુલ્લું કરી દે. તો હમણાંજ કુદરતના ઘણાએ છુપા ભેદો જગતમાં જાહેર થઇ જાય. તો હમણાંજ વસ્તુઓની ખુબીઓની આડે રહેલો પડદો ઉંચકાઇ જાય. તો હમણાંજ આપણી બુદ્ધિમાં નવી રોશની આવી જાય. તો હમણાંજ આપણા કામકાજમાં નવું બળ આવી જાય. તો હમણાંજ આજ દિવસ સુધી ગુપ્ત રહેલી વસ્તુઓની ભાષા આપણને સ્પષ્ટ રીતે સમજાવા લાગે. તો હમણાંજ ધૂળ જેવી વસ્તુઓ સોનાના મુલ્યની થઇ પડે. તો હમણાંજ એક એક ચીજ-માંથી બીજી હજારો નવી નવી ચીજો થવા લાગે. તો હમણાંજ અપ-વિત્ર ગણાતી વસ્તુઓને પણ પવિત્ર બનાવી શકાય. તો હમણાજ જે વસ્તુઓને નકામી સમજીને ફેંકી દઇએ છીએ તેમાંથીજ ધનના ભંડારો ભરી શકાય. તો હમણાંજ એ વસ્તુઓમાં નવું સૌન્દર્ય આવી જાય અને જો એમ થાય તો હમણાંજ સંસારમાં સ્વર્ગ બની જાય. એટ-લુંજ નહીં પણ જો હજી પણ જરાક વધારે ઉંડા ઉતરીએ ને એ વસ્તુઓના મૂળ સુધી પહોંચીએ તો એમાંથીજ ઇશ્વર પ્રત્યક્ષ થઇ શકે. કારણકે એ બધું તદ્દન સ્વાભાવિક છે ને કુદરતના નિયમ પ્રમાણેજ છે. માત્ર આપણે ઉપર મુજબ વર્તતા નથી ને તેનો લાભ લેતા નથી એ આપણીજ ખામી છે. બાકી કુદરત તો હમેશાં સૌની આગળ એક સરખી રીતેજ ખુલ્લી છે. માટે આપણે જો આપણી જીંદગીનો મૂળ હેતુ પાર પાડવો હોય અને જીંદગીની સાર્થકતા કરવી હોય તો ઉપર મુજબના ઇજનેર બનવું જોઇએ. કારણ કે સો જીવોને આનંદ આપવો એજ આપણી જીંદગીનો મુખ્ય હેતુ છે અને એ હેતુ પાર પાડવા માટેજ જગતની વસ્તુઓને વધારેમાં વધારે ઉપયોગી બનાવવા પાછળ આપણી મહાન બુદ્ધિ ને અમુલ્ય જીંદગી વાપરવાની છે. કારણ

કે એથીજ અંતે આપણું અને સૌનું કલ્યાણ થવાનું છે. એમાં-થી અંતે કેવી રીતે કલ્યાણ થશે એ તમારે જાણવું છે ? તો જાણી લો કે જ્યારે આપણને એવી રીતે કામ કરતાં આવડશે ત્યારે આપણે હવામાંથી ખોરાક મેળવી શકીશું. ત્યારે આપણે સમુદ્રમાંથી વિજળી મેળવી શકીશું. ત્યારે આપણે આકાશમાં મુસાફરી કરી શકીશું, ત્યારે આપણે મરજી મુજબ વરસાદ વરસાવી શકીશું. ત્યારે આપણે આપણી મરજી મુજબ આપણા દેશમાં શરદી ગરમી રાખી શકીશું. ત્યારે આપણે ઘણી જાતના રોગોને જગતમાંથી દૂર કરી શકીશું. ત્યારે આપણે જાનવરોની ભાષા સમજી શકીશું ત્યારે આપણે વધારે લાંબા આયુષ્યવાળા થઇ શકીશું. ત્યારે આપણે દુષ્કાળ પડતા અટકાવી શકીશું. ત્યારે આપણે હવામાંથી અખુટ પાણી મેળવી શકીશું. ત્યારે સમુદ્રનાં મોજાંઓ આપણાં ઘરસંસારી કામો કરવા લાગશે. ત્યારે રાજ્યના બંધનો ને કરો ઓછા થઇ જશે. ત્યારે જે સૂક્ષ્મ જંતુઓ હાલમાં આપણને નાશકારક લાગે છે તે જંતુઓદ્વારા મોટા ફાયદા મેળવી શકીશું. ત્યારે ધરતીકંપને અટકાવી શકીશું. ત્યારે કડવી દવાઓ પીધા વિના માનસિક બળથી દરદો સારાં કરી શકીશું. ત્યારે હાલમાં જે શક્તિઓ નકામી ચાલી જાય છે, જેમકે પાણીના ઝરાઓ, પવનના સપાટાઓ, સુરજની ગરમી ને અજવાળું, સમુદ્રમાંથી ઉડી જતી વરાળ, સૂર્યના પ્રકાશને લીધે પૃથ્વીમાંથી નીકળતી જુદી જુદી જાતની ગ્યાસો, વરસાદથી આવતી રેલો, સમુદ્રનાં ઉછળતાં મોજાંઓ, પગ નીચે કચરાતી ઓષધિઓ, ચંદ્રમાંથી આવતી શીતળતા, પૃથ્વીની અંદરની ગરમી, અવાજની અસરો અને મનુષ્યોની અંદર રહેલી પ્રબળ લાગણીયો વગેરે હજારો જાતની મહા શકિતઓ ફોગટ ચાલી જાય છે, તે બધાંનો દહાડે દહાડે વધારે વધારે ઉપયોગ કરી શકાશે. ત્યારે કોઇ પણ ચીજ જગતમાં નકામી રહેશે નહિં. ત્યારે દુનિયામાંથી દરિદ્રતા

નાબુદ થશે. ત્યારે કેદખાનાંઓ હુન્નરશાળાઓના રૂપમાં ફેરવાઇ જશે. ત્યારે સમુદ્રનાં તળીયામાં લોકો મકાનો બાંધીને રહી શકશે. ત્યારે આકાશમાં ઉડતાં હોટેલો બની શકશે. ત્યારે નવી નવી શોધો કરવી એ તો તદ્દન સ્વાભાવિક કામ થઇ પડશે અને એજ લોકોની મુખ્ય કામગીરી રહેશે. કારણ કે ઘરનાં કામો, ખેતીનાં કામો, ઓફીસનાં કામો, વેપારના કામો કે હુન્નર કળાનાં કામો એ તો સંચાઓ કર્યા કરશે, એટલે માણસો નવી નવી શોધો પાછળજ મંડયા રહેશે.

ટુંકામાં એજ કે એ વખતે માણસોનાં તથા બીજાં પ્રાણીઓનાં ઘણી જાતનાં દુઃખો ઓછાં થઇ જશે અને માણસોનું જ્ઞાન એટલું બધું વધી જશે કે જાણે આ સંસારમાંજ સ્વર્ગ આવી ગયું હોયની ? એવું થઇ પડશે. પણ આ બધું શેમાંથી થવાનું છે ? માણસોની નગળાઇમાંથી નહીં, આપલ પોપલીયાપણામાંથી નહીં, મોજશોખમાંથી નહીં, ખોટાં લાડ ને માવડીયાપણામાંથી નહીં, નમાલાપણામાંથી નહીં અને હાલના વખતમાં આપણે જે પોલમપોલમાં જીંદગી ખોઇ નાખીએ છીએ તેવી પોલમપોલમાંથી નહીં, પણ જીંદગીના હેતુ સમજીને આપણી ફરજો આપણે બરાબર રીતે બજાવીએ તેમાંથી એ બધું થવાનું છે.

આ વાતો ચાલતી હતી ત્યારે ધરમદાસના બીજા બે મિત્રો નવલરામ તથા વામનરાવ ત્યાં આવેલા હતા. તેમાંથી નવલરામે આ સાંભળીને કહ્યું કે, બેશક, મી. ત્રિવેદીનું સ્વપ્નું બહુ મજેનું છે પણ એ સ્વપ્ના પ્રમાણે વર્તવા માટે આપણા લોકો પાસે સાધનો કયાં છે ?

ત્યારે હરિદાસે અજાયબીથી કહ્યું કે, શું એ માત્ર સ્વપ્નું છે ?

નવલરામે કહ્યું કે, સ્વપ્નું નહીં તો ઉંચી જાતની કલ્પના. એ કરતાં વધારે હું કાંઇ માનતો નથી. કારણ કે એ પાર પાડવાનાં આપણી પાસે સાધનો કયાં છે ? કેમ મી. ત્રિવેદી ?

ત્યારે ત્રિવેદીએ કહ્યું કે, બેશક, જ્યાં સુધી આપણે આવા ને આવા

નમાલાજ રહીએ ત્યાં સુધી તો બધી કલ્પનાજ કહેવાય.

ત્યારે નવલરામે કહ્યું કે, પણ નમાલા ન રહીએ તો કરીએ શું? આપણી પાસે સાધનો ક્યાં છે? આપણી પાસે ધન ક્યાં છે? આપણી પાસે હથિયાર ક્યાં છે? આપણી પાસે સ્વતંત્રતા શીખવનારી શાળાઓ ક્યાં છે? આપણામાં સંપ ક્યાં છે? આપણા દેશમાં હુન્નર કળા ક્યાં છે? આપણા લોકોમાં હિંમત ક્યાં છે? આપણા લોકોમાં દેશદાઝ ક્યાં છે? અને આપણું સાંભળે છે કોણ? અત્યારે તો આપણે ચોતરફથી બંધાએલા છીએ. અત્યારે આપણે શું મોઢું લઈને બોલી શકીએ? અત્યારે આપણે કોના જોર ઉપર કુદી શકીએ? અને જરા વિચાર તો કરો કે અત્યારે કયું સાધન આપણને તારી શકે એમ છે?

## આપણી ખરાબીનાં મૂળ.

શું આપણા લોકો વચ્ચે ચાલતા અંદર અંદરના કજીયા આપણને તારી શકશે? "બાર પુરબીયા ને તેર ચોકા" એ આપણી માનીતી આભડછટ આપણને તારી શકશે? આપણા શ્રીમંતોની ને રાજાઓની એ. બી. સી. ડી. નાં પુછડાં મેળવવાની ખુશામતો આપણા દેશને તારી શકશે? આપણી રૂઢીની ગુલામગીરીઓ આપણા દેશને તારી શકશે? આપણી લાખો બાળરાંડ વિધવા બ્હેનોનાં હિમાલયને પણ ડૂબાવી દે એટલાં આંસુઓ ને પૃથ્વીને ફાડી નાખે એવા નિઃસાસાઓ આપણા દેશને તારી શકશે? આપણા લોકોનો પરદેશી વસ્તુઓ વાપરવાનો શોખ આપણા દેશને તારી દેશે? આપણા ધર્મના સાડાચાર કરોડ અત્યંજ બંધુઓ પ્રત્યેનો આપણો તિરસ્કાર આપણા દેશને તારી દેશે? આપણાં છોકરાંઓનું મોજીલાપણું ને નમાલાપણું આપણા દેશને તારી દેશે? આપણા બાવન લાખ બાવાઓ અને તેમના તરફથી જે બીજા લાખો ચેલા મુંડાઈ જાય છે તેઓ આપણા દેશને

તારી શકશે ? અમલદારોના મનસ્વી ફાંટાઓને પણ જીલ્લો કરવાની આપણા કેટલાક આગેવાનોની બાહોશી આપણા દેશને તારી શકશે ? દુષ્કાળ જેવા આફતના પ્રસંગોએ આપણા ગરીબ ભાઇબંધો પરદેશીઓ ને પરધર્મિઓને આસરે નભે ને પારકા ધર્મમાં વટલી જાય, પણ એવા ખરા વખતે પણ આપણા ધર્મમંદિરોનાં ફંડોમાંથી કાંઇ પણ મદદ મળેજ નહીં ને ત્યાં તો જલેબીયા ઓચ્છવો થયાજ કરે, કસ્તુરીનાં બીડાંઓ ખવાયાજ કરે ને રાંધેલું અનાજ પણ વહે ચાયાજ કરે; અને જ્યારે એક તરફ ભુખમરાને લીધે તરફડી તરફડીને ટપોટપ આપણા ભાઇબંધો મરી જતા હોય ત્યારે પણ આપણા ધર્મનાં મંદિરોમાં રંગની પીચકારીયો ઉડયા કરે ને નાટારંભ થયા કરે એ સ્થિતિ આપણા દેશને તારી શકશે ? આપણા લાખો ચેલા મુંડનારા, અને સાક્ષાત્ ભગવાન બની જનારા મહાતમાઓ (મહાતમાનો અર્થ અમારા મસ્તરામ કાકા એમ કરે છે કે મહા એટલે મોટું અને તમ એટલે અંધારૂં, એટલે કે મહા–તમા એટલે મ્હોટું અંધારૂં. ) જગતની સેવા કરવાને બદલે પોતાની સેવા કરાવે છે તથા ખોટો દંભ, મોટો ડોળડી-માક ને નવી નવી જાતના વ્હેમો વધારીને લોકોને ઠગે છે; અને કેટ-લાક અંધ શ્રદ્ધાવાળા કેળવાએલાઓ પણ એ મહાતમાઓની પોલમ-પોલને ટેકો આપતા જાય છે એ નવા નવા ભગવાનોનાં ( ભગવાનનો અર્થ અમારા મસ્તરામ કાકા એમ કરે છે કે ભગ એટલે છિદ્ર અથવા કાણું, કાણું એટલે મીંડું, મીંડું એટલે પોલું ને પોલું એટલે પોલમપોલ અને વાન એટલે વાળા. મતલબ કે એવા ભગવાન એટલે મોટું મીંડું અથવા પોલમપોલવાળા ) નવાં નવાં લફરાંઓ આપણા દેશને તારી શકશે ? આસ્ટ્રેલિયામાં આપણા પ્રતાપી શહેન-શાહનું રાજ્ય છે છતાં પણ ત્યાં આપણા લોકોને જવાની રજા ન મળે અને ટ્રાન્સવાલ વગેરે આફ્રિકામાં પણ અંગ્રેજી શહેનશાહત-

ની સત્તા છે અને આપણે અંગ્રેજી રૈયત છીએ, છતાં પણ કાળી ગોરી ચામડીનો ફરક રાખીને ત્યાં આપણા દેશના આપણા બંધુઓને ગુલામગીરી જેવી સ્થિતિમાં રહેવું પડે અને તે પણ મહા મુસ્કેલીથી ત્યાં જવાની રજા મળે અને એ દેશના લોકો આપણા દેશમાં આવીને આપણા કરતાં વધારે હકો ભોગવે ને મરજી પડે તે જાતના લાભો લઇ જાય, તેમાં કોઇ જાતનો કાંઇ અટકાવ નહીં, એ સ્થિતિ આપણા દેશને તારી શકશે ? આપણા દેશના બધી જાતના મોટા મોટા નફાવાળા ધંધાઓ અને નવા નવા હુન્નરો ખાસ કરીને યુરોપિયનોજ કરે, જેમકે રેલ્વે કંપનીઓ યુરોપિયનોની, આગબોટની મોટી કંપનીઓ યુરોપિયનોની, વિજળી પૂરી પાડનાર યુરોપિયનો, સોનાની ખાણોના માલેકો યુરોપિયનો, ચાના બગીચાઓના માલેકો યુરોપિયનો, બરમાના જંગલોનો ઇજારો લેનાર યુરોપિયનો, મોતીનો ઇજારો લેનાર યુરોપિયનો, કોલસાની ખાણોના માલેકો યુરોપિયનો, ટ્રામનો નફો ખાનાર યુરોપિયનો, પાણીના નળ કે ગટરોની પાઇપો પૂરી પાડનાર યુરોપિયનો અને લોખંડની ખાણો તથા એવાંજ બીજાં મોટાં મોટાં કામોમાંથી યુરોપિયનોજ પોતાના લાગવગથી ને પોતાના સાહસથી મોટો નફો ખાઇ જાય ને તેમાંથી રસ કસ ચુસી લે તે પછી છાલ ગોઠલા આપણા શ્રીમંતોનો મળે અને આપણા ગરીબ ભાઇબંધોને તો હડસેલાજ મળે, છતાં પણ આપણા દેશના શ્રીમંતો પોતાના પૈસાનો કાંઈ સદ્ ઉપયોગ કરે નહીં કે નવા નવા ધંધારોજગાર કરે નહીં ને બધો લાભ પરદેશમાંજ જવા દે, એ સ્થિતિ આપણા દેશને તારી શકશે ? યૂરોપ, અમેરિકા, જાપાન વગેરે સુધરેલા દેશોમાં જેમ બધી જાતની નવી નવી શોધખોળ થાય છે, તેમજ ખેતીવાડીમાં પણ ત્યાં દરવરસે નવી નવી શોધો થાય છે તેથી એટલીજ જમીનમાં ને એટલાંજ બીજમાં આપણા દેશના ખેડુતો કરતાં તે બેવડી ચોવડી

પેદાશ કરી શકે છે, એટલુંજ નહીં પણ સંચાઓને લીધે બહુ સહેલાઇથી ઘણું કામ થઇ શકે છે, એટલે મજૂરીમાં ફાયદો થાય છે, મોટા વિસ્તારની જગ્યામાં ખેતી કરી શકાય છે અને નવી નવી જાતની પેદાશો કરી શકાય છે, તેથી પોતાને તથા પોતાના દેશને બહુ લાભ થાય છે; પણ આપણા દેશના બિચારા ગરીબ અભણ ખેડુતો બે ત્રણ હજાર વરસ ઉપર જે હળ ને જે દાતરડું વપરાતું હતું તે ને તે હળ અને તે ને તે દાતરડું લઇને આ સુધરેલા જમાનામાં પણ તૂટેલા રેંટની ભાંગી ગએલી માચીપર બેઠા બેઠા હોકલી પીયા કરે છે ને ખેતીમાં પૂરૂં થાય નહીં તેથી મજૂરી કરી કરીને ને ઘરનાં વાસણ કુસણ વેચીને માંડ માંડ જેમ તેમ કરીને સરકારનો કર ભરે છે અને તેમ છતાં પણ દરવરસે એ કર વધતો જાય છે. આવી કંગાલ સ્થિતિમાં એ બિચારા પડયા રહે અને તે કેટલા? પાંચ દસ હજાર કે લાખ બે લાખ નહીં, પણ આપણા દેશમાં સેંકડે એંસી ટકા ખેડુતો છે, એટલે ત્રીસ કરોડની વસ્તીમાં લગભગ ચોવીશ કરોડ ખેડુતો છે અને તેમાં સેંકડે નેવું ટકા આવી દરિદ્રી હાલતમાં છે. એવી ને એવી હાલતમાં તેઓ પડયા રહે તેથી આપણા દેશનું કલ્યાણ થશે શું? આવી બધી જાણવા લાયક વાતો દેશ દાઝક વિદ્વાનો કહે છતાં પણ તે વાંચવી કે સાંભળવી નહીં અને કદી સાંભળવી પડે તો પણ આપણા જમનાદાસ શેઠની માફક એનો કાંઇ ઉપયોગ કરવો નહીં, પણ આ કાનેથી સાંભળી ને પેલા કાનેથી કાઢી નાખવી, એથી આપણા દેશનું કલ્યાણ થશે? આવી આવી હજી સેંકડો બાબતો છે, એ બધી વાતો કહીએ તો મોટાં પુસ્તકો ભરાય, પણ એ બધું કહીને પણ શું કરવું? કારણ કે "ગાંડા આગળ ગા, તો કે દે પખેડાનો ઘા" એવી વાતો છે. મતલબ કે દીવાના માણસને રાજી કરવાની ઇચ્છાથી કોઇ માણસ તેની પાસે મજેનાં ગાયનો ગાવા લાગે

તો ઉલટો ચીડાઇને તે દીવાનો માણુસ જે હાથમાં આવ્યું તે લઇને ગાનારનાજ માથામાં ઠોકે, તેમજ ભલી ઇચ્છાથી આવી સાચી વાતો કરીએ તે પણ કેટલાક માણસોને ગમે નહીં, તેથી એમાંથી પણ કેટલાક ઉંધા અર્થ કાઢે ને રજનું ગજ કરે તો ઉલટી નાહકની પીડા થાય, માટે મારી તો ક્યાંઇ નાખી નજર પહોંચતી નથી, અને મને તો આમાં કયાંઇ દેશનું કલ્યાણ દેખાતું નથી. એમ કહીને તેણે એક નિઃસાસો નાંખ્યો.

ત્યારે હરિદાસે કહ્યું કે, બેશક, આપણા આખા દેશની ને આપણા સૌ લોકોની સ્થિતિ હાલમાં બહુજ ખરાબ છે, એમાં કાંઇ પણ શક નથી; પણ એથી કાંઇ આપણે નિરાશ થઇ હિંમત હારી જવાનું નથી. જો આપણે આપણા દેશનું કલ્યાણ કરવું હોય તો આપણે આપણા રાજ્યની મદદમાં રહેવું જોઇએ તથા આપણા હકો જાળવવા ને મેળવવા સારૂ આપણા દેશના દરેક માણસોએ રાજદ્વારી બાબ-તોમાં ખાસ ધ્યાન આપવું જોઇએ.

## રાજદ્વારી જાગૃતિની જરૂર.

પ્રજા જ્યારે રાજદ્વારી બાબતોમાં જાગેલી હોય છે ત્યારેજ રાજ્યના અમલદારો વિચારી વિચારીને પ્રજાના મતને માન આપીને અમલ ચલાવે છે, પણ જો રાજદ્વારી બાબતોમાં પ્રજા જાગેલી ન હોય તો ઘણા અમલદારો પ્રજાના મતની બહુ દરકાર રાખતા નથી. વળી કેટલાક તો કાયદાને બાજુએ રાખી પોતાના ધાંટા પ્રમાણે હુકમ ચલાવે છે. કારણ કે પ્રજા પોતેજ પોતાની ઉપર ગમે તેવા સખ્ત કાયદાઓ થાય ને ગમે તેવા ગેરવાજબી હુકમો ચાલે છતાં પણ બેદરકાર રહે ત્યારે પછી આપખુદ અમલદારો પોતાની સત્તા ચલાવવામાં શા માટે ડરે? નજ ડરે. આવું ન થાય માટે આપણે રાજદ્વારી બાબતોમાં ભાગ લેવો

જોઇએ. એટલુંજ નહીં પણ જે દેશમાં પરદેશી ને પરધર્મી લોકો રાજ્ય કરતા હોય ત્યાં રાજ્ય કરતી પ્રજાના ને રૈયતના હકો તેમજ લાભો જુદા જુદા હોય છે, તેથી અમલદારો પોતાના લાભ તરફ ખેંચે છે અને પ્રજાના આગેવાનો પોતાના હક તરફ ખેંચે છે. તેમાંથી ઘણી વખત અમલદારોની ને પ્રજાની વચ્ચે કડવાસ ઉત્પન્ન થઇ જાય છે. આવે વખતે આપણે વિચાર કરવો જોઇએ કે કેટલાક જુલમી અમલદારો એ કાંઇ રાજ્ય નથી, પણ એ તો રાજ્યના નોકર છે અને રાજ્ય જ્યારે ધારે ત્યારે તુરતજ તેના હાથમાંથી સત્તા લઇ શકે છે, માટે કોઇક અમલદારોના મનની નબળાઇ, નીચતા કે મતભેદ સારૂ કાંઇ આપણાથી આખા રાજ્યને ખરાબ કહેવાય નહીં કે એની વિરૂદ્ધ થવાય નહીં. આ બધી બાબતો જ્યારે આપણે રાજ્યદ્વારી બાબતોમાં ભાગ લઇએ ત્યારેજ સમજી શકાય છે, માટે આપણા દેશના દરેક માણસોએ રાજદ્વારી બાબતોમાં ભાગ લેવો જોઇએ.

એટલુંજ નહીં પણ આગળ વધેલા અનુભવી ડાહ્યા માણસો તો એમ કહે છે કે આપણી રોટલીમાં કોઇ ધૂળ નાંખી જાય એ જેટલું ખરાબ છે તે કરતાં પણ આપણે રાજદ્વારી બાબતોમાં ધ્યાન ન આપીએ એ વધારે ખરાબ છે. કારણ કે જો એક ટંક આપણું ખાવાનું ખરાબ થયું હોય તો થોડા કલાક પછી પાછું આપણને સારૂં ખાવાનું મળી શકશે, પણ જો દેશના કલ્યાણની રાજદ્વારી બાબતોમાં આપણે બેદરકાર રહીશું તો આપણું અને આપણી ભવિષ્યની પ્રજાનું પણ ખાણું ખરાબ થઇ જશે. એમ ન થાય માટે દેશ–કાળ પ્રમાણે આપણી આબાદી વધારવા સારૂ રાજદ્વારી બાબતોમાં ધ્યાન આપવું જોઇએ. કોઈ માણસ વિના કારણ આપણા હાથ પગ બાંધી રાખે ને મોઢામાં ડુચા દઇ દે એ જેટલું ખરાબ છે તે કરતાં પણ આપણે રાજદ્વારી બાબતોમાં બેદરકાર રહીએ એ વધારે ખરાબ છે.

કારણ કે કદી આપણને એકલાને કોઇ બાંધી રાખે તો એમાં કાંઇ બહુ મોટી વાત નથી, પણ જો આપણે રાજદ્વારી બાબતોમાં બેદરકારી રાખીએ તો આપણા દેશની સમસ્ત પ્રજા અનેક જાતના ગેરવાજબી બંધનોમાં બંધાતી જાય અને આપણી ભવિષ્યની પ્રજા ગુલામગીરીના જેવી સ્થિતિમાં આવી પડે. એવું ન થાય માટે હાલના વખતમાં દુનિયાના બધા દેશોમાં જેમ રાજદ્વારી જાગૃતિ આવતી જાય છે તેમ આપણે પણ રાજદ્વારી બાબતોમાં જાગૃત થવું જોઇએ.

## રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાથી થતા ફાયદા.

અનુભવી રાજદ્વારીઓ કહે છે કે, રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાથી પ્રજામાં ખાસ એક નવીજ જાતનો મહાન જોસ આવી જાય છે. રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાની ટેવ પાડવાથી છુટથી વાતચિત કરતાં અને પોતાના વિચારો દર્શાવતાં આવડે છે; દૂર દૂર દેશના સરખા વિચારના દોસ્તો મળી આવે છે; નાત જાતની નાની નાની નકામી ખટપટો ઓછી થઇ જાય છે; જુદા જુદા સવાલો અને જુદા જુદા અમલદારોની રાજનીતિ ઉપર જુદા જુદા વિચારો જાણવાની તક મળે છે; તેથી પ્રજાનું સામાન્ય જ્ઞાન વધતું જાય છે. રાજદ્વારી બાબતોમાં પ્રજા ભાગ લેતી થાય ત્યારે અમલદારોને પ્રજાના મતને માન આપવું પડે છે, તેથી તેઓને પોતાના ફાંટાઓને, પોતાના લોભને, પોતાના મિજાજોને, પોતાના ખાનગી સ્વાર્થોને અને જોહુકમી ચલાવવાના પોતાના અભિમાનને કાબુમાં રાખવું પડે છે. રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાથી પ્રજામાં નવી ઉલટ, નવી આશા, નવી ભાઇબંધી અને નવો જોસ આવે છે, તેથી લાંબા વખતની પ્રજાની સુસ્તી બહુ ટુંક વખતમાં ઉડી જાય છે. રાજદ્વારી બાબતોનાં ભાગ લેવાથી પ્રજામાં હિંમત વધતી જાય છે અને દેશના કલ્યાણને અર્થે લોકો પોતાના સ્વાર્થનો ભોગ

આપતાં શીખી જાય છે. રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાથી અંદર અંદરના નાના નાના મતભેદો ઓછા થઇ જાય છે અને પ્રજાની ઐક્યતા વધતી જાય છે; તથા ધીરે ધીરે પ્રજાને નવા નવા હકો મળતા જાય છે અને તેથી પ્રજા જોરાવર થતી જાય છે. રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાથી દેશને ફાયદો થાય તેવા અને પ્રજાના આચાર વિચારને અનુકૂળ આવે તેવા કાયદા ઘડાતા જાય છે; પ્રજામાં હુન્નરકળા તથા ધંધો રોજગાર ને સમૃદ્ધિ વધતી જાય છે; આજુબાજુના દેશોની પરદેશી પ્રજા આપણી ઉપર ગેરલાભ લઇ જવા હિંમત કરી શકતી નથી; અને દેશના લોકો ઉપર અન્યાય થતો અટકીને રાજા પ્રજા વચ્ચેનો સંબંધ વધારે સારો, વધારે મજબુત અને વધારે પાકો થતો જાય છે. આટલા બધા અને એ કરતાં પણ બીજા ઘણા વધારે રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાથી ફાયદા થાય છે, માટે આપણા દેશના દરેક માણસોએ રાજદ્વારી બાબાતોમાં ધ્યાન આપવું જોઇએ. આપણા છોકરાંઓમાં નાની ઉમરમાંથીજ એ જાતના સંસ્કારો દાખલ કરવા જોઇએ.

આ બધી બાબતો ઉપરથી આપણા દેશના દરેક માણસોએ રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાની ખાસ જરૂર છે એમ તો તમારી ખાત્રી થઇજ હશે, પણ હવે આપણે એ જાણવું જોઇએ કે રાજદ્વારી બાબતોમાં ભાગ લેવા માટે

## આપણે શું કરવું જોઇએ?

એમાં કાંઇ ખાસ મુશ્કેલી નથી, માત્ર એટલુંજ કે પ્રથમ આપણા દેશમાં શરૂઆતની કેળવણી વધારવી જોઇએ અને બધાં માણસો વાંચતાં લખતાં થાય એમ કરવું જોઇએ. એ માટે દરેક માણસોએ ખાસ ફરજ તરીકે પોતાનાં છોકરાંઓને ભણાવવાં જોઇએ

અને જેનાથી બની શકે તેણે પોતાને ખરચે નવી નવી સ્કૂલો ખોલવી જોઇએ. જેનાથી બની શકે તેણે ગરીબ લોકોને મફત ભણાવવા બહાર પડવું જોઇએ. જેનાથી બની શકે તેણે આવી ગરીબ સ્કૂલોને પુસ્તકો, ન્યુસપેપરો વગેરેની મદદ કરવી જોઇએ. જેનાથી બની શકે તેણે વિદ્યાર્થીઓને સ્કૅાલરશીપો આપવી જોઇએ. જેનાથી બની શકે તેણે ગરીબ ખેડુતો અને જુવાન મજુરો તથા કારીગરોને માટે રાત્રિની શાળાઓ કાઢવી જોઇએ. જેનાથી બની શકે તેણે સ્ત્રીઓને માટે બપોરની શાળાઓ કાઢવી જોઇએ. જેનાથી બની શકે તેણે પોતાનાં મકાનો આવાં શુભ કામોમાં વાપરવા સારૂ આપવાં જોઇએ. જેનાથી બની શકે તેણે આવાં પરમાર્થનાં કામો ઉપર દેખરેખ રાખવી જોઇએ અને તેમાં સુધારો વધારો થાય તેમ કરવું જોઇએ. જેનાથી બની શકે તેણે આવાં ભલાં કામોને ઉત્તેજન આપવામાં ને મદદ કરવામાં પોતાનો લાગવગ વાપરવો જોઇએ. જેનાથી બની શકે તેણે આવાં ઇશ્વરને વહાલાં દેશહિતનાં કામોમાં પોતાની જીંદગી અર્પણ કરવી જોઇએ. એ પછી સાંસારિક, ધાર્મિક અને રાજદ્વારી બાબતોમાં આગળ વધેલાં છુટા વિચારનાં છાપાં તથા ચોપડીઓ લોકોને હમેશાં છુટથી વાંચવા મળે એવા ઉપાયો કરવા જોઇએ. દરેક ગામે ગામમાં પોતાના અને પોતાના દેશના કલ્યાણના વિચારો કરવા માટે મંડળીઓ સ્થાપવી જોઇએ. એ મંડળીઓએ પોતાના પ્રાંતમાં કે પોતાના જીલ્લામાં જે સ્વદેશી હીલચાલ કરનારી કે રાજદ્વારી હીલચાલ કરનારી નામીચા આબરૂદાર વિદ્વાનો અને આગેવાન ગૃહસ્થોની મંડળી હોય તે મંડળીઓની મદદમાં રહીને અને પોતાના ગામના લોકોને પસંદ આવતા હોય તો એ મંડળીઓના સિદ્ધાંતોને માન આપીને તે પ્રમાણે વર્તવાને સૌ લોકોએ પ્રયત્ન કરવો જોઇએ. એવી મોટી મંડળીઓએ પ્રાંતિક કૅાન્ફરન્સ

કે નેશનલ કોંગ્રેસ જેવાં મોભાદાર આગેવાન મંડળની મદદમાં રહેવું જોઇએ. દરેક ગામડાંઓની મંડળીએ પોતપોતાને અનુકૂળ હોય તે દિવસોએ દર મહિનામાં ઓછામાં ઓછી બે વખત સભા ભરવી જોઇએ; ત્યાં પોતાને, પોતાના ગામને તથા પોતાના દેશને ફાયદો કેમ થાય એ બાબતના વિચાર કરવા જોઇએ. પોતાની ને પોતાના ગામની ઉપજ કેમ વધે? પોતાના ગામમાં હમણાં શું શું જાતનાં દુઃખ છે? એ દુઃખો કેમ મટી શકે? પ્રથમ પચાસ વરસ ઉપર લોકોને સરકારી કરના કેટલા પૈસા ભરવા પડતા હતા, એ પછી પચીસ વરસ ઉપર કરના કેટલા પૈસા ભરવા પડતા હતા, એ પછી દસ વરસ ઉપર કરના કેટલા પૈસા ભરવા પડતા હતા અને હમણા કરના કેટલા પેસા ભરવા પડે છે, એ બધી બાબતોનો વિચાર કરવો જોઇએ. પ્રથમ આપણા ગામમાં કેવી કેવી જાતના કયા કયા હુન્નરો હતા અને હવે એ હુન્નરો કેમ નાશ પામ્યા તથા ફરીથી હવેના વખતમાં એને બદલે બીજા કયા નવા હુન્નરો કે ખેતીવાડીના કયા નવા પાકો દાખલ કરી શકીએ તેમ છીએ, તેનો વિચાર કરવો જોઇએ. દુનિયાના બીજા સુધરેલા દેશોમાં લોકો ઉપર કેમ રાજ્ય ચલાવવામાં આવે છે ને આપણી ઉપર કેમ રાજ્ય ચલાવવામાં આવે છે, દુનિયાંના બીજા લોકોને કેટલા ટકા રાજ્યના કર ભરવા પડે છે ને આપણને કેટલા ટકા કર ભરવા પડે છે અને સુધરેલા લોકો કેટલા હકો ભોગવે છે ને આપણે કેટલા હકો ભોગવીએ છીએ, એ બધી બાબતોનો આપણે શાંતિથી એવી સભાઓમાં વિચાર કરવો જોઇએ. આપણા ભલા સારૂ આપણા દેશના કે પરદેશના જે જે સદ્દગૃહસ્થો પોતાના સ્વાર્થનો ભોગ આપીને ન્યાયની રીતે લડત ચલાવતા હોય તેઓની મદદમાં આપણે રહેવું જોઇએ, તેઓને માન આપવું જોઇએ, તેમને પગલે ચાલવું જોઇએ અને દેશનાં કલ્યાણની

ભલી યોજનાઓમાં આપણે વૉલંટીયર થવું જોઇએ. છેલ્લાં પચીસ વરસોમાં આપણાં ગામડાંઓમાં કઈ જાતના નવા કરો દાખલ થયા તથા કઈ કઈ જાતના કરો ઓછા થયા અને આપણને ફાયદો થાય તેવા કયા કયા કાયદા થયા તથા આપણને નુકશાન થાય તેવા કયા કયા કાયદા થયા, એ બધી બાબતો ઉપર આપણે એ સભાઓમાં ન્યાયની રીતે વિચાર કરવો જોઇએ. પહેલાં અનાજ, ઘી, તેલ, દૂધ, લાકડાં, ઘાસ, ગાય, બળદ વગેરે કેટલું બધું સસ્તું હતું ને હવે એ બધી વસ્તુઓ કેટલી બધી મોંઘી છે તથા એ સોંઘારત ને મોંઘારતનું કારણ શું? પચીસ વરસ ઉપર આપણા ગામની જમીનમાં કેટલું અનાજ પાકતું હતું અને હવે કેટલું અનાજ પાકે છે? એમાં ઘટાડો અથવા વધારો થવાનું કારણ શું? પચીસ વરસ ઉપર આપણા ગામમાં કેટલા રૂપિયાની પરદેશી વસ્તુઓ આવતી હતી અને હાલમાં કેટલા રૂપિયાની પરદેશી વસ્તુઓ આપણા ગામમાં આવે છે? એ બધી બાબતોનો સાચી રીતે ને નિષ્પક્ષપાતપણે વિચાર કરવો ને તેની હકીકતો બહાર પાડવી તથા તે જીલ્લાઓની મોટી મંડળીઓને જણાવવી અને એમાં જે જે સુધારા કરવાની જરૂર લાગે તે કરવા માટે સરકારને અરજી કરવી તથા પરમાર્થી મંડળોની મદદ માગવી, એ ગામડાંઓની મંડળીઓનું કામ છે. આ સિવાય બીજી ઘણીએ જાણવા જેવી ને કરવા જેવી બાબતો હોય છે, પણ એ તો જેમ જેમ એ મંડળીઓ પોતાનું કામ આગળ વધારતી જાય તેમ તેમ તેને સુઝ પડતી જાય છે ને મદદ મળતી જાય છે. કારણ કે કામ કામને શીખવે છે. જ્યારે આવી રીતે કામ લેતાં આપણા લોકો શીખશે અને જ્યારે આટલી બધી રાજદ્વારી જાગૃતિ આપણા લોકોમાં ફેલાશે ત્યારેજ આપણા દેશનું કલ્યાણ થઇ શકશે. માટે અસલના ઋષિઓ જેમ પોતાના મહા બળવાન તપનો તથા સમાધિનો

અલૌકિક આનંદ છોડીને પણ રાજાના તથા લોકોના કલ્યાણ માટે રાજકાજના કામમાં ભાગ લેતા હતા તેમ આપણા સૌ ભાઇઓએ પોતાના દેશની આબાદી સારૂ તથા પોતાના રાજ્યની સલામતી સારૂ પોતાની જીંદગીની ફરજ તરીકે સ્વદેશી હીલચાલમાં તથા રાજદ્વારી હીલચાલમાં પ્રેમપૂર્વક ભાગ લેવો જોઇએ.

## આપણા ધંધા રોજગારની સ્થિતિ.

એ સાંભળીને વામનરાવે કહ્યું કે, પણ એ બધું કરવા માટે વખત જોઇએ ને ધન જોઇએ; તે આપણા દેશમાં કયાં છે? રાતના બાર બાર વાગ્યા સુધી લોકો ઢસડા ઢસડયા કરે છે તો પણ પૂરૂં પેટ ભરાતું નથી, તેમાં વળી રાજદ્વારી ચર્ચા ચલાવવા કયાં જાય? મારા પાડોશમાં સોની રહે છે તે રાતના બાર વાગ્યા સૂધી હથોડા ઠોકયા કરે છે તેથી અમને તો પુરી ઉંઘ પણ આવતી નથી. છતાં તે દરિદ્રી રહે છે. ભીમડા મોચીને હું ઓળખું છું, તે રાતના દસ અગ્યાર બજયા સૂધી જોડા સીવ્યા કરે છે તો પણ દરિદ્રીનો દરિદ્રી છે. અમારા ગામના ધોબી ગામના દરવાજા ઉઘડે તે પહેલાં રાતમાં ત્રણ ચાર વાગ્યામાં ઉઠીને નદીએ કપડાં ધોવા જાય છે તો પણ પેટનું પુરૂં થતું નથી. આપણા વેપારીઓ રાતના બાર બાર વાગ્યા સૂધી દુકાનોમાં કામ કર્યા છે ને નામું માંડયા કરે છે, પણ સરવાયું કહાડે ત્યારે માંડ માંડ પુરૂં કરે છે. આપણા દેશના બધા ખેડુતો ઘણું કરીને બહુજ વહેલા ઉઠીને પોતાના કામ ઉપર લાગી જાય છે તો પણ સદાય કંગાલીયતમાં ને મોટી કરજદારીમાં રહે છે. આપણા દેશના મીલ મજુરો બીજા દેશના કરતાં વધારે કલાકો કામ કરે છે છતાં પણ તેમના પેટનું પુરૂં થતું નથી અને આપણા દેશના વિદ્યાર્થીઓ વહેલા ઉઠીને વાંચે છે, રાતે પણ વાંચે છે અને

રજાના દિવસોમાં પણ વાંચે છે, છતાં પણ તેઓ નમાલાને નમાલાજ રહે છે. તેઓ કાંઇ નવું ઉકાળતા નથી કે નવી શોધો કરતા નથી, પણ રાજ્યની કારકુનગીરી કર્યા કરવામાંજ તેઓના ડહાપણનો છેડો આવી જાય છે. આવી રીતે બધા લોકો માથાકુટ તથા મહેનત કરે છે અને ગજા ઉપરાંત તણાઇ મરે છે, છતાં પણ પેટનું પુરૂં થતું નથી, ત્યાં વળી રાજદ્વારી ચર્ચા ચલાવવા કયાં જાય? એ તો જેને હવા ખાવા જવાનો ને ગપ્પાં મારવાનો વખત મળતો હોય, જેને અઠવાડીયામાં એક બે દિવસની રજા મળતી હોય અને ગરમીની રજા, નાતાલની રજા, જુદી જુદી કોમોના તહેવારોની રજા, વગેરે મળી વરસમાં ચાર છ મહિના જેને રજા મળતી હોય તે નસીબદાર લોકોનાં એ કામ! જેને મમ મમના વાંધા હોય ને જેના ઘરમાં તાવડી તન્નાના કરતી હોય તેનાં એ કામ નથી.

## આપણા ઘર સંસારનું ભોપાળું.

એક તરફ ઘરમાં બ્હેન, દીકરી કે વહુ રંડાપાનું દુઃખ ભોગવતી હોય તેની મનમાં હોળી બળતી હોય, બીજી તરફ ઓરમાં લટકતાં છોકરાંઓની સગાઇ ને લગ્ન કરવાની દોડાદોડી ચાલી રહી હોય, ત્રીજી તરફ આભડછટનાં લફરાંઓ વધ્યાં જતાં હોય, ચોથી તરફ વગર મફતની ધરાર ઉભી કરેલી નાતોની ખટપટોમાં રોકાઇ રહેવું પડતું હોય, પાંચમી તરફ બાઇડીઓના અજ્ઞાનપણાને લીધે વાતં વાતમાં ઘરમાં હુલ્લડો થયા કરતાં હોય, છઠ્ઠી તરફ નવા વિચારમાં ઉછરતા જતા જુવાન ભાઇઓ, દીકરાઓ તથા પાડોશીઓ સાથે મતભેદ ચાલ્યા કરતા હોય, સાતમી તરફ નવા નવા ઢોંગી ગુરૂઓ પોતાની નવી નવી જાળો બીછાવતા જતા હોય, આઠમી તરફ ધંધા રોજગારમાં આગ લાગતી જતી હોય, નવમી તરફ અમલદારોની

સખ્તાઇ વધતી જતી હોય અને દસમી તરફ દેશમાં મોંઘારત, પ્લેગ દુકાળ, ધરતીકંપ વગેરે આફતો વધતી જતી હોય, એવે વખતે તમે કહો છો કે આપણા દેશનાં દરેક માણસોએ રાજદ્વારી બાબતોમાં ધ્યાન આપવું જોઇએ!! પણ જરા વિચાર તો કરો કે રાજદ્વારી બાબતોમાં ધ્યાન આપવા માટે લોકોની પાસે વખતજ ક્યાં છે? અને વખત વિના માણુસ શું કરી શકે?

આ વાત ચાલતી હતી ત્યારે ત્રિવેદીના બીજા બે મિત્રો પાઠક તથા પારેખ ત્યાં આવી ચડયા. તેમણે વામનરાવની ઉપલી વાત સાંભળી, તેથી તેના જવાબમાં પાઠકે કહ્યું કે,

## આપણુને વધારે કલાક કામ કરવું પડે છે તેનાં કારણો.

શું? આપણા લોકોને વખતની ખોટ છે? એ વાત હું માનતો નથી. કારણ કે મારો અનુભવ એવો છે કે આપણા લોકોને વખતની મુદ્દલ કિંમતજ નથી; આપણા લોકોને વખતનો સદુપયોગ કરતાં આવડતોજ નથી; આપણા લોકો વધારે કલાક સુધી અદ્ધાવૈતરૂં કરે છે એમાં શક નથી, પણ એથી તેઓ વધારે કામ કરે છે અથવા વધારે સારૂં કે વધારે ઉપયોગી કામ કરે છે એમ હું માનતો નથી; અને જે રીતે તથા જે હેતુથી કામ કરવું જોઇએ તે રીતે તથા તે હેતુથી આપણા લોકો કામ કરે છે એમ પણ હું માનતો નથી. પણ હું તો પ્રત્યક્ષ રીતે એમ જોઉં છું કે કામ કરવામાં આપણે નિયમિતપણું રાખતા નથી; વળી આપણે ઢીલા રહીએ છીએ ને કામની પછવાડે લાગીને તેનો નિકાલ કરી નાખતા નથી; ઉત્સાહ વિનાના મંદ લાગણીવાળા અને રોતીસુરત જેવા રહીને આપણે પરાણે પરાણે કામ કરીએ છીએ, તેથીજ જલદી આપણા કામનો પાર આવતો નથી. કામની વ્હેંચણી કરતાં આપણુને આવડતી નથી;

આપણા કેટલાક કઢંગા રિવાજોને લીધે આપણે ટાઇમસર કામ ઉપર જઇ શકતા નથી; રજાના દિવસો પાળવા જોઇએ તેનો ચોથો ભાગ પણ આપણે પાળતા નથી અને તેથી નાનાં નાનાં રજાને દિવસે થઇ શકે તેવાં કામો પણ આપણને ખરેખરા કામને વખતે કરવાં પડે છે, તેથી આપણાં કામકાજ લંબાયા કરે છે. દિવસે દિવસે ગુજરાનનાં સાધનો મોંઘાં થતાં જાય છે; આપણા લોકો દિન પ્રતિદિન પરદેશી વસ્તુઓ વાપરવાના શોખીન બનતા જાય છે; અને આપણા અસલના હુન્નરકળાના ધંધાઓ ભાગી પડવાથી ઘણાં માણસો ધંધા રોજગાર વિનાનાં થઇ પડીને તેઓ બીજા થોડા નફાવાળા સાધારણ ધંધાઓમાં પણ ભાગ પડાવે છે; તેથી પણ લોકોની આવક ઓછી થઈ જઇને આપણા લોકોને વધારે કલાક કામ કરવું પડે છે. આવાં બધાં કારણોને લીધે આપણા લોકોમાં લાસરીયાપણું આવી જવાથી આજનું કામ આપણે આજેજ નહિ કરતાં કાલ ઉપર મુલતવી રાખ્યા કરીએ છીએ અને કાલ તો રોજની રોજ આવ્યાજ કરીને કામનો બોજો ખુબ પડે છે, તેથી પણ આપણને વધારે કલાકો કામ કરવું પડે છે. સેંકડો વરસો થયાં આપણે ગુલામગીરીમાં કચરાયા કરીએ છીએ, તેથી આપણું સ્વમાન નાશ પામ્યું છે; આપણી અસલી વિદ્યાઓ નાશ પામી છે; આપણી કમાણી ઓછી થઈ ગઇ છે; આપણે બીકણ બની ગયા છીએ; આપણને આપણા પોતાના બળ ઉપર વિશ્વાસ નથી; આપણે બનાવટી ઉપલક ધર્મોની જાળોમાં બંધાઈ ગયા છીએ અને આપણે દરેક બાબતમાં પોલમપોલ ચલાવવાવાળા થઇ ગયા છીએ. આપણા દેશમાં કેટલીક ખાસ કુદરતી અનુકૂળતાઓ હોવાથી પ્રથમ ખોરાકની જણસો બહુજ સસ્તી મળતી, પાણીની પંચાતી ન હતી, ઝાઝા કર ન હતા, ઝાઝી મોજશોખની વસ્તુઓ ન હતી, લોકો વંશપરંપરાની રૂઢી પ્રમાણે સાદી જીંદગી ગાળતા અને બાપનું ચાલુ કામ

દીકરાને મળતું તેથી કોઇને ઝાઝી ઉપાધિ કરવી પડતી નહિ. દેશમાં સંચાઓ ન હતા ને બધા લોકો હાથે કામ કરતા તેથી દોલતની વ્હેંચણી સરખી રહેતી અને હાલમાં સંચાઓથી જેમ થોડાક શ્રીમંતો ન્યાલ થઈ જાય છે ને લાખો માણસો રખડી પડે છે તેમ આગળ થતું ન હતું. આગળ હરીફાઇ ન હતી, તેથી લોકો શાંતિથી જીંદગી ગાળતા હતા, પરંતુ એ શાંતિનો સદુપયોગ કરવાને બદલે પરાધિનતાને લીધે લોકો આપલપોપલીયા થયા ને પછી આળસુ બન્યા, તેથી લોકોને વખતની કિંમત રહી નહીં, અને તેને લીધે હાલમાં આપણને વધારે વખત સુધી કામ કરવું પડે છે.

## આપણા લોકોની કામ કરવાની રીત તો જરા જુઓ!

બીજા લોકો થોડા કલાક કામ કરે છતાં પણ સમૃદ્ધિવાન રહે અને આપણા લોકો વધારે કલાક કામ કરે છતાં પણ ભુખડી બારસ રહે તેનું કારણ શું? પડયા ઉપર પાટુ મારવી ને દુઃખીને ડામ દેવા એ કાંઇ સારૂં નથી; પણ સત્યને ખાતર કહેવું જોઇએ કે કયો દેશ વધારે આબાદ થઈ શકે? ઘણી જાતની ગુલામગીરીમાં બંધાઇ રહીને ગદ્ધાવૈતરૂં કર્યાં કરનારા નમાલા લોકોનો કે નિયમિતપણે કામ કરવાવાળા મજબુત શરીર તથા મનવાળા લોકોનો? જો આ વાત તમોને ખોટી લાગતી હોય તો એને માટે દૂર શા માટે જવું જોઇએ? દરજીને ઘણી વખત તમે કપડાં સીવવા આપતા હશો, પણ કોઇ દિવસે તેણે વાયદાસર તમોને કપડાં આપ્યાં છે? મોચીને ત્યાં જોડાને થીગડું દેવરાવા સારૂ તમે જાઓ ત્યારે મોચી દોરો વણવા મંડશે, પણ આખો દહાડો નવરો બેઠો રહ્યો હોય તોપણ તે અગાઉથી દોરો તૈયાર નહી કરી રાખે. હજામ પાસે હજામત કરાવવા બેસો ત્યાં પણ એમજ. એજ વખતે તેને અસ્રો ઘસવાનું સુઝે

ને પા કલાક સુધી આપણને બેસાડી મૂકે; પણ તે નવરો હોય છતાં પણ કોઈ દિવસ અગાઉથી અસ્રો સાફ કરી રાખે નહીં. સોનીને ત્યાં કાંઇ ભાગ્યું તૂટ્યું સમું કરાવવા જાઓ તો ત્યાં પણ એમજ. સમાણી, કાનસ કે જતરડો પાડોશીને આપ્યો હોય ત્યાંથી મંગાવે ત્યારેજ કામ થાય અને એ આપ્યે બે ચાર દહાડા થઇ ગયા હોય તોપણ અગાઉથી મંગાવી નહિ રાખતાં કોઇ કામ લઇને જાય ત્યારેજ–તેને ખોટી કર્યા પછીજ તેને મંગાવવાનું સૂઝે. ગામડાંઓમાં બળદ ગાડી ભાડે કરવા જાઓ તો નીકળવાનો વખત થાય ત્યારેજ ગાડીવાળાને ગાડી ઉંજવાનું સૂઝે અને ત્યાં સુધી તે બેઠો બેઠો ગપ્પા માર્યા કરે કે હુકકો પીયા કરે ને પાછળથી જવા ટાણે અરધો કલાક ખોટી કરે, પણ અગાઉથી ગાડી સરખી કરી રાખે નહિ. કોઇ વેપારીને ત્યાં કાંઇ માલ લેવા જઇએ તો ખોટે ખોટા ભાવો બતાવે, તેથી તાણી તોડીને ભાવ નક્કી કરવામાં ઘણો વખત ગુમાવી દેવો પડે, પણ જે ભાવે માલ આપવો હોય તેજ ભાવ તેઓ પ્રથમથીજ કહે નહિ. કોઇ સુતારને ત્યાં કાંઇ કામ લઇને જાઓ તો તમે ત્યાં ગયા પછીજ તે પોતાનું કરવત કે રંદો ઘસવા બેસે, પણ અગાઉથી તે સાફ કરી રાખે નહિ. કોઇ લુહારને ત્યાં કોદાળીનું પાનું કઢાવવા કે સાંકળ નકુચો લેવા જાઓ તો તમે જઇને ત્યાં ઘણીવાર બેસો તે પછીજ તે પોતાને ઘેરથી કોલસાનો સુડલો મંગાવે અથવા એ વખતે બજારમાં લોઢાનો સળીઓ કે ગજવેલનો કટકો લેવા જાય, પણ ધરાર અગાઉથી તૈયારી ન રાખે. કોઇ કડીયાને રોજે બોલાવો તો છીણી, હથોડો, ઓળંબો, કુહાડો, ચુનારકું ને ગજ એટલાંજ વાનાં લઇને તેને આવવાનું હોય અને એ તો રોજનું કામ છે, છતાં તેમાંથી પણ એકાદ વાનું લાવવાનું ભૂલી જાય અને તે લેવા માટે પાછળથી માણસ મોકલે કે પોતે જાય અને એટલો વખત ફોગટની વાર લગાડે. સેંકડે

પોણોસો ટકા આમ બન્યા વિના રહે નહિ. આવી રીતે આપણા લોકોના દરેક જાતના કામોમાં અધુરાપણું, ઢીલાપણું, "હોતી હૈં, ચલતી હૈં" એવું ખાતું, કામચલાઉ ખાતું, રફખાતું, લાસરીયાપણું અને વિના કારણ એક કલાકના કામમાં ત્રણ કલાક કાઢી નાખીએ એવું ખાતું છે. કારણ કે આપણા લોકોને વખતની કિંમત નથી, તેથી આપણને બીજા દેશોના લોકો કરતાં વધારે વખત સુધી કામ કરવું પડે છે.

## આપણા કારીગરોનાં ઓજારો.

બીજું આપણા કારીગરોની પાસે કામ કરવાનાં ઓજારો સારાં હોતાં નથી અને આપણા લોકોની પાસે કામ કરવાનાં સાધનો સારાં નથી, તેથી પણ કામ કરવામાં આપણને વધારે વાર લાગે છે. મારો અસ્રો સારો હોય તો હું બે ત્રણ મિનીટમાં મારી હજામત કરી શકું છું, પણ જો અસ્રો ખરાબ હોય ને વચમાં વચમાં વારે વારે ઘસવો પડતો હોય તો એની એજ હજામત કરતાં અર્ધો પોણો કલાક નીકળી જાય. સારા કરવતથી જે લાકડું અર્ધા કલાકમાં વ્હેરી શકાય તેજ લાકડાને ખરાબ કરવતથી વ્હેરતાં એથી બમણો ત્રમણો વખત જોઇએ છે. આવી રીતે હથિયારોના સુધારાથી પણ કામ કરવાના વખતમાં બહુ ફેર પડી જાય છે; છતાં પણ અફસોસ કે કામ કરવાના ઓજારોના સુધારાની બાબતમાં પણ આપણા લોકો બહુજ પાછળ છે. હજારો વરસ ઉપર જે હથિયાર ચાલતાં તેજ ઢંગમાં હથિયારો હજી પણ આપણા લોકો વાપરે છે, તેથી દુનિયાના બીજા લોકોના પ્રમાણમાં આપણે જલદી કામ કરી શકતા નથી. જેમકે, બળદથી ચાલતાં આપણાં જુનાં હળો ત્રણ ચાર ઈંચ જમીનમાં ઉડાં ઉતરી શકે છે, તેથી ઘણી ઉંડી જમીન ખોદી

શકાતી નથી, એટલે તેમાં વાવેલી ચીજોનાં મૂળીયાં ઉડાં જઇ શકતાં નથી; તેમજ એવી ઉપરછરી ખેડાએલી જમીનમાં જે ખાતર નાંખવામાં આવે તે ખાતર ઉપરનું ઉપર રહે છે, તેથી બહારની ગરમી તથા હવાને લીધે તેનો રસકસ જલદી ઉડી જાય છે તેથી પાક ઓછો થાય છે. એને બદલે હાલમાં યૂરોપ અમેરિકામાં વરાળ યંત્રથી હળ ચાલે છે. તે હળની કોશ આપણા જુનાં હળો કરતાં ત્રણ ગણી વધારે જમીનમાં ઉંડી ઉતરી શકે છે. તેથી અનાજનાં મૂળીયાં બહુ ઉંડાં જઇ શકે છે અને ખાતર પાણીનો કસ ઘણો રહી શકે છે, એટલે આપણે ત્યાં એક એકર જમીનમાં જેટલો પાક થાય તે કરતાં તેટલીજ જમીનમાં ત્યાં એવડો ત્રેવડો પાક થઇ શકે છે. આ હળની બાબત તમોને બહુ દૂરની લાગતી હોય તો આપણા ગામડાંના કારીગરોનાં હથિયાર તપાસો. તમારી ખાત્રી થશે કે ગામડાંના હજામ કરતાં શહેરના હજામ પાસે વધારે સારા અસ્રા હોય છે, તેથી તે ગામડાંના હજામોના પ્રમાણમાં વધારે હજામત કરી શકે છે. ગામડાંના સુતારનાં ઓજારો કરતાં શહેરના સુતાર પાસે વધારે સારાં ઓજારો હોય છે, તેથી તેને ગામડાંના સુતારો કરતાં ઓછી મહેનત પડે છે. ગામડાંના સોની પાસે જે હથિયારો હોય તે કરતાં શહેરના સોની પાસે વધારે નાજુક ને વધારે સારાં હથિયારો હોય છે, તેથી ગામડાંના સોની કરતાં શહેરના સોની વધારે નકસી બનાવી શકે છે અને વધારે મજૂરી મેળવી શકે છે. આવીજ રીતે આપણા શહેરોના કારીગરો પાસે જે સાધનો છે તે કરતાં પણ યૂરોપ અમેરિકા વગેરે દેશોના લોકો પાસે વધારે સારાં સાધનો છે, એટલે તે લોકો થોડી મહેનતે ઘણું કામ કરી શકે છે, અને થોડો વખત કામ કરે તો પણ તેઓને જરૂર જેટલો નફો મળી શકે છે, તેથી થોડા કલાકો કામ કરવાનું તેઓને પાલવી શકે છે,

પણ આપણી પાસે એવાં સારાં સાધનો નથી તેથી આપણને વધારે કલાકો સુધી કામ કરવું પડે છે.

## વિલાયતના ને અહીંના મજુરોની સરખામણી.

આ બાબતનો વધારે ખુલાસો સમજવા સારૂ વિલાયતની મીલના કામદારોના તથા આપણા દેશની મીલોના કામદારોના કામની હકીકત તપાસો, એટલે તમારી ખાત્રી થઇ જશે કે સુધરેલા દેશના હોશયાર માણસો થોડા વખતમાં કેટલું બધું કામ કરે છે અને આપણા દેશના નમાલાં રોતીસુરત અજ્ઞાન માણસો ઘણા વખતમાં પણ કેટલું થોડું કામ કરે છે. એ માટે એક અનુભવી દેશદાઝુ વિદ્વાન લખે છે કે,

+ "આપણા દેશના મજૂર વર્ગના લોકો બહુ અજ્ઞાન અને કામ કરવામાં બેદરકાર છે અને સંચાઓ વાપરવાની તેઓમાં જોઇએ તેવી આવડત નથી, તેથી વિલાયતની મીલો કરતાં આપણા દેશની મીલોમાં સરેરાસ છ ગણાં વધારે માણસો રાખવાં પડે છે. જેમકે વિલાયતમાં એક હજાર સ્પીન્ડલો ચલાવવા સારૂ ચાર માણસો રાખે છે અને હિંદુસ્થાનની મીલોમાં એક હજાર સ્પીંન્ડલો ચલાવવા સારૂ અઠ્ઠાવીસ માણસોને રોકવાં પડે છે. આવી રીતે સુતર કાંતવાના ખાતામાં વિલાયતની મીલો કરતાં આપણા દેશની મીલોમાં પાંચથી નવગણાં વધારે માણસો રાખવાં પડે છે અને વીવીંગ ખાતામાં એટલે કે કાપડ વણવાના ખાતામાં વીલાયતની મીલો કરતાં આપણા દેશની મીલોમાં ત્રણ ગણાં વધારે માણસો રાખવાં પડે છે."

આ સિવાય વિલાયતમાં ઓજારો સારાં હોય છે, આસપાસનાં સાધનો સારાં હોય છે, હુન્નરકળાના કામમાં લોકો ટેવાઇ ગએલા

+ આ હકીકત ઇન્ડીયન ટેક્સટાઇલ જરનલની ગુજરાતી આવૃત્તિ ઉપરથી લીધેલી છે.

હોય છે, નિયમિતપણે કામ કરનારા હોય છે, સંચાઓની ખુબી તથા ખામી સમજી જાય તેવા હોય છે અને બીજી પણ ઘણી બાબતોમાં બહુ ધ્યાન આપીને હોશિયારીથી કામ કરનારા હોય છે. એ સિવાય તેઓનાં શરીર ખાસ મજબુત હોય છે, તેથી તેઓ થોડા વખતમાં જેટલો માલ તૈયાર કરી શકે તેટલો માલ ઘણા વખતમાં પણ આપણા લોકો કાઢી શકતા નથી, એ માટે પણ ઉપલોજ લેખક લખે છે કે,

"હિંદના મજુરો કરતાં વિલાયતના મજુરો સેંકડે ચાલીસ ટકા વધારે મહેનત કરે છે, એટલુંજ નહીં પણ વિલાયતના મજૂરો એક લુમ ઉપર એક કલાકમાં છ વાર કાપડ વણી શકે છે અને હિંદના મજૂરો એક કલાકમાં એક લુમ ઉપર પોણાચાર વાર કાપડ વણી શકે છે. આવી રીતે વિલાયતમાં એક કામદાર એક લુમ ઉપરથી એક અઠવાડીયામાં સાતસો અડસઠ વાર કાપડ ઉતારે છે ને હિંદમાં એક કામદાર એટલીજ મુદતમાં બસો ચાલીસ વાર કાપડ તૈયાર કરે છે. એટલે કે આપણા દેશના મજુરો કરતાં વિલાયતના મજુરો ૩–૧૧ ગણું વધારે કામ કરે છે."

"આ સિવાય બીજો એ પણ હિસાબ કહાડેલો છે કે વિલાયતમાં એક લુમમાંથી એક મજુર દર અઠવાડીએ એકસો એકાશી રતલ માલ કાઢે છે ને હિંદમાં એટલીજ મુદતમાં એક મજુર ચોસઠ રતલ માલ કાઢે છે. એટલે કે હિંદના મજુરો કરતાં વિલાયતના મજુરો ૨–૮૮ ગણો વધારે માલ કાઢે છે. વળી આ પણ બહુ ચોકસ રીતે ગણત્રી થએલી છે કે વિલાયતમાં દરેક કામદાર દીઠ સરેરાસ ૭૭૩૬ રતલ માલ તૈયાર થાય છે ને તે બારીક કુમાસનો માલ હોય છે, ત્યારે હિંદમાં દરેક કામદાર દીઠ સરેરાસ ચાર હજાર રતલ માલ તૈયાર થાય છે અને તે જાડો માલ હોય છે."

હવે વિચાર કરો કે જે કારખાનાંઓ થોડા માણસોથી ચાલી શકે અને તેમ છતાં પણ વધારે માલ તૈયાર કરી શકે તેનું પરિણામ શું? એનું પરિણામ એજ કે એવાં હોશિયાર માણસોને ઘણો વધારે રોજ મળી શકે છે અને તેથી હિંદી મજુરને એક કલાકનો સરેરાશ સાત પાઇ પગાર મળે છે ત્યારે વિલાયતના મજુરને એક કલાકનો અઠાવન પાઈ પગાર મળે છે. ટુંકામાં એજ કે આપણા દેશના મીલ મજુરોને સરેરાસ મહીને તેર રૂપીયા પગાર મળે છે અને વિલાયતની મીલોમાં ત્યાંના મજુરોંને દર મહીને સરેરાસ સીતેર રૂપીયા પગાર મળે છે.

હવે વિચાર કરો કે જ્યાં આવી મોટી કમાણી હોય ત્યાંના લોકો થોડા કલાક કામ કરે ને બાકીનો વખત કુટુંબ મંડળમાં, વિદ્યાભ્યાસમાં, નવા નવા શોધખોળમાં કે નિર્દોષ રમત ગમતમાં કાઢે તેમાં નવાઇ શું? અને જે લોકો અજ્ઞાન હોય, નિર્બળ હોય તથા બહુજ ઓછી આવકવાળા હોય તેઓને વધારે કલાકો કામ કરવું પડે તેમાં પણ શું નવાઇ? અને તેથીજ વિલાયતની મીલોમાં ત્યાંના મજુરો અઠવાડીયામાં સાડીપંચાવન કલાક કામ કરે છે ને આપણા દેશમાં મીલ મજુરોને અઠવાડીયામાં એંસી કલાક કામ કરવું પડે છે. આજ પ્રમાણે એક વરસમાં વિલાયતના મીલ મજૂરો બે હજાર સાતસો પંચોતેર કલાક કામ કરે છે અને આપણા દેશના મીલ મજૂરો એક વરસમાં ચાર હજાર એકસો ને વીસ કલાક કામ કરે છે.

## વેપારમાં પરદેશીઓની ઉપર ફાવી શકીએ તેનાં કારણો.

આપણા લોકોને ઘણા કલાકો સુધી ગદ્ધાવૈતરૂં કરવું પડે છે તેનું બીજું એક મુખ્ય કારણ એ છે કે, સ્વદેશી, સસ્તી ને ટકાઉ

વસ્તુઓ તજી દઇને તેને બદલે પરદેશી, મોંઘી ને તકલાદી વસ્તુઓ આપણે વાપરીએ છીએ. વિલાયતના લોકો સંચા બનાવવામાં તથા સંચા ચલાવવામાં આપણા કરતાં બહુ હોશિયાર છે અને ત્યાંના કારીગરોનાં ઓજારો ઘણાંજ સારાં છે તેથી તેઓ થોડા વખતમાં ઘણું વધારે કામ કરી શકે છે એ વાત સાચી, પણ તેમ છતાં ત્યાં બધી વસ્તુઓ બહુજ મોંઘી હોય છે, કારણ કે કાચી વસ્તુઓ પરદેશથી ત્યાં જાય ત્યારેજ તેઓનું ટટ્ટુ ચાલી શકે છે, અને તેથી ત્યાંથી માલ તૈયાર થઇને પાછો અહીં આવે ત્યારે તેની ઉપર જકાત અને ભાડાનું એવડું ખરચ ચડી જાય છે, તેથી તેઓની બહુ હોશિયારીને ઘણીજ ચતુરાઇ છતાં પણ તેઓનો માલ હમેશાં બહુ મોંઘો હોય છે. વળી આપણા લોકોને જેમ મીઠાની મોંઘારતને લીધે અથાણા વિનાનો રોટલો ખાઇને પણ ચલાવી લેતાં આવડે છે, અને એક ટંક ખાઇને પણ નભાવી લે છે તેમ એ લોકો રહી શકતા નથી. તેઓને તો બહુજ સગવડો ને ઠાઠમાઠ જોઇએ છે, તેથી તેઓનાં દરેક કામ બહુ ખરચાળ હોય છે. એ લોકોના જેટલા હાલમાં આપણા લોકો હોશિયાર નથી, છતાં પણ આપણા લોકોને કરકસરથી રહેતાં આવડે છે, તેથી આપણને દરેક બાબતમાં બહુજ ઓછું ખરચ લાગે છે, એટલુંજ નહીં પણ બધી જાતનો કાચો માલ આપણા દેશમાંજ તૈયાર હોય છે, તેથી પણ ઘણી જાતના ધંધામાં આપણે બહુજ સહેલાઇથી ફાવી શકીએ તેમ છીએ. તે માટે એક અનુભવી લેખક લખે છે કે,

એક વાર કાપડ બનાવવા પાછળ વિલાયતમાં પાંચ પાઇ ખરચ લાગે છે અને આપણા દેશમાં એક વાર કાપડ બનાવતાં સવા બે પાઇ ખર્ચ લાગે છે. આજ પ્રમાણે વિલાયતમાં એક રતલ કાપડ બનાવતાં વીસ પાઇ ખર્ચ લાગે છે અને આપણા દેશમાં એક રતલ કાપડ

બનાવતાં નવ પાઇ ખર્ચ લાગે છે.

અફસોસ કે તેમ છતાં દર વરસે કરોડો રૂપીયાનું પરદેશી કાપડ આપણા દેશમાં આવે છે!! તેથીજ આપણા બાર વાગી જાય છે, તેથીજ આપણી દોલત પરદેશ ધસડાતી જાય છે, અને તેથીજ—પરદેશી ચીજો વાપરવાથીજ—આપણને વધારે કલાકો સુધી ગદ્ધા-વૈતરૂં કરવું પડે છે. માટે જો સુખી થવું હોય તો એવી પરદેશી વસ્તુઓ ન વાપરવી જોઇએ અને સ્વદેશી વસ્તુઓજ વાપરવી જોઇએ. થોડાં વરસો ઉપર દેશીરાજ્યોમાં બધી જાતના કારીગરોને વેઠે પકડી જવાનો અને તેઓની પાસે મફત કામ કરાવવાનો રિવાજ હતો. હવે વિચાર કરો કે જે માણસોની સ્વતંત્રતાનો આવી રીતે નાશ થાય અને જાનવરોની પેઠે જોર જુલમથી માણસોને પકડી લેવાય તથા તેઓની મહેનતનો બદલો મળે નહીં તે લોકો ઇમાનદારીથી કામ કરે ખરા કે? એ તો વેઠીયા વેઠ જેવુંજ થાય. અને એ વેઠની ટેવ જ્યારે વંશપરંપરા ઉતરે ત્યારે આખા દેશની પ્રજા ઉપર તેની બહુ માઠી અસર થાય છે. આવી રીતે રાજ્યોના જુલમથી પ્રજા પોલમપોલવાળી ને નમાલી થઇ જાય છે; એટલે તેઓને વધારે વખત સુધી કામ કરવું પડે છે.

આવી રીતે થોડા વરસો ઉપર દેશી રાજ્યોમાં જેમ વેઠને લીધે લોકો નમાલા બનતા ને તેઓને વધારે વખત કામ કરવું પડતું તેમ હવેના વખતમાં વેઠ નથી, પણ તેને બદલે રાજ્યના કરના બોજા બહુ વધી ગએલા છે, તેથી એ કર ભરવા સારૂજ લોકોને વધારે કલાકો સુધી કામ કરવું પડે છે, અને વધારે કલાકો સુધી કામ કરવાને લીધે તેઓ બીજાં વધારે સારાં કામો કરવામાં ધ્યાન આપી શકતા નથી, તેથી તેઓ પાછળ રહી જાય છે.

## આપણી કઢંગી રૂઢીયોથી થતી ખરાબી.

જેમ રાજદ્વારી કારણોને લીધે પ્રજા નમાલી થઈ જાય છે તેમ કેટલાક બુરા રિવાજોને લીધે પણ આપણો ઘણો વખત નકામો જાય છે અને તેથી પણ પ્રજા પાછળ પડી જાય છે. જેમ કે, આપણા લોકોના મરણ તથા લગ્નના રિવાજોમાં શાસ્ત્રમાં ન કહેલી હોય તેવી ઘણીએ ખોટી રૂઢીયો ઘુસી ગએલી છે, તેથી આપણા લોકોના ઘણા દહાડા સાવ ફોગટમાં જાય છે. માટે જો આપણે ધારીએ તો એમાંથી પણ ઘણો વખત બચાવી શકીએ તેમ છીએ. આવી રીતે આપણી ઘર સંસારી દરેક બાબતોમાં જોઇએ તે કરતાં બહુજ વધારે લફરાંઓ વધી ગએલાં છે, દરેક બાબતોમાં પોલમપોલ ઘૂસી ગએલી છે, દરેક બાબતોમાં ઘણોજ નકામો ટાઇમ ચાલ્યો જાય છે, દરેક બાબતોમાં અસલના ઉંચા હેતુઓ બદલાઇ ગયા છે અને "સાપ ગયા ને લીસોટા રહ્યા" જેવું થઇ ગયું છે, તેથી આપણે જાણે આપણું અંતઃકરણ વેચી નાખ્યું હોય ને દોરી સંચાનાં પુતળાં બની ગયા હોય તેમ રિવાજોના ગુલામ બની ગયા છીએ. માટે હવે તો આપણે એથી ચેતવું જોઇએ અને આપણા સાંસારિક ને ધાર્મિક રિવાજોમાં વખતનો સદ્દઉપયોગ થાય તેમ કરવું જોઇએ. કારણ કે જે વખતને આપણે સાવ નકામો અથવા જેમ તેમ ગુમાવી નાખીએ છીએ તે

## વખત એટલે શું?

એ તમને ખબર છે? અમારા માસ્તર કહેતા કે, વખત એટલે જીંદગી. વખત એટલે આ સંસારમાં આપણને જે ઉત્તમમાં ઉત્તમ અલૌકિક વસ્તુ મળી શકતી હોય તે. વખત એટલે આખી દુનિયાની દોલત આપી દેવા છતાં પણ જે ન મળી શકે એવી મહાન કિંમતી

વસ્તુ. વખત એટલે પુરૂષાર્થ કરવાનું મેદાન. વખત એટલે જીવાત્માને ઉડવાની પાંખો. વખત એટલે મનુષ્યપણાની સાર્થકતા કરવાની તક. વખત એટલે ભવસાગર તરવાનું વહાણ. વખત એટલે જીંદગી સુધારવાની કુંચી. વખત એટલે મનુષ્યોમાં રહેલી મહાન શક્તિયોના રોપાઓને ઉછેરનારૂં પાણી. વખત એટલે જેમાંથી અમરપણું મેળવી શકાય એવું અમૃત. વખત એટલે મનુષ્યોની લાયકાતની પરીક્ષા લેવાની કસોટી. વખત એટલે મન પસંદ ફળો મેળવી લેવાનું કલ્પ-વૃક્ષ. વખત એટલે ઇશ્વરની પાસે જવાની સડક. વખત એટલે અદ્-ભુત શક્તિવાળા જ્ઞાનને ખીલવનારો સૂરજ. વખત એટલે દેવ બન-વાની તક; અને વખત એટલે ઇશ્વરની કૃપા. માટે વખત ખોઇ નાખવો એ ઇશ્વરની કૃપા અને બીજી ઉપર કહી તે સર્વ વસ્તુઓ ખોઇ નાખવા જેવું છે. એટલુંજ નહીં પણ આપણા શાસ્ત્રમાં તો એમ પણ કહેલું છે કે ભગવાન કાળ સ્વરૂપ છે, એટલે કે વખત એજ ભગવાન છે, અથવા વખત એ પણ ભગવાનનું એક રૂપ છે, માટે વખત ખોઇ નાખવો એ ખુદ ઇશ્વરને પણ ખોઇ નાખવા જેવું છે. આમ છતાં જુઓ તો ખરા કે આપણે સા કેટલો નકામો બધો વખત ગુમાવી નાખીએ છીએ તથા કેટલા બધા વખતનો દુરૂપયોગ કરીએ છીએ અને એમ કરીને કેટલા બધા નમાલા બની જઇએ છીએ? એટલુંજ નહીં પણ આવા અમૂલ્ય વખતને, આવા અલૌ-કિક વખતને, આવા જીંદગીની સાર્થકતા કરનારા વખતને, આવા આત્માને તેનું અમરપણું અપાવનારા વખતને, આવા મનુષ્યને દેવ બનાવનારા વખતને, આવા ઇશ્વરના વહાલા વખતને અને આવા ઇશ્વરની નજીક લઇ જનારા વખતને આપણા લોકો કેવી ખરાબ રીતે ગુમાવે છે, એ જો તમે બરાબર રીતે જાણો તો તમોને ત્રાસ લાગ્યા વિના રહે નહીં. આમાં કાંઇ પણ છુપાવવા જેવું નથી, એ તો

જાહેર વાત છે, છતાં પણ જો તમારે મારે મોઢેથી એના થોડાક દાખલા જાણવા હોય તો સાંભળો.

## આપણા દેશમાં થતો વખતનો દુરૂપયોગ.

કોઇપણ જાતનો ધંધો રોજગાર નથી કરતા એવા આપણા દેશમાં છ કરોડ ભીખારીઓ છે. તેઓ પોતાનો બધો વખત સાવ નકામો અને ઘણો વખત તો ગુન્હા કરવામાંજ કાઢે છે. આપણા દેશમાં માત્ર ચૌદ વરસની અંદરની રાંડેલી એવી દસ લાખ બાળ વિધવાઓ છે અને ત્રીસ વરસની અંદરની રાંડેલી એવી સાઠ લાખ જુવાન વિધવાઓ છે, તે બધી દુઃખીઆરી બાઇઓ રોવા કુટવામાં, હાય અફસોસ કરવામાં, તેમાંથી મોટો ભાગ કાળાં ધોળાં કરવામાં અને આભડવા જવામાંજ પોતાની જીંદગી ખોઇ નાખે છે. આપણા દેશમાં ભિક્ષુક વૃત્તિથીજ પોતાનો નિર્વાહ કરનારા લાખો બ્રાહ્મણો છે. તેઓ પોતાના ગરીબ જજમાનોનું કલ્યાણ (!) કરવા સારૂ ઘેરે ઘેર ને ખેતરે ખેતર રખડી રખડીને તેઓને આશીર્વાદો આપવાનું મહાન (!) કામ કરવામાંજ પોતાની જીંદગી ગુમાવી દે છે; અને તેમ છતાં રોજ રોજ એ જજમાનો બિચારા વધારે ને વધારે કંગાલ થતા જાય છે. વળી સાચી સમજ વિના એવી રીતે બીજાઓને આશીર્વાદ આપી દેવા એ જાણે ઇશ્વરને પણ ન ગમતું હોય તેમ એ ખોટા આશીર્વાદના બદલામાં બ્રાહ્મણોને પણ ઉલટા શ્રાપ મળતા હોય એવી તેઓની બુરી હાલત થતી જાય છે. વળી આપણા દેશના શ્રીમંતો કેવી નકામી રીતે, કેવા ખોટા મોજશોખમાં અને કેવા ઉતરતા પ્રકારના વિચારોમાં તથા વિકારોમાં પોતાનો કેટલો બધો વખત ખોઇ નાખે છે, એ પણ કોઇથી અજાણ્યું નથી. આપણા દેશના જુદા જુદા વાડાના મહંતો, આચાર્યો અને પોતેજ ભગવાન બની ગએલા અડબંગદાસો તથા વંશપરંપરાના ગુરૂ બની બેસીને ધર્મને

એબ લગાડનારા નાલાયક મોજીલા માણુસો કેવી ખરાબ રીતે પોતાનો વખત ગુમાવે છે એ પણ કાંઇ અજાણ્યું નથી. આપણા દેશમાં હજારો અનાથ રખડતાં છોકરાંઓ છે, તે બધાં કેવી ખરાબ રીતે અને કેવી નકામી રીતે પોતાની જીંદગી ગુમાવે છે તે પણ આપણે વિચારવાનું છે; અને આપણા દેશમાં ભીખ માગનારા, અડંગા લગાવનારા, વ્હેમ વધારનારા, અંદર અંદર લડનારા અને ખોટે ખોટી હઠ કરનારા બાવન લાખ લંગોટીયા બાવાઓ છે તથા બાર લાખ ફકીરો છે, તે બધા કેવી મૂર્ખાઇ ભરેલી અને અધમ રીતે પોતાનો વખત ખોઇ નાખે છે, એ જો આપણે વિચારીએ તો આપણને ત્રાસ લાગ્યા વિના રહે નહીં. આ સિવાય આવી બીજી પણ ઘણી બાબતોમાં આપણા લોકો બહુજ નકામો વખત ગુમાવી દે છે, માટેજ આપણા લોકોને વધારે વખત સુધી કામ કરવું પડે છે અને તેમ છતાં દરિદ્રી રહેવું પડે છે. જે દેશમાં આટલાં બધાં માણુસોને પોતાના વખતની કિંમત ન હોય, એટલું જ નહીં પણ જે દેશમાં આટલાં બધાં માણુસો કાંઇપણ ખાસ કામકાજમાં રોકાયા વિના પશુઓની પેઠે પોતાની જીંદગી ગુમાવી દેતાં હોય તે દેશનું સત્યાનાશ વળી જાય અને તે દેશના લોકોની ખાનાખરાબી થઇ જાય એમાં નવાઇ પણ શું છે? જે દેશમાં માત્ર થોડાંકજ માણુસો જીંદગીનો હેતુ સમજીને, વખતની કિંમત સમજીને, પોતાના આત્માનું બળ સમજીને અને પોતાના દેશની તથા પોતાના બંધુઓની સેવા કરવાનો મહાન હેતુ પોતાની નજર આગળ રાખીને પોતાના સ્વાર્થનો ભોગ આપે છે અને જીગરની લાગણીથી કામ કરે છે, તે દેશમાં કાંઇક નવુંજ રૂપ, નવીજ ભભક અને નવોજ જોસ જોવામાં આવે છે. જો દેશમાં આટલાં બધાં નકામાં માણુસો સાચી લાગણીથી કલ્યાણનાં કામો કરવા માંડે તો થોડાજ વખતમાં

કેટલો બધો ફેરફાર થઇ જાય! મને તો એમજ લાગે છે કે જો આટલાં બધાં માણસો પોતાની જીંદગી સુધારતાં શીખે તો એજ વખતે આપણા દેશમાં સોનાનો સૂરજ ઉગવા માંડે. જો એટલાં બધાં માણસો સાચે રસ્તે કામ કરે તો તુરતજ આપણાં બધી જાતનાં બંધનો કપાઇ જાય અને દુનિયામાં આપણો દેશ સૌથી શ્રેષ્ઠ થઇ પડે. માટે જેમ બને તેમ આપણા લોકો પોતાની જીંદગી સુધારતાં શીખે એમ આપણે કરવું જોઇએ.

## કોઇની પાસેથી કાંઈપણ માગવું એ ઘણુંજ ખરાબ છે.

વળી આપણા લોકો માગતાં શરમાતા નથી, તેથી પણ આપણાં કામો નમાલાં રહી જાય છે. કારણ કે માગવામાં શરમ નહીં ને માગેલું સહેલાઇથી મળી જાય એટલે પછી તેઓ વધારે મહેનત શા માટે કરે? તેથી આળસુ બનીને જેમ તેમ ચલાવી લેતાં તેઓ શીખી જાય છે. એક બીજાને મદદ કરવી અને પોતાની ચીજો પોતાના પાડોશીઓને વાપરવા આપવી એ બહુ સારી વાત છે, જરૂરને પ્રસંગે એમ કરવું પડે એમાં કાંઇ ખોટું નથી, પણ હવે તો આખા દેશના લોકોની પ્રકૃતિજ જાણે એવી થઇ ગઇ હોયની કે "માગ્યા વિના ચાલેજ નહીં."

આપણો આત્મા આ જગતમાં કાંઇ માગવા સારૂ આવ્યો નથી, પણ પોતાનાથી જે બની શકે તે કાંઇક પણ બીજાઓને આપવા સારૂ આવેલો છે, તેથીજ જયારે આપણી ખુશીથી આપણે બીજાઓને કાંઇપણ આપીએ ત્યારે આપણા આત્માને આનંદ થાય છે અને જયારે આપણે કોઇની પાસે કાંઇ પણ માગીએ ત્યારે આપણને મનમાં જરા સંકોચ લાગે છે, માગવા માટે મન ઢચુપચુ થાય છે, જરાક ઉંડી ઉંડી દિલગીરી લાગે છે અને માગતી વખત જાણે

આત્માનું બળ ઓછું થઇ જતું હોય એમ લાગે છે. માટે ખાસ કારણ વિના માત્ર પોતાના નજીવા સ્વાર્થને ખાતરજ માણસોએ કદી પણ કોઇની પાસેથી કાંઇ પણ માગવું જોઇએ નહીં. દેશના કલ્યાણને ખાતર કે પરમાર્થને અર્થે માગવું પડે એ જુદી વાત છે, પણ પોતાના ધુળ જેવા સ્વાર્થ સારૂ વાતવાતમાં માગ્યા કરવાની ટેવ રાખવી એ તો ઘણુંજ ખરાબ છે. તેમ છતાં પણ અફસોસ કે આપણા દેશમાં એક હજાર માણસોમાંથી નવસો નવાણું માણસો માગતાં શરમાતાં નથી.

જરા તમારી કલમ આપજો, આજે તમારા ટોપની જરૂર પડશે, આજનું છાપું આપો, તમે જાઓ ત્યારે અમારો કાગળ લઇ જજો, લ્યો આ દોઢીયાંનું શાક લેતા આવજો, વડોદરાની ભલામણ આપો તો બહુ સારૂં, આજે વહેવાઇને જમવાનું કહ્યું છે માટે અમારે ઘેર રસોઇ કરવા આવજો, જરૂરને વખતે કામમાં ન આવે એ સગાં શું કામનાં? આવી આવી જાતની ટેવવાળાં માણસો થઇ ગએલાં છે, તેથી આપણને વધારે કલાકો સુધી કામ કરવું પડે છે અને તેમ છતાં ભૂખે મરવું પડે છે. માટે જો આપણા દેશનું કલ્યાણ કરવું હોય તો આપણા બંધુઓ બહુજ ઉદ્યોગી થઇ શકે એવા ઉપાયો આપણે કરવા જોઇએ, અને તે સારૂ આપણા લોકોમાંથી માગવાની વૃત્તિ ઓછી થાય એમ આપણે કરવું જોઇએ.

## ગુણવાન માણસોની કદર કરો.

આપણા લોકોને વધારે કલાકો સુધી કામ કરવું પડે છે અને તેમ છતાં ભૂખે મરવું પડે છે તેનાં ઉપર લખેલાં સિવાય આ પણ એક મુખ્ય કારણ છે કે, આપણા દેશમાં હાલમાં ગુણી માણસના ગુણની જેવી કદર થવી જોઇએ તેવી કદર થતી નથી, તેથી પણ આપ-

ણને પશ્ચાત પડવું પડે છે. કારણ કે ઇશ્વરની કૃપાથી કોઇ કોઇ માણસોમાં કોઇ કોઇ જાતના મોટા ગુણો આવી જાય છે, પણ એ ગુણોથી એજ વખતે તેઓ કાંઈ માણસ મટીને દેવ બની જતા નથી. તેથી માણસોના કુદરતી સ્વભાવ પ્રમાણે તેઓમાં પણ માન, ધન અને વૈભવો મેળવવાની ઇચ્છા હોય છે, તેમજ ઉંચે દરજ્જે ચ્હડવાની ઇચ્છા હોય છે, એટલુંજ નહીં પણ બીજા સાધારણ માણસોના કરતાં એવા માણસોમાં એ ઇચ્છા ખાસ વધારે હોય છે. કારણ કે પોતાના ગુણના અભિમાનને લીધે એવી બાબતો ઉપર તેઓ પોતાનો વધારે હક સમજે છે, કારણ કે એ કાંઇ એવા મહાત્માઓ નથી કે પોતાના સ્વાર્થનો ભોગ આપીને નિઃસ્પૃહપણે જગતની સેવા કરે. એમ કરવાવાળા ભાગ્યશાળી તો કોઇકજ હોય છે. હવે વિચાર કરો કે ધન, માન તથા બીજી કેટલીક જાતની જે અનુકૂળતાઓ તેઓને જોઇએ છે અને પોતાના ગુણને લીધે તે મેળવવાની તેઓમાં યોગ્યતા પણ છે, છતાં આપણા લોકો એવા ગુણીજનોને મદદ પણ કરતા નથી, અને ઉલટા કેટલાક જણ તો તેઓની મશ્કરી કરે છે ને તેઓની યોજનાઓની સામે થાય છે. આમ થવાથી ઘણાએ ગુણી માણસોનો ઉત્સાહ મંદ પડી જાય છે; અને જેટલા બળથી, જેટલા ઉમંગથી, જેટલી આશાથી અને જેટલી ઉંડી નિષ્ઠાથી કામ કરવું જોઇએ તેવી રીતે તેઓ કામ કરી શકતા નથી. તેથી દેશનું જે ભલું થવું જોઇએ તે થઇ શકતું નથી. માટે જો આપણે આપણી પોતાની, આપણા બંધુઓની અને આપણા દેશની સ્થિતિ સુધારવી હોય તો આપણે આપણા દેશના ગુણવાન માણસોની કદર કરવી જોઇએ. કારણ કે,

## સદ્‌ગુણ એટલે શું ?

એ તમને ખબર છે ? સદ્‌ગુણ એટલે સ્વર્ગનો પ્રકાશ. સદ્‌ગુણ એટલે દેવતાઓનો દિવ્ય અંશ. સદ્‌ગુણ એટલે જગતની ઉન્નતિની

પાંખો. સદ્‍ગુણ એટલે આબાદીની ચાવી. સદ્‍ગુણ એટલે પુરૂષાર્થનું ફળ. સદ્‍ગુણ એટલે અજ્ઞાનીઓને ચમક આપીને આગળ દોરનારો એક જાતનો ચમત્કાર. સદ્‍ગુણ એટલે મનુષ્યની અંદર રહેલી શક્તિઓની ખીલવણી. સદ્‍ગુણ એટલે જગતનું સૌન્દર્ય, સદ્‍ગુણ એટલે આત્મિક બળનો પ્રકાશ; અને સદ્‍ગુણ એટલે ઇશ્વરની કૃપા. માટે ગુણની કદર ન કરવી–ગુણનો લાભ લેવા સારૂ ગુણીની કદર ન કરવી એ ઇશ્વરનું પોતાનું તથા આપણા આત્માનું અપમાન કરવા જેવું છે. પોતાના આત્માનું તથા ઇશ્વરનું અપમાન કરીને કોણ સુખી થઇ શકે તેમ છે? આપણા દેશની અત્યારે જે દુર્દશા છે અને આખો દિવસ હાડમારી ભોગવ્યા છતાં આપણું પૂરૂં પેટ પણ ભરાતું નથી તેનાં ઘણાં કારણોમાં ગુણીજનોની કદર થતી નથી એ પણ એક મુખ્ય કારણ છે. માટે જો આપણે આપણા દેશનું બહુ જલદી ભલું કરવું હોય ને આપણે સુખી થવું હોય તથા આપણી ભવિષ્યની પ્રજાને આબાદ બનાવવી હોય તો જેમ બને તેમ પ્રથમ આપણે આપણા દેશના ગુણી માણસોને ચાહી ચાહીને શોધી તેઓને ખાસ મદદ કરવી જોઇએ.

## ગુણવાનના ગુણોનો લાભ લ્યો.

જેમ કે કોઇની પાસે કોઇ કોઈ જાતના મહા રોગોની સહેલામાં સહેલી રામબાણ દવા હોય છે. કોઇને ઉંચી જાતની કારીગરી આવડે છે. કોઇને શરીર બળ ખીલવતાં આવડે છે. કોઇને વિચારો ખીલવતાં આવડે છે. કોઇને સૌને ગમે તેવું ઉંચી જાતનું લખતાં આવડે છે. કોઇને પ્રજાને જાગૃત કરી શકે તેવાં ભાષણો આપતાં આવડે છે. કોઇ નવી નવી જાતની શોધ કરવામાં કુશળ હોય છે. કોઇ ખેતીવાડીની વિદ્યામાં કુશળ હોય છે. કોઇ પરદેશની

મુસાફરી કરી દેશને લાભ આપી શકે તેવા હોય છે. કોઇ સ્વદેશ પ્રેમનાં કીર્તનો કરીને પ્રજામાં સ્વદેશ પ્રેમ જગાડી શકે તેવા હોય છે. કોઇ નિઃસ્વાર્થપણે ગરીબોની સેવા કરવામાંજ પોતાની જીંદગી અર્પણ કરે તેવા હોય છે, અને બીજા ઘણાએ ઘણી ઘણી જાતના ગુણવાળા હોય છે. પણ તે બધા રોટલાના ટૂકડા સારૂ દુઃખી થાય છે અને તેઓને આશ્રય મળતો નથી તેથી તેઓના મહાન ગુણો કટાઇ જાય છે, દબાઇ જાય છે અને કંગાલીયતપણામાં ખોવાઇ જાય છે. માટે આપણા દેશના કલ્યાણને ખાતર જેમ બને તેમ કાંઇ પણ સ્વાર્થ રાખ્યા વિના એવા ગુણીઓની કદર કરવી એ આપણી પહેલી ફરજ છે. કારણ કે આપણા દેશનાં ગુણી માણસોના ગુણ કરમાઇ જાય એટલે કે તેઓના પુરૂષાર્થનાં ફળ નકામાં જાય, ગુણ કરમાઇ જાય એટલે કે આત્માનું બળ ઓછું થઇ જાય, ગુણ કરમાઇ જાય એટલે કે ઇશ્વરની કૃપા ઢીલી પડી જાય અને ગુણ કરમાઇ જાય એટલે કે ઉન્નતિની પાંખો કપાઇ જાય ત્યારે પછી બાકી રહ્યું શું? માટે ભાઇઓ! યાદ રાખજો કે આપણા દેશના ગુણી માણસોના ગુણની કદર ન થાય ને તેનો લાભ ન લેવાય એથી કાંઇ તે ગુણી માણસોના ગુણોજ કરમાઇ જાય છે, એટલુંજ નથી, પણ ગુણી માણસોના ગુણ કરમાઇ જાય તેની સાથે આપણી શક્તિઓ પણ કરમાઇ જાય છે. ગુણી માણસોના ગુણ દબાઇ જાય તેની સાથે આપણા દેશનું કલ્યાણ પણ દબાઇ જાય છે. ગુણી માણસોના ગુણ બંધનમાં પડયા રહે ત્યાં સુધી દેશની સમસ્ત પ્રજાને ગુલામગીરીમાં રહેવું પડે છે. ગુણી માણસોના ગુણ અંધારામાં રહેશે ત્યાં સુધી દેશમાંથી અજ્ઞાનપણું ખસવાનું નથી. ગુણી માણસોના ગુણ કરમાઇ ગએલા રહેશે ત્યાં સુધી આપણા આખા દેશના લોકોનાં શરીર કરમાઇ ગએલાં રહેશે. ગુણી માણસોના ગુણ ખોવાઇ જશે ત્યાં સુધી આપણું સ્વર્ગ ખોવાઇ

જશે; અને જ્યાં સુધી આપણા દેશના ગુણી માણસોને આશ્રય મળ્યા વિના તેઓના ગુણ મરી જશે ત્યાં સુધી આપણા દેશના લોકોને વગર મોતે મરવું પડશે. માટે જેમ બને તેમ જલદીમાં જલદી અને વધુમાં વધુ ગુણીજનોને મદદ આપી તેમના ગુણોનો દેશને લાભ અપાવો. એ રીતે દેશને લાભ અપાવો ત્યારેજ આપણું અને દેશનું કલ્યાણ થશે. કારણ કે જરા વિચાર તો કરો કે,

## જગતની ઉન્નતિ કોણ કરી શકે ?

મીયાંના ચાંદેચાંદ કરનારા ખુશામતીયાઓ કે ગુણીયો ? ગાડરીયા પ્રવાહની પેઠે ચાલનારા અજ્ઞાનીઓ કે ગુણીયો ? થોડીક બુઢ્ઢી રાંડીરાંડો પાસે બાપદાદાના વખતની રોજની રોજ એનીએ કથા કરનારા જુના વિચારના પંડિતો કે નવી નવી શોધ કરનારા ગુણવાનો ? અને લોકોના હાથ, પગ તથા મન, બુદ્ધિને બાંધી રાખનારા સાંકડા વિચારના એક તરફી દોરવાઇ ગએલા ધર્માંધ ધર્મગુરૂઓ કે પોતાના આત્મિક બળથી જગતને ફાયદો થાય તેવા કુદરતી ગુણોને ખીલવનાર ગુણીજનો ? બોલો, જગતને આગળ વધારનાર કોણ છે ? રેલ્વે કોણે શોધી ? તાર કોણે શોધ્યો ? ફોનોગ્રાફ કોણે શોધ્યું ? આગબોટ કોણે શોધી ? વરાળયંત્ર કોણે શોધ્યાં ? વિજળી કોણે શોધી ? ટેલીફોન કોણે શોધ્યું ? મોટર કોણે શોધી ? બલુનને નિયમિત રીતે ચાલતું કોણ બનાવશે ? જગતને ફાયદો થાય એવી બીજી હજારો જાતની શોધ કોણે કરી ? અને હજી પણ એવી જાતની બીજી ઘણી શોધો કોણ કરશે ? કહો કે ગુણીજનો. માટેજ અમે ગુણીજનોને મદદ કરવાનું કહીએ છીએ. કારણ કે ગુણીજનોના ગુણને લીધેજ દુનિયા આબાદ થાય છે. વળી ગુણીજનોને મનમાનતી મદદ કરીએ ત્યારેજ તેઓના ગુણનો જગતને પૂરેપુરો લાભ મળે છે, માટે આપણે ગુણીજનોને મદદ કરવી જોઇએ.

## ગુણીજનોને મદદ કરી હોય તેનું પરિણામ.

જ્યારે આપણે ગુણીજનોના ગુણની કદર કરતાં શીખીશું ત્યારેજ તુરતજ જોઇ શકીશું કે આપણા દેશમાં નવી રોશની આવતી જાય છે, આપણા શરીરમાં નવું જીવન આવતું જાય છે, આપણા મનમાં નવી સ્થિરતા આવતી જાય છે, આપણી બુદ્ધિમાં નવું બળ આવતું જાય છે, કાંઇક એક જાતના ખાસ જોરથી આપણા આચાર વિચારમાં જલદી જલદી સુધારો થતો જાય છે, અને જાણે આપણને ગમી જાય તેવો ધક્કો મારીને કોઇ આપણને આગળ આગળ વધારતું હોય એમ આપણને લાગે છે. એ પછી થોડાજ વખતમાં આપણે જોઇ શકશું કે આપણા દેશમાં ઘણી જાતની નવી નવી હુન્નરકળાઓ વધી જશે, લોકોને મનમાનતી રોજી મળવા લાગશે, ભીખારી ઓછા થઇ જશે, કોઇ પણ છોકરો ભણ્યા વિના રહેશે નહીં કોઇ પણ માણસ અન્ન ન મળવાથી મરી જશે નહીં, અમલદારોના જુલમો ઓછા થઇ જશે અને લોકોની હંમેશની આવક વધી જશે. હાલમાં આપણે પરદેશી વસ્તુઓ વાપરીએ છીએ, તેથી આપણું ધન પરદેશ ચાલ્યું જાય છે. તેને બદલે જો આપણે ગુણીયોને મદદ આપશું તો થોડાજ વખતમાં આપણા દેશની વસ્તુઓ પરદેશમાં જઇને ત્યાંથી ધનના ઢગલાઓ ખેંચી લાવશે. પછી આસ્ટ્રેલિયા ટ્રાન્સવાલ વગેરે દેશના પરદેશી લોકો આપણો તિરસ્કાર નહીં કરી શકે. આપણા લોકો પારકા ધર્મમાં નહીં વટલી જાય. આપણને રાજ્ય તરફથી જરૂર જેટલા હકો મળી શકશે. આપણે આપણા દુઃખી બંધુઓને મદદ કરી શકશું. પછી આપણે આપણા ઘરસંસારી રિવાજોમાં જલદી જલદી સુધારા કરી શકશું. આપણે આપણો અસલનો પ્રાચીન ઋષિઓનો ઉદાર ધર્મ પાળી

શકશું. રાજ્ય ઉપર પ્રજાના મતની બહુ અસર થઇ શકશે, અને ધીમે ધીમે પ્રજાના મત પ્રમાણે રાજ્ય ચાલશે. પછી લોકોના અંતઃકરણની કોમળ લાગણીઓ ખીલવા માંડશે, આત્મિક શક્તિયો બળવાન થશે અને વિમાનોની મારફત લોકો સ્વર્ગમાં ઉડવા લાગશે. આચારોમાં આખી દુનિયાની સાથે અભેદ રાખશે. બહુજ સૂક્ષ્મ વસ્તુઓ પણ ગ્રહણ કરી શકે એવી ઉત્તમતા ઇંદ્રિયોમાં આવી જશે, અને આખા બ્રહ્માંડમાં ઉડી શકે એવી આપણી બુદ્ધિને બળવાન પાંખો આવશે. તેથી દરેક રીતભાતમાં કાંઇક ખાસ રહસ્ય, દરેક કામમાં કાંઇક ખાસ ભભક, દરેક વિચારમાં કાંઇક ખાસ ઉંડાણ, દરેક વર્તણુંકમાં કાંઇક ખાસ ઉચ્ચ આશય, દરેક બનાવોમાં કાંઇક ખાસ ઉમદા હેતુઓ, દરેક ક્રિયાઓમાં કાંઇક ખાસ નવિનતા, દરેક ચીજોમાં કાંઇક અનુપમ સૌન્દર્ય, દરેક ઇચ્છાઓમાં કાંઇક ખાસ વિશાળતા, અને જીંદગીનાં દરેક કામોમાં તથા જીંદગીની દરેક પળોમાં કોઇક મહાશક્તિની ગેબી મદદનો પ્રત્યક્ષ અનુભવ થયા કરશે. ત્યારે આ સંસારમાં સ્વર્ગ આવી પડશે. એવી ઉત્તમ જીંદગી થાય તેનેજ અમે સ્વર્ગની જીંદગી કહીએ છીએ. વળી સંસારમાં સ્વર્ગ તથા સ્વર્ગની જીંદગી ભોગવ્યા પછીજ મોક્ષના આનંદ ભોગવી શકાય છે; માટે જો મોક્ષની ઇચ્છા હોય તો સંસારમાં સ્વર્ગ બનાવવાની મહેનત કરો તથા સ્વર્ગની જીંદગી ભોગવતાં શીખો. એ બધું વખતનો સદુપયોગ કરવામાંથી તથા દેશની સેવા કરવામાંથી થાય છે. માટે વખતનો સદુપયોગ કરો અને દેશની સેવામાં લાગી જાઓ. દેશની સેવામાં લાગી જાઓ, એમ કહીને મી. પાઠક પાણી પીવા ઉઠયા.

## કામ કરવાનું કયાં છે ?

એ પછી વામનરાવે કહ્યું કે, આપણા લોકોને વખતની ખોટ

નથી એ વાત સાચી, આપણા દેશમાં વખતની કિંમત નથી એ વાત પણ સાચી અને જો આપણે વખતનો રૂડો ઉપયોગ કરીએ તો સ્વર્ગની જીંદગી ભોગવી શકીએ એ વાત પણ સાચી, પણ વખતનો રૂડો ઉપયોગ કરવા માટે કાંઇક કામ જોઇએ અને ધન જોઇએ, તે ક્યાં છે? જ્યોને, હું મારાજ ઘરની વાત કરૂં. મારા બાપાને પેન્શન મળે છે, તેથી તેઓ બે વખત પરસાદ લઇને આખો દહાડો નવરા બેસી રહે છે. બપોરે ખૂબ ઉંઘે છે ને સાંજે તથા રાતે કાંઇ કામકાજ ન હોય તેથી પોતાના જેવા વિચારના માણસોને ભેગા કરી પાટે બેઠા બેઠા નાતોના કજીયાની વાતો કર્યા કરે છે. આજે પાંચ વરસ થયા રોજની રોજ એનીએ કૂટ હું સાંભળ્યા કરૂં છું, પણ પરિણામ કાંઇ આવતું નથી. ઉલટા કજીયા વધતા જાય છે, છતાં પણ એ એમાંને એમાં પડયા રહે છે. કારણ કે માણસને કાંઇક કામ તો જોઇએ? બીજું કાંઇ કામ ન હોય એટલે પછી કરે શું? તેથી નવરા બેઠા બેઠા આખો દહાડો નાતોના કજીયાની વાતો કર્યા કરે છે. મારી બાઇડી મોટા ઘરની છોકરી છે, વળી થોડુંક ઉપર ચોંટીયું ભણેલી પણ છે, તેને કાંઇ છોકરાં છૈયાં થતાં નથી, એટલે એ પણ આખો દહાડો નવરી બેઠી બેઠી પાન પટી ખાયા કરે છે અને વાત વાતમાં જેની તેની સાથે મોઢું મરડયા કરે છે. મારી મા બિચારી ઘરનાં કામકાજનો બધો બોજો ઢસડયા કરે છે અને આ બાઇ સાહેબ વારેવારે ખૂબ સાબુએ મોઢું ધોયા કરે, અરીસામાં જોયા કરે, બાટલીમાંથી દવા પીયા કરે, પાડોશણો સાથે પાને રમ્યા કરે, જેની તેની સાથે મિજાજ બગાડયા કરે, વારેવારે ચાહ પીયા કરે અને એ બધામાંથી નવરી થાય ત્યારે હીંડોળાખાટ ઉપર હીંચકતે હીંચકતે નાટકની ચોપડીઓ લઇને તેમાંથી રાગડા તાણ્યા કરે. કારણ કે મોટાના ઘરની દીકરી, વળી બાઇડાઓને ભણ-

વાનું ભણેલી, એટલે એ તો ઊંટ ને વળી ઉકરડે ચડ્યું, પછી બાકી શું રહે! તેથી એ બાઇસાહેબનો પણ બધો વખત નકામો જાય છે. મારા મોટા ભાઇ હમણાં બે વરસ થયા નોકરી વિનાના બેઠા છે, તે પણ બે ચાર દિવસે કોઇ કોઇ અમલદાર પાસે આંટા મારી આવે છે, બાકીનો બધો વખત વારેવારે પેટ ઉપર હાથ ફેરવ્યા કરે છે, બાદી થઇ ગયાની ફરિયાદ કર્યા કરે છે, છોકરાંઓને રમાડયા કરે છે અને ભાભી સાથે કજીયા કર્યા કરે છે. એમાંજ તેમનો બધો વખત ચાલ્યો જાય છે. મારી એક બ્હેન, એક કાકી ને એક નાનકડા ભાઇની વહુ એ ત્રણ બાળવિધવા અમારા ઘરમાં છે, તેઓનો વખત પણ સાવ નકામો જાય છે. કાકીનો વખત આખો દહાડો મંદિરોમાં રખડવામાં તથા ગામની કુથલી કરવામાં, બ્હેનનો વખત પોતાના નશીબનો વાંક કઢાડીને વાત વાતમાં આખો દહાડો મોઢું વાળીને રોયા કરવામાં તથા નાત જાતમાં આભડવા જવામાં અને ભાઇની વહુનો વખત અપવાસો કરવામાં, રીસાવામાં અને જુવાન પાડોશણો સાથે છુપી છુપી ઘુસ ઘુસ કરવામાં જાય છે. કયારેક કયારેક તે ત્રણે જણીયો થોડું થોડું ઘરનું કામકાજ પણ કરવા લાગે છે, પણ તે પોતાની મરજી ઉપર; એની ઉપર કાંઇ ખાસ હુકમ થાય નહીં. કારણ કે એ તો વિધવા ! ! એટલે જાણે રાધાજીનો ઘોડો ખીર ખાંડ ખાઇને છુટયો. તેથી તેઓનો વખત પણ ફોગટ જાય છે. અને હું પણ અગ્યાર વાગે ઑફીસમાં જાઉં છું ને સાંજે પાંચે પાછો આવું છું, તેથી સવારના ત્રણ કલાક ને રાતના ત્રણ કલાક મને પણ મળે છે. એ બધો વખત જેમ તેમ કરીને હું પણ ગુમાવી દઉં છું, કારણ કે અમને કાંઇ અમારી નજર આગળ કામ દેખાતું નથી, એટલે પછી કરીએ શું ?

## આપણા લોકો વખત કેમ ગુમાવે છે તેના દાખલા.

મારા માસા છે તે એકલા છે, લોભી છે ને ચીકાશદાર છે, તેથી વ્યાજ આવે છે ને ખાય છે, એટલે આખો દહાડો સાવ નવરા હોય છે. વરસોનાં વરસો થયાં પોતાનો બધો વખત જેની તેની દુકાને ઠાંસીયું વાળીને બેસવામાં ને જેની તેની નિંદા કરવામાં કાઢે છે. મારા પાડોશમાં લાલોભટ્ટ રહે છે, તે સવારમાં ગામમાંથી લોટ માગી આવે છે ને પછી આખો દિવસ સાવ નવરો બેઠો રહે છે ને ફળીયાંના છોકરાંઓને ચીડવ્યા કરે છે ને તેઓને ભુંડું બોલતાં શીખવે છે. મારો એક દોસ્ત છે તે વૈદ છે, પણ તેનું વૈદકનું કામ બહુ ચાલતું નથી, બે ચાર દહાડે કોઇક એકાદ માણસ દવા લેવા આવે, તેથી આખો દિવસ તેને ફુરસદ હોય છે, પણ એ ફુરસદને વખતે કાંઇ કામ તે કરતા નથી. મારા કાકાનો દીકરો એક દરબાર પાસે તેની મહેરબાનીનાં માણસ તરીકે રહે છે, તેથી તેને કાંઇજ કામ કરવાનું નહીં. માત્ર બે ચાર દિવસે દરબારને સલામ કરી આવવી એજ તેનું કામ છે. તે આખો દિવસ નવરો રહે છે છતાં પણ કાંઇ કામ કરતો નથી. મેં કહ્યું કે તમને આટલી બધી ફુરસદ મળે છે માટે કાંઇક બીજું કામ કરોને ? ત્યારે તેણે કહ્યું કે, પ્રભુ રોટલી આપી રહે છે ત્યારે નાહકની વધારે માથાકૂટ શા માટે કરીએ ? તેમ છતાં પણ જરૂર હોય તો કાંઇક કરીએ, પણ મારે લાયક એવું કાંઇ કામ મને દેખાતું નથી, તેથી આપણે તો આનંદમાં રહીએ છીએ ને ભગવાન પાસે એજ માગીએ છીએ કે આવોને આવો આનંદ સદાય રાખજે! અમારી બાજુના ઘરવાળો વેપારી છે, તેની એક નાનકડી દુકાન છે તે એક માણસ ચલાવી શકે તેવી છે ને થોડાં વરસો ઉપર તે એકલોજ ચલાવતો હતો, પણ હમણાં તેના ચાર છોકરા જુવાન થયા છે. તે બધા છોકરાઓ તે નાની દુકાનમાં બેઠા રહે છે ને કામ કર-

વામાં વાદવિવાદ કર્યા કરે છે. તેથી ઉલટું કામ બગડે છે ને એક જણના કામમાં ચાર જણા રોકાય એટલે પછી એ બધા તો સાવ નવરાજ હોય, તેથી ધીંગા મસ્તી કર્યા કરે છે. કારણ કે ગામડાંના અજ્ઞાન જુવાન છોકરાઓને તે બીજું શું સૂઝે ? તેથી એક વખત મેં એ મારા બુઢ્ઢા પાડોશીને કહ્યું કે, તમારા છોકરાઓને અહીં શા માટે રાખી મૂકો છો ? પરદેશ મોકલો. હવે તો એ જુવાન થયા છે. લ્યો, હું મારા દોસ્ત ઉપર ભલામણ લખી આપું. ત્યારે એ ડોસાજીએ કહ્યું કે, હું મારા દીકરાઓને મારી નજર બહાર જવા દઉં નહીં. આપણે એવા લખેશ્વરી થવું નથી. અહીં બેઠે બેઠે જુવાર બાજરાનો રોટલો ને મીઠું મળે એટલે બસ. છોકરાઓને પરદેશ મોકલવા મારો જીવ ન ચાલે. એમ તો મારો બનેવી મસુવે છે, તે લખે છે કે ત્રણ વરસ છોકરાને મોકલો તો પાંચ હજાર રૂપિયા લઇ આવશે. પણ ન કરે નારાયણ ને કદી સારૂં માઠું થાય તો એ રૂપિયા શું કામના ? એ કરતાં પડે, લડે ને ગાંડાઘેલા રહે તો પણ નજર આગળ સારા. આવા વિચારોને લીધે એ બુઢ્ઢો પોતાના છોકરાઓને પોતાની નાનકડી દુકાનમાં નવરા બેસાડી રાખે છે. અમારા ગામમાં પાણીનું દુઃખ, તેથી વરસાદનો એકજ પાક થાય. બાકી આઠ મહીના બધા ખેડુતો લગભગ સાવ નવરા જેવાજ હોય અને તે એકજ ગામમાં નહીં, પણ આખા પ્રગણામાં. બોલો, હવે એ બધા શું કામ કરે ? તમે કહો છો કે વખતનો સદુપયોગ કરો, વખતનો સદુપયોગ કરો, અને કામ કરો, કામ કરો, પણ કામ લાવે કયાંથી ? તમે સ્વર્ગની જીંદગીની વાતો કરો છો પણ અમારી જીંદગી તો હજી આવી છે. મને હાએ હા કરતાં નથી આવડતું, હું તો જેવું નજરે જોઉં છું ને જાતે અનુભવું છું તે સાચે સાચું કહીશ. બોલો, હવે અમારે શું કામ કરવું ?

## કામ કરવું એટલે શું ?

એ સાંભળીને પાઠકે કહ્યું કે, ઓહો ! શું કામ કરવું એમ પૂછો છો ? જેને કામ કરવું હોય તેને તો હજારો કામ છે, એટલુંજ નહીં પણ મને તો એમ લાગે છે કે કરોડો જમાનાઓ થયા બ્રહ્માંડનાં દરેક રજકણો કાંઇકિ ને કાંઇક કામ કર્યા કરે છે અને અનંતકાળ સૂધી દરેકે દરેક પરમાણું કાંઇને કાંઇ કામ કર્યાજ કરશે. છતાં પણ જગતમાંથી એક ક્ષણ પણ કામ કરવાનું ખુટવાનું નથી, પણ જેમ જેમ કામ કરતાં આવડશે તેમ તેમ ઉલટું નવું નવું કામ વધતુંજ જશે. કારણ કે કામ કરવું એટલે શું ? એ તમને ખબર છે ? કામ કરવું એટલે ચૈતન્યને જગાડવું. કામ કરવું એટલે વસ્તુઓની કિંમત વધારવી. કામ કરવું એટલે તન્દુરસ્તીને ખીલવવી. કામ કરવું એટલે મનને ખોરાક આપવો. કામ કરવું એટલે ઈંદ્રિયોનું બળ વધારવું. કામ કરવું એટલે મગજની શક્તિઓને ખીલવવી. કામ કરવું એટલે અંતઃકરણની લાગણીઓને આગળ વધારવી. કામ કરવું એટલે બુદ્ધિને રમવાનું મેદાન આપવું. કામ કરવું એટલે પોતાનું ચારિત્ર સુધારવું. કામ કરવું એટલે પોતાના ભાઇબંધોને મદદ કરવી. કામ કરવું એટલે આપણા જીવને ઉંચે ચ્હડાવવો. કામ કરવું એટલે દેશની સેવા કરવી. કામ કરવું એટલે ઇશ્વરના શુભ હેતુઓમાં મદદ કરવી. કામ કરવું એટલે જીવોના તથા ઇશ્વિરના આશીર્વાદો મેળવવા. કામ કરવું એટલે પોતાની કિંમત વધારવી. કામ કરવું એટલે સૃષ્ટિનું સૌન્દર્ય વધારવું. કામ કરવું એટલે આત્માને ઉડવાને રસ્તો આપવો અને કામ કરવું એટલે કામણ (વશીકરણ) કરવું. આમ હોવાથી મહાત્માઓ તો એમજ કહે છે કે, કામ કરવું એ દેવ પૂજવા બરાબર છે. કારણ કે શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને કહેલું છે કે,

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।**

**अ. १८ श्लो. ४५.**

"પોતપોતાનાં કામો રૂડી રીતે કરવાથી માણસો સારી રીતે સિદ્ધિ પામે છે." માટે કામની કિંમત સમજનારા જ્ઞાનીઓ તો એમજ કહે છે કે,

× કામ કરોજી કામ, જગતમાં નહીં કાંઇ કામ સમાન.
કામજ બ્રહ્મા, કામજ વિષ્ણુ, કામજ શિવ ભગવાન્,
જગતમાં નહીં કાંઇ કામ સમાન.

આવાં જીંદગીની સાર્થકતા કરનારાં અને સંસારમાં સ્વર્ગ લાવનારાં કામની આપણને કિંમત નથી, તેથીજ આપણા સૌ લોકોની દુર્દશા છે અને તેથીજ આપણા દેશની પાયમાલી છે. માટે જેમ બને તેમ કામની કિંમત સમજીને આપણે સૌ ભાઇ બ્હેનોએ ખુબ કામ કરવું જોઇએ. કારણ કે જયારે આપણે કામ કરતાં શીખીશું ત્યારેજ આપણા દેશનો ઉદ્ધાર થશે.

## કામની મહત્તા.

એટલુંજ નહીં પણ મને તો એમ લાગે છે કે કોઇ શોધક આપણને સોનાની ખાણો શોધી આપે તેથી આપણને જેટલો ફાયદો થાય તે કરતાં પણ જો કોઇ ઉદ્યોગી માણસ આપણા બંધુઓને કામ કરતાં શીખવી દે તો આપણને વધારે ફાયદો થાય. કારણ કે જો આપણને કામ કરતાં આવડે તો હીરા માણેકની અને એ કરતાં પણ બીજી ઘણીએ કિંમતી ચીજોની ખાણો આપણે મેળવી શકીએ. કોઇ મંત્રશાસ્ત્રી આપણી મરજી મુજબ વરસાદ વરસાવવાનો મંત્ર આપણને શીખવી દે તો તેથી આપણને જેટલો ફાયદો થાય તે કરતાં પણ

× મી. મલબારીનાં કાવ્યોમાંથી.

જો કોઇ દેશદાઝક વિદ્વાન આપણી પ્રજાને કામ કરવાનો મહામંત્ર શીખવી દે તો આપણા દેશને વધારે ફાયદો થાય. કારણ કે જો આપણને કામ કરતાં આવડે તો વરસાદ વરસાવવા જેવા તો બીજા હજારો મંત્રો શોધી શકીએ. કોઇ બહાદુર વીર બહુ બહાદૂરી કરીને પોતાના પરાક્રમથી આપણને ઘણી જાતની ગુલામગીરીમાંથી છોડાવે તો તેથી આપણા દેશને જેટલો ફાયદો થાય તે કરતાં પણ જો કોઇ મહાત્મા આપણી પ્રજામાં આપણું કર્તવ્ય બજાવવાનો જોસ ભરી દે તો આપણા દેશને વધારે ફાયદો થાય. કારણ કે એક માણસ પોતાના જોરથી આપણને સ્વતંત્રતા અપાવે એ સ્વતંત્રતા કાંઈ આપણી લાયકાત વિના ઘણો વખત સુધી નભી શકવાની નથી. એથી તો માત્ર એટલુંજ થાય કે એક પાસેથી છુટીએ પણ પાછા તુરતજ બીજાની પાસે બંધાઈ જઇએ. અથવા તો એક બાબતમાં સ્વતંત્ર થઇએ પણ બીજી બાબતમાં પરાધીન થઇ જઇએ. કારણ કે આપણી પોતાની લાયકાત વિના બીજાનું જોર તે કેટલુંક કામ આવે? પણ જો આપણને કામ કરતાં આવડે એટલે કે આપણું કર્તવ્ય બજાવતાં આવડે તો આપણે સ્વર્ગ સુધી—મોક્ષ સુધી—અને છેક ઇશ્વર સુધી પહોંચી શકીએ. ત્યારે એવાં ઉત્તમ કામમાંથી આપણું પોતાનું કે આપણા દેશનું કલ્યાણ કરવું એમાં શું મોટી વાત છે? એ તો તદ્દન સ્વાભાવિક છે, છતાં પણ આપણને મુશ્કેલી લાગે છે તેનું કારણ એજ છે કે આ વાત આપણે જાણતા નથી કે,

## કામ એ એક સહેલામાં સહેલો કીમીયો છે.

કામ એ સંસારમાં મન ગમતું ફળ આપનારૂં કલ્પવૃક્ષ છે. કામ એ આ જીંદગીમાં ધારેલું ફળ મેળવી આપનારો પારસમણી છે. કામ એ મનુષ્યોની કામદુધા છે. કામ એ આ જગતમાં ચિંતામણી છે.

કામ એ એક જાતની મહાન વિજળી છે અને કામ કરવામાં કર્તવ્ય તથા પુરૂષાર્થ એ બન્ને મહાન તત્ત્વો રહેલાં છે, અને કર્તવ્યમાં તથા પુરૂષાર્થમાં પરમાત્મા પોતે રહેલા છે. માટે કામ કરવું એ પરમાત્માની સેવા કરવા બરાબર છે, અને પરમાત્માની સેવા કરનારો આત્મા પરમાત્મારૂપજ થઇ જાય છે.

આ પ્રમાણે આત્મામાંથી પરમાત્મા થઇ જવું એ બધું શેમાંથી? માત્ર કામ કરવામાંથીજ. માટે આપણા પોતાના કલ્યાણ સારૂ, આપણા બંધુઓના ભલા સારૂ અને આપણા દેશના ફાયદા માટે સ્વર્ગની જીંદગી ભોગવવા સારૂ આપણા બંધુઓને ભલાં કામો કરવાનું અમે કહીએ છીએ. કારણ કે આપણા દેશના હાલના લોકો જેવી સમજવી જોઇએ તેવી કામની કિંમત સમજતા નથી. તેથીજ આપણા દેશના ને આપણા લોકોના બૂરા હાલ છે. માટે હવે જેમ બને તેમ આપણા દેશના લોકો કામ કરતા થાય એમ આપણે કરવું જોઇએ.

## અમે શું કામ કરીએ ? તેનો ખુલાસો.

તમે કહો છો કે અમે શું કામ કરીએ? કામજક્યાં છે? પણ ભાઇ જેને કામ કરવું હોય તેને તો હજારો કામ છે. તમારી ફુરસદને વખતે તમને જે ગમતાં હોય તે દેશનાં કલ્યાણનાં સારાં સારાં પુસ્તકો તમારા પાડોશીઓને વાંચી સંભળાવો. એ કામ તમારાથી બની શકે એમ છે કે નહીં? તમારી વહુ ભણેલી છે, તેથી તે તમારા સારા વિચારો જલદીથી સમજી શકશે. વળી તે મોટા ઘરની દીકરી છે તેથી થોડા ઘણા પેસા પણ ખરચી શકશે; અને તેને માનપાન મેળવવાનો પણ શોખ હશે, માટે તેને સમજાવીને તમારા ઘરમાં સ્ત્રીઓની બપોરની શાળા કઢાવો. એટલે તે વધારે સારી રીતે લખવા વાંચવામાં ધ્યાન આપશે. એ પછી ભરતાં ગુંથતાં પણ તેને

શીખવું પડશે અને તે નાટકનાં ગાયનોના રાગડા તાણે ત્યારે સાંભળવા સારૂ વગર તેડયે પાંચ દશ પાડોશણો ભેળી થઇ જતી હશે તે બધી બાઇઓ એ બપોરની શાળાનો લાભ લેશે. બોલો, એ કામ તમારાથી બની શકે એવું છે કે નહીં? તમારા બાપાએ રાજ્યની નોકરી કરેલી છે અને પોતાની આજુબાજુના સૌ લોકો ઉપર હુકમો ચલાવવાની તેમને ટેવ પડી ગએલી છે, તેથી બુઢ્ઢા થયા છતાં હજી પણ તેઓને પટલાઇ કરવી ગમે છે, માટે તમે તેને એ જાતનું કામ આપો, એટલે તે પોતાની મેળે નાતોની નકામી ખટપટો છોડી દેશે. તેને કહો કે બાપા, આપણા ગામમાં એક લાયબ્રેરીની જરૂર છે અને તમારો લાગવગ બહુ મોટો છે, માટે જો તમે મન ઉપર લો તો એ કામ થઇ જશે ને તમારૂં નામ રહી જશે. આવી રીતે જરા સમજાવીને વાત કરો, એટલે એ તમારા વિચારને મળતા થઈ જશે. આવી રીતે જરા સમજાવીને વાત કરો, એટલે એ તમારા વિચારને મળતા થઇ જશે. કારણ કે એવા લોકોને પોતાના નામનો, માનનો, અધિકારનો ને હુકમ ચલાવવાનો બહુ શોખ હોય છે. સુકાન વિનાના વહાણના જેવાં તેઓનાં મન હોય છે તેથી જેમનો પવન લાગે તેમનાં દોડયાં જાય છે. દુનિયામાં મોટો ભાગ એવોજ છે અને એ લોકો પણ કાંઇક કામ કરી જાય એવા હોય છે. પણ એવા લોકોની પાસેથી કામ લેતાં આવડે એવાં માણસો આપણા દેશમાં નથી, એજ મોટી મુશ્કેલી છે. કારણ કે પોતાના સ્વભાવને ગમે એવી સારી વસ્તુઓ મળે ત્યાં સુધી માણસનું મન ખાસ ચાહીને હલકી વસ્તુઓમાં જતું નથી, પણ જ્યારે તેનાં કુદરતી વલણને અનુસરતું ઉત્તમ કામ સહેલાઇથી ન મળે ત્યારેજ તે હલકી બાબતોમાં ઉતરે છે. માટે આપણે આપણા દેશને જલદીમાં જલદી આબાદ કરવો હોય અને આપણા બંધુઓને સુખી કરવા હોય તો માણસોને તેઓના કુદરતી સ્વભાવ પ્રમાણે કામ

અપાવવાની આપણે સૌએ ખાસ તજવીજ કરવી જોઇએ. જો એટલું બધું ન બની શકે તો પોતાના ઘરમાં, સગાં વહાલાંમાં, ભાઇ દોસ્તોમાં, પાડોશીઓમાં, નાતમાં અને ગામમાં જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં પોતાની બુદ્ધિનો, પોતાના મનનો, પોતાના શરીરનો અને પોતાના લાગવગનો ઉપયોગ કરી લોકોને તેઓની લાયકાત પ્રમાણે કામ અપાવવાની ખાસ મહેનત કરવી જોઇએ. કારણ કે આપણા પોતાના અને આપણા દેશના કલ્યાણનું એજ મુખ્ય સાધન છે.

તમારા વ્યાજ ખાઉ ચીકાશદાર લોભીયા મામાને કહો કે વ્યાજ ખાવામાં તમને બહુ થોડા પૈસા મળે છે, પણ જો હાથે ચલાવવાની શાળો મંગાવો અને તે આપણા ગામના આઠ મહિના નવરા બેસી રહેનારા ખેડૂતો પાસે ચલાવો તો તમને વ્યાજ ખાવા કરતાં બેવડો ચોવડો વધારે નફો થાય. ગરીબ લોકોને પણ મદદ મળે અને ગામમાં નવો હુન્નર ચાલતો થાય. આવી રીતે સમજાવો ને લાગુ રહો, એટલે થોડા વખતમાં એ કામ થઇ જશે.

## વિધવાઓને દિલાસો મેળવવાના ઉપાય.

રોવામાં જ જીંદગી ગાળતી તમારી વિધવા બ્હેનને કહો કે બ્હેન, બહુ દહાડા સુધી રોયાં, હવે તો કાંઇક જીંદગીની સાર્થકતા થાય તેમ કરો. વિધવાપણાનું દુઃખ જેમ તમારાથી નથી ખમાતું તેમજ આપણી બીજી લાખો વિધવા બ્હેનોથી પણ એ નથી ખમાતું, માટે તેઓનું દુઃખ ઓછું થાય તેમ કરો અને તેઓનાં આંસુ લુછો, એટલે તમારાં આંસુ પણ લુછાશે. કાકીને ભક્તિનાં પદો ગાતાં આવડે છે, તમને ભરવા ગુંથવાનું કામ આવડે છે, અને નાની ભાભીને બહુ સારી રીતે લખતાં વાંચતાં આવડે છે, માટે તમે ત્રણે જણાં મળીને વિધવાઓને મદદ કરનારી એક મંડળી કાઢો. એ માટે આપણા નવા

ઘરમાં હું તમને જગ્યા આપીશ. ત્યાં તમે આપણા ગામની જુવાન વિધવા બ્હેનોને ભરતાં ગુથતાં શીખવો, ભાભી લખતાં વાંચતાં શીખવે અને કાંઈ ધર્મનાં કીર્તનોથી તેઓનાં મનને શાંતિ આપે. એ પછી હું મારા મિત્રને કહીને તમારી મંડળીને ભરવા ગુંથવાનું, સીવવાનું, લખવાનું વગેરે આપણી વિધવા બ્હેનોથી સહેલાઈથી બની શકે એવું કામ અપાવ્યા કરીશ. તેથી નિરાધાર ગરીબ બ્હેનો દર મહિને પોતાની ફુરસદ પ્રમાણે ને પોતાની હોશિયારી પ્રમાણે બે ચાર રૂપિયા જાત મહેનતથી મેળવી શકશે. એથી તેઓને ખર્ચમાં મદદ થાય, વખતનો સારો ઉપયોગ થાય, અફસોસ કર્યા કરવાને બદલે કામકાજમાં મન ગુંથાય અને અરસપરસ એક બીજાંની મદદ મેળવવાથી સૌને કાંઈ કાંઈ ફાયદો થાય. માટે બ્હેન, હવે રોવામાંજ પડયાં રહો માં, પણ જીંદગીની સાર્થકતા થાય એમ કરો. જો તમે આવી રીતે એક બીજાને મદદ કરવાની શરૂઆત કરશો તો તમારો દાખલો જોઈને બીજે ઘણે ઠેકાણે એ કરતાં બીજાં ઘણાં વધારે સારાં કામો થશે, અને એમાંથી પણ તમોને થોડું ઘણું પુન્ય મળશે. કારણ કે આપણે ત્યાં એ જાતનાં પ્રથમ બી વાવનાર તમે ગણાશો. માટે તમને વધારે પુન્ય થશે. બોલો, ઘરમાં બેસીને રોયા કરવા કરતાં અને ઠેકાણે ઠેકાણે આમડવા જવા કરતાં શું આ કામ સારૂં નથી? દુઃખનાં અને સ્વાર્થનાં આંસુઓ પાડયા કરવાં તથા જીવને રીબાવ્યા કરવો એથી તમારૂં કલ્યાણ થશે કે પ્રભુને વહાલાં લાગે એવાં પરમાર્થનાં કામો કરવાથી તમારૂં કલ્યાણ થશે? એ જરા વિચાર તો કરો? બ્હેન, હવે તમારાથી રોવાય નહીં, કારણ કે તમે વિધવા થયાં ત્યારથી ગૃહસ્થાશ્રમનો મોટો બોજો તમારી ઉપરથી પ્રભુએ ઉતારી લીધેલો છે, અને તેને બદલે પોતાની સેવામાં તેણે તમારો અંગીકાર કરી લીધો છે. માટે હવે તો પ્રભુપ્રીત્યર્થે તમારે સૌની સેવા કરવી

જોઇએ. સૌનાં આંસુઓ લુછવાં જોઇએ. બિમારોની સારવાર કરવી જોઇએ. ગરીબોને મદદ કરવી જોઇએ. અનાથોને માટે ભીખ માગવી જોઇએ. ગામનાં ગરીબ માણસોને ત્યાં મંદવાડ વખતે ઉજાગરા કરવા જોઇએ. મરકી, કોલેરા કે એવાજ બીજા કોઇ ચેપી રોગના વખતમાં જ્યાં જતાં સૌ કોઇ બીતાં હોય ને ગરીબોને મદદ મળતી ન હોય તેવે વખતે એવા નિરાધારોની સારવાર કરવા સારૂ એવી ભયની જગ્યામાં તમારે નિડરપણે જવું જોઇએ. તમારી બ્હેનોનું ભલું થાય એમ કરવું જોઇએ, અને જગતમાં પ્રભુનો મહિમા વધે એમ તમારે કરવું જોઇએ. કારણ કે પોતાની સેવામાં પ્રભુએ તમને અંગીકાર કરેલાં છે. માટે દુનિયાદારીના નજીવા સ્વાર્થ તથા વિકારોની તૃપ્તિને અર્થે રોવાને બદલે હવે તમે પરમાર્થને અર્થે રોતાં શીખો. તમારી લાખો દુઃખીયારી વિધવા બ્હેનોને માટે રોતાં શીખો. આપણા રસાતળમાં ચાલ્યા જતા પરાધીન દેશને માટે રોતાં શીખો. આપણા કરોડો બંધુઓ રોટલાના ટુકડા વિના તરફડી તરફડીને મરી જાય છે તેઓને માટે રોતાં શીખો. દર સાલ આપણા હજારો બંધુઓ પરધર્મમાં વટલી જાય છે તેઓને માટે રોતાં શીખો. આપણા સૌ બંધુઓ ઘણી ઘણી જાતની સાવ નકામી ગુલામગીરીઓમાં ફસાઇ રહેલા છે તેઓને માટે રોતાં શીખો અને આપણા દેશમાં તથા આપણા લોકોમાં જે જે જાતની મહાન ખરાબીઓ છે તેઓને માટે રોતાં શીખો. કારણ કે સેવા કરવા માટે પ્રભુએ તમને ચુંટી કહાડેલાં છે. માટે હવે તો સૌની ઉપર હેત રાખવું, સૌની સાથે ભલાઇ કરવી, તથા સૌ જીવોના સુખ માટે તરફડવું અને ખમી ખાવું, કડવો ઘુંટડો ગળી ઉતારી જવો, પોતાને માટે બહુ દરકાર રાખવી નહીં અને જેમ પ્રભુ રાખે તેમ રહેવું એજ તમારૂં કામ છે. બ્હેન, હવે તો “ સ્હાવું ને સ્હેવું ” એજ તમારો

મહામંત્ર હોવો જોઇએ. આવી રીતે તમારી બ્હેનને સમજાવવો અને તમારાથી બની શકે તે થોડી ઘણી શરૂઆતની મદદ આપો; એટલે મને ખાત્રી છે કે રોવામાં જીંદગી ખોઇ નાખવાને બદલે તે ભલાં કામો કરવામાં જીંદગી ગાળવા લાગશે.

## જુદા જુદા માણસોને સમજાવવાની જુદી જુદી યુક્તિઓ

તમારા આળસુ પાડોશી લાલાભટ્ટને કહો કે મોટી ઉમ્મરના ખેડૂતો તથા કારીગરો નવરા હોય તેઓને રાતે આઠથી દશ સુધી બે કલાક ભણાવો ને લખતાં વાંચતાં શીખવો તો દર ચાર માણસે મહિને એક રૂપિયો તમને પગાર આપું. એટલે જો સોળ માણસ ભણવા આવે તો તમને ચાર રૂપિયા પગાર મળે, સમજાવી સમજાવીને ચાળીશ માણસોને ભણાવો તો દસ રૂપિયા પગાર મળે અને સાઠ માણસોને લાવો તો પંદર રૂપિયા પગાર મળે. ભટ્ટજી મહારાજ, જરા વિચાર તો કરો કે ગામમાં લોટ માગ્યા કરવામાં શું વળશે? બે કલાકના કામમાં ઘેર બેઠે પંદર રૂપિયા મળે એ કાંઇ થોડું છે? આપણા ગામમાં પાંચસો ઘરની વસ્તી છે, તેમાં પચાસ સાઠ માણસને ભણવા માટે સમજાવી લેવાં એમાં શું મોટી વાત છે? જો આ વાત એ લાલોભટ્ટ અથવા બીજો કોઇ કબુલ કરે તો મને કહેજો, એટલે એક ગૃહસ્થ સાથે હું તમને મેળવી આપીશ. તે આવાં કામોમાં પૈસો ખરચવા બહુ ખુશી છે, પણ તે કહે છે કે સાચી લાગણીથી કામ કરવાવાળા લાયક માણસો મને મળતા નથી.

તમારા દોસ્ત માંખનાર વૈદરાજને કહો કે તમે તમારી આજુબાજુનાં ગામડાંઓમાં ફરીને ત્યાંના જંગલી ગામડીયા લોકો જે જે દરદો ઉપર જે જે દવાઓ વાપરે છે તે અનુભવી દવાઓની નોંધ કરો. કારણ કે ગોવાળીયાઓ, ભરવાડો, બાવાઓ, ખેડૂતો તથા કેટ-

લીક બાઇઓ બહુ અકસીર દવાઓ જાણે છે. એ દવાઓ બહુ સહેલી, સસ્તી ને તુરત ફાયદો કરે એવી હોય છે. એટલુંજ નહીં પણ ઘણીવાર હજારો રૂપિયા ખર્ચવા છતાં જે રોગો નથી મટી શકતા તેવા ભયંકર રોગો પણ વગર દોઢીયાની દવાથી એ લોકો મટાડી દે છે; અને તેમ છતાં આખા વૈદકશાસ્ત્રમાં એ દવાની નોંધ હોતી નથી. માટે એવા લોકો પાસેથી એવી અનુભવી દવાઓનો સંગ્રહ કરો. એટલે ધીરે ધીરે એ પુસ્તક છપાવવાની અમે તમોને સગવડ કરી આપશું વળી આ કામ માટે તમે જે જે ગામમાં જાઓ ત્યાં ત્યાં જે ગરીબ દરદીઓ હોય તેઓને મફત દવા આપજો. એ દવાનું બીલ જેમ બને તેમ દેશદાઝને ધ્યાનમાં રાખીને પ્રમાણિકપણાથી કરજો એટલે તે અમે ચૂકાવી આપશું. આમ કરવાથી એ વૈદને ફાયદો થશે, લોકોને દુઃખને વખતે મદદ મળશે, નાશ પામતી અનુભવી દવાઓની નોંધ જળવાશે, કોઇક બહુ ગુણી માણસો મળી આવશે અને બીજા પણ એમાંથી ઘણાએ ફાયદા થશે. તેથી એ વૈદને સમજાવો. એને પણ પૈસા તથા માન મળશે, માટે હું ધારૂં છું કે ખુશીથી તે આ યોજના કબુલ કરશે.

## રાજાઓને સમજાવવાની યુક્તિ.

તમારા કાકાનો દીકરો દરબારની સલામ કરી આવે છે ને પગાર ખાય છે, તેને ધર્મ ઉપર બહુ પ્રેમ છે, માટે તેને કહો કે તમે એકલા બેઠા બેઠા યોગવાસિષ્ઠ વાંચ્યા કરો ને મનમાં મનમાં રાજી થયા કરો એમાં શું વળે ? તમે તમારે ઘેરે અથવા કોઇ મંદિરમાં સત્સંગની મંડળી કાઢો અને એ મંડળી મારફત ઘણા માણસોને તમારા જ્ઞાનનો લાભ મળે તેમ કરો. રાતને વખતે લોકો નવરા હોય છે ને કાંઇ કામકાજ ન હોવાથી ગમે તેમ આડાં અવળાં ગપ્પાં માર્યાં કરે

છે, તેમાંથી ઘણા લોકો તમારા સત્સંગનો લાભ લેશે. તેથી તેઓને રાજી કરવા સારૂ અને તમોને ગમતા હોય તે વિચારો એ લોકોના મગજમાં ઉતારવા સારૂ તમારે ખાસ મહેનત કરવી પડશે, એથી તમારૂં જ્ઞાન વધતું જશે અને ઘણા લોકોને પણ બહુ ફાયદો થશે. માટે તમારી ફુરસદનો આવો સારો ઉપયોગ થાય તેમ કરો. એ સિવાય દરબાર પાસે ઘણું કરીને એવીજ વાતો નીકળે છે કે, આપ નામદાર સાહેબનો ઘોડો બહુજ સારો છે, એના જેવો આખા હિંદુસ્થાનમાં બીજો કોઇ પણ ઘોડો નથી, આપની મૉટરની ખુબી પણ ઓરજ છે, મુંબાઇમાં આજે મૉટર ઠેકાણે ઠેકાણે થઇ ગઇ છે પણ કોઇ પાસે આવી સરસ મૉટર નથી, આપનો મહેલ બંધાય છે એ પણ બહુ ભારે કામ થાય છે, આજના વખતના ઇજનેરો પણ હોશિયાર તો બહુ હો. જાણે ઇંદ્રપુરીજ ખડી કરી દે છે. એ મહેલમાં જ્યારે રંગ થઇ જશે ને ફરનીચર ગોઠવાઇ જશે ત્યારે દેવતાઇ મહેલ બની જશે. બાપુ, બંદૂકનો અભ્યાસ પણ આપનો બહુ ભારે છે હો. મેં જ્યારે એ ચિત્તાને જોયો ત્યારે હું તો તેને વાગેલો આપનો ઘા જોઇનેજ ખુશખુશ થઇ ગયો. એવી સીધી ગોળી વાગીતી ને એવી આરપાર ગઇતી કે એ જોઇને મોટા મોટા શિકારીઓ પણ અજબ થઇ જાય. બાપુ, કુંવર સાહેબની ચતુરાઇ પણ ભારે છે હો. હજી ત્રણ વરસના છે પણ એની હોશિયારી જોઇએ તો એની પાસે આપણી અક્કલ કામ ન કરે. હા, પણ એમાં નવાઇ શું? મોરનાં ઇંડાંના ચિત્રામણમાં તે કાંઇ ખામી હોય? મોઠાનાં નસીબજ મોટાં હોય. આવી આવી ખુશામતનીજ વાતો ત્યાં થાય છે ને તમે ત્યાં બેઠા બેઠા સાંભળ્યા કરો છો ને હાએ હા કર્યા કરો છો. પણ વચમાં વચમાં પ્રસંગોપાત કાંઇ વાત ઉપર વાત લાવીને એમ કહી લો કે, બાઇબલનો ફેલાવો કરનારી મંડળીએ સાડી ત્રણસો જાતની ભાષામાં

બાઇબલનું ભાષાન્તર કરાવ્યું છે, ને ફરવરસે તેની લાખો નકલો હરેક મુલ્કમાં મફત આપે છે, પણ આપણા ધર્મનાં પુસ્તકો માટે કોઇ એમ કરે છે! જુઓને, પેલા અમેરિકાના કરોડપતીએ ત્રણ કરોડ રૂપિયા ગામડાંઓમાં લાયબ્રેરીઓ કહાડવા માટે આપ્યા ! શું આપણે ત્યાં રાજાઓને શ્રીમંતો નથી? ઘણાએ છે, પણ આવાં ભલાં કામોમાં કોઇ છ દોકડા પણ આપે છે? કોઇ ગામડામાં માણસ મરવા પડયો હોય ને તેથી તેની પાસે પાઠ કરવા સારૂ ગીતાનો ગુટકો જોઇતો હોય તો એ પણ ત્યાં મળે ખરો કે? કહો કે નહીંજ. ત્યારે બીજાં પુસ્તકોની તો આશાજ ક્યાંથી? અને સારાં પુસ્તકોના ફેલાવા વિના અજ્ઞાન જાયજ કયાંથી? ને અજ્ઞાન મટયા વિના દેશની ઉન્નતિ થાયજ કયાંથી? પણ જુઓને, હજી સુધી કોઇની આંખો ઉઘડે છે? ને કોઈ નાના ગામડાંઓમાં સો બસો રૂપિયાનાં જરૂર જેટલાં થોડાં પુસ્તકોની નાની નાની લાયબ્રેરીઓ પણ કહાડે છે? આપના રાજ્યમાં જો આપ એ કામ શરૂ કરો તો સૌ ઠેકાણે આપની વાહ વાહ થઇ જાય, રૈયતને પણ બહુ ફાયદો થાય અને આપનો દાખલો જોઇને બીજા રજવાડાઓ પણ પોતપોતાના રાજ્યનાં ગામડાંઓમાં એ પ્રમાણે નાની નાની લાયબ્રેરીઓ કહાડે તો થોડા વરસમાં દેશને મોટો ફાયદો થયા વિના રહે નહીં. એ પછી વળી બે ચાર દિવસે વાત કહાડવી કે લાંબા તારનું રૂ આપણા મુલ્કમાં પણ થઇ શકે છે અને એની બેવડી કિંમત ઉપજે છે. સરકારી ખાતાના અમલદારોએ અખતરાઓ કરીને ખાત્રી કરી છે કે એ લાંબા તારનો ઇજીપશીયન રૂ આપણા દેશમાં બહુ સારી રીતે ઉગી શકશે ને એથી દેશને બહુ મોટો ફાયદો થશે. એ ઉપરથી અમદાવાદનો એક શેઠીયો તો ગરીબ ખેડુતોને એ કપાસનાં બી વાવવા સારૂ મફત આપે છે. જો અહીં પણ કાંઇ એવી તજવીજ થાય તો રાજની ઉપજ

વધી જાય ને ખેડુતોને પણ બહુ ફાયદો થાય. વળી આજના વખતમાં એ બી મંગાવવાં, તે બી વાવવાને લગતી હકીકતો જાણવી કે એ ખાતાના અનુભવી માણસો મેળવવાં એમાં કાંઇ મુશ્કેલી નથી. માત્ર કામ લેવાવાળા માણસો જોઇએ. એ બાબતમાં તો આપણા દીવાન સાહેબ બહુ હુશીયાર છે, માત્ર આપના હુકમનીજ ખોટ છે. એ પછી વળી કોઈ વખત એમ વાત કહાડો કે ફક્ત ત્રીસ વરસમાં જાપાન એટલું બધું કેમ સુધરી ગયું? એ બાબત ઉપર એક પ્રોફેસર કહે છે કે જાપાનમાં નાતોનાં અને ધર્મનાં ગેરવાજબી બંધનો નથી, તેથીજ જાપાનીઓ જલદી સુધરી શકયા છે. માટે આપણા દેશની પણ જલદી ઉન્નતિ કરવી હોય તો આપણે જેમ બને તેમ નાતોનાં બંધનો ઓછાં કરવાં જોઇએ અને અસલના વખતના ઋષિઓનો ઉદાર ધર્મ પાળવો જોઇએ. સાધારણ માણસો આવી ગંભીર બાબતો કહે તે લોકો માને નહીં, પણ જો કોઇ મોટા માણસો આ વાતો કહે તો તેની કાંઇક પણ અસર થાય. માટે થોડા દહાડામાં અહીં શંકરાચાર્ય પધારવાના છે, તેને જો આપ સાહેબ કહો કે પ્રાચીન ઋષિઓના વખતમાં કેટલી નાતો હતી અને એ નાતોનો અરસપરસ કેવો સંબંધ હતો? બ્રાહ્મણો બીજા વર્ણોના હાથની બનાવેલી રસોઇ જમી શકતા કે નહીં? અને ક્ષત્રિય, વૈશ્ય; શૂદ્ર વગેરે બીજી નાતોની કન્યા સાથે પરણી શકતા કે નહીં? એ બાબતો ઉપર બે ચાર ભાષણો આપો તો સારૂં. તો જરૂર તે આપની સલાહ માનશે અને એથી ઘણા લોકોને બહુ ફાયદો થશે.

એ પછી કોઇ વખત એમ કહો કે જર્મનીની હુન્નરશાળાઓની હકીકત બહુજ અજબ થવા જેવી છે. કારણ કે કેટલી બધી શાળાઓ, કેટલા બધા વિદ્યાર્થીઓ, કેટલા બધા પ્રોફેસરો, રસાયણી પ્રયોગ કરવાનાં કેટલાં બધાં સારાં સાધનો, રાજ્ય તરફથી કેટલી

બધી મોટી મદદ અને નવા નવા હુન્નરકળા તરફ લોકોનો કેટલો બધો શોખ!! જર્મની આટલું બધું વધી ગયું તેનું કારણુ બીજું કાંઇજ નહીં પણુ ત્યાંની હુન્નરશાળાઓએજ તેને વધારી દીધું છે. માટે આપણે ત્યાં પણુ ઠેકાણે ઠેકાણે હુન્નરશાળાઓ થાય તો કેવું સારૂં? પણુ અફસોસ એજ છે કે રાજ્યની મદદ વિના લોકો કાંઇ કરતા નથી. માટે આ કામને શરૂઆતમાં જો આપ જરાક ટેકો આપો તો પછી ધીરે ધીરે એ કામ લોકો ઉપાડી લેશે ને થોડા ખરચમાં એ મોટું કામ થઇ જશે. આપની વર્ષગાંઠને દિવસે અથવા ગવર્નર સાહેબ પધારવાના છે ત્યારે તેમને હાથે આવું એકાદું મોટું કામ કરાવાય તો એ બહુજ ખુશીની વાત થઇ પડે.

આવી રીતે ઘણા પ્રસંગોએ તમે તમારા દરબાર સાહેબને ઘણી જાતની ભલી સુચનાઓ આપી શકો અને એથી ઉલટા તે તમારી ઉપર રાજી થાય અને કોઇ કોઇ વખત એમાંથી કાંઇક કાંઇક ભલાં કામો પણ થઇ જાય. કદી કાંઇ ન થાય તો પણ એવા મોટા માણસના મનમાં આવા સારા સંસ્કારો પડતા જાય એ પણ કાંઇ કમની વાત નથી. માટે બીજું કાંઇ ન બને તોપણ પ્રભુ પ્રીત્યર્થે શુભ બીજ ફેંકવાનું કામ તો કર્યા કરો. એની અસર કાંઈ ફોગટ જવાની નથી.

## બધી જાતની સામગ્રી તૈયાર છે, હવે તો માત્ર કામ કરનાર માણસોનીજ ખોટ છે.

ભાઇ, આવી રીતે જો લોકોને સમજાવી સમજાવીને કામ લઇએ અને તેઓનો અધિકાર જોઈ જોઇને જો તેઓને કામ સોંપીએ તો થોડાજ વખતમાં ઘણાંએ જરૂરનાં કામો થઈ જાય અને તેથી લોકોને તથા દેશને બહુ મોટો ફાયદો થાય. આપણા દેશમાં કામની તો કાંઈ

ખોટજ નથી. માત્ર જરાક વધારે સારી લાગણીથી અને થોડો ઘણો પોતાના સ્વાર્થનો ભોગ આપીને કામ લેતાં આવડવું જોઇએ. જો એવી રીતે સાદી સમજ વાપરીને કામ લેનારાઓ નીકળે તો થોડાંજ વરસોમાં આપણે ઘણુંએ કામ કરીને દેશનું બહુજ ભલું કરી શકીએ તેમ છીએ. જેમ કે,

## આપણાથી બની શકે તેવાં સહેલાં સહેલાં પરમાર્થનાં કામો.

એક તરફ દેશના ઘણા ભાગોમાં ઘણા માણસોને ધંધો રોજગાર મળતો નથી, તેથી છતી હોશિયારી ને કામ કરવાની પુરતી લાયકાત છતાં તે બાપડાઓ ભૂખે મરે છે, ત્યારે બીજી તરફ ઘણાંએ ખાતાઓમાં લાયક માણસો જોઇએ છે પણ તે મળતાં નથી તેથીજ એ ખાતાંઓને મોટી નુકસાની ભોગવવી પડે છે. માટે કોઇ આગેવાન સદ્ગૃહસ્થ રોજગાર વિનાના માણસોને કામે લગાડનારી મંડળી ઉભી કરે તો શું એ પુન્યનું કામ નથી? શું એ ખાતાંને લાગણીવાળા જુવાનીયાઓ, પરમાર્થી શેઠીયાઓ, રીટાયર થએલા વૃદ્ધ ભલા પુરૂષો, સેવા કરવાની ઇચ્છાવાળી ભલી બાઇઓ, જાણીતા વિદ્વાનો, દેશનું કલ્યાણ ઇચ્છનાર છાપાવાળાઓ અને જેને માણસોનો ખપ છે તે જુદાં જુદાં કારખાનાંવાળાઓ આવા અગત્યના ખાતાંને મદદ નહિ કરે? હું ધારૂં છું કે જરૂર એ ખાતાંને બહુ સારી મદદ મળી શકે અને એથી ઘણા લોકોને બહુજ ફાયદો થાય.

ઘણીએ ભીખારણો પોતાનાં ત્રણ ત્રણ ચાર છોકરાંઓને પોતાની સાથે લઇને ઠેકાણે ઠેકાણે ભીખ માગે છે ને એ છોકરાઓનો ભવ બાળે છે. તે છોકરાંઓને જો કોઇ અનાથાશ્રમમાં મોકલવાની મહેરબાની કરે તો શું એ દયાનું કામ નથી? અને એવા બનાવ કાંઇ

ાડા છે ? લાખો ભીખારીઓ એ પ્રમાણે રખડે છે, તે લોકોને જો ાઇ સમજાવનાર નીકળે અને એ લોકોની ખાત્રી કરી આપે કે મનાથાશ્રમમાં તમારાં છોકરાંઓને કોઇ જાતનું દુઃખ નહીં થાય, પણ લટા તેઓ ખાધે પીધે, લૂગડે, લત્તે અને રહેવાની બાબતમાં સુખી ાશે તથા ભણી ગણીને ધંધો રોજગાર શીખશે ને મોટા થયે કોઇ ારાં કામ ઉપર લાગી જશે, તો જરૂર એ લોકો પોતાનાં છોકરાં- ોને ખુશીથી અનાથાશ્રમમાં મોકલે. એથી વખત જતાં કેટલા બધા ીખારીઓ ઓછા થઇ જાય અને દેશને કેટલો બધો ફાયદો થાય, એ ખ્યાલ તો કરો.

હરદ્વારમાં, કાશીમાં, પ્રયાગમાં, મથુરામાં, નાશકમાં, દ્વારિકામાં મને એવાંજ બીજાં તીર્થોમાં તથા મોટાં શહેરોમાં કેટલાં બધાં ાદાવ્રતો છે ને કેટલાં બધાં મંદિરો છે અને એ બધાંમાં દર સાલ ટલું બધું મોટું ખર્ચ થાય છે ને તેમ છતાં તેનો કેવો દુરૂપયોગ ાય છે એ તમે જાણો છો ? જો થોડાક ડાહ્યા આગેવાન માણસો ો બાબતોમાં સુધારો કરવાનું મનપર લે ને એ કામ પાર ઉતાર- ામાં કમર કસે તો જે સદાવ્રતો લઠ્ઠપઠ્ઠ જેવા ભંગી ચંગી મુર્ખાઓ ાઇ જાય છે, તે સદાવ્રતો અનાથ બાળકોના તથા લાયક વિદ્યાર્થી- ોના ઉપયોગમાં આવી શકે, અને મંદિરોમાં જે પૈસા રંગરાગમાં ા મોજશોખમાં ઉડી જાય છે તેજ પૈસામાંથી ધર્મની ઉન્નતિ થાય ાવાં કામો કરી શકાય. અને એમાં કાંઇ બહુ મુશ્કેલી નથી, કારણ આવી બાબતોમાં હવે લોકલાગણી જાગૃત થતી જાય છે, આપણા શના લોકો પોતાનાં દુઃખો ને પોતાની પોલો સમજતા જાય છે, ત્સાહી જુવાનીયાઓ આવી બાબતોમાં મદદ આપવા તૈયાર થતા ાય છે અને નામદાર સરકાર પણ આવી બાબતોમાં સુધારા કરા- ાવામાં રાજી છે. એટલે આવી બાબતોમાં આપણે બહુ સહેલાઇથી

ઘણુંએ કામ કરી શકીએ તેમ છીએ, પણ હજી આપણામાંથી જેટલા જોઇએ તેટલા કામ કરવાવાળા માણસો નીકળતા નથી, એજ મોટો વાંધો છે.

## ખેતીવાડીમાં તથા બીજા ઘણાં ખાતાંઓમાં સુધારા કરવા માટે હજી મોટું મેદાન છે.

ભાઇ, જેને કામજ કરવું હોય તેને માટે તો આવી જાતનાં બહુજ ઉપયોગી હજારો કામો કરવા જેવાં છે. જેમ કે, જો ખેતીવાડીનાં ખાતાંમાં જોઇએ તો અજ્ઞાન ખેડૂતોને સુધારવા એ મોટામાં મોટું કામ છે. ઉદ્યોગી ખેડુતોને નહેરોની તથા કૂવાઓની સગવડ કરી આપવી એ બહુ જરૂરનું કામ છે. ગરીબ ખેડૂતોને નવી નવી જાતનાં બીયાંઓ મફત પુરાં પાડવાં ને તેનું વાવેતર કરવાનીરીત તથા તેના ફાયદા સમજાવવા એ બહુ અગત્યની વાત છે. આપણા દેશના ખેતીવાડી ખાતામાં સુધરેલી ઢબનાં ઓજારો દાખલ કરાવવાં એ બહુ ફાયદાવાળી બાબત છે. ખેડુતોની સ્થિતિ તપાસનારી, તેઓ ઉપર થતો જૂલમ જાહેરમાં લાવનારી તથા તેઓના હકનું રક્ષણ કરનારી મંડળી સ્થાપવી એ બહુ મુદ્દાની વાત છે. નવી નવી જાતનાં ખાતરોના લાભ લેતાં શીખવવું એ બહુ જરૂરની વાત છે. નવી નવી જાતના પાકોના ને ફળ ફુલોના અખતરા કરવાનું મોટા પાયા ઉપર ખાતું સ્થાપવું ને તેનો સૌ ખેડુતોને લાભ આપવો, એ આજના જમાના પ્રમાણે બહુ જરૂરની બાબત છે. ખેતીવાડીની બાબતોમાં ખાસ ઉપયોગનું હોય એવું ખેડુતોને મફત અથવા સસ્તામાં સસ્તી કિંમતનું વાંચન પૂરૂં પાડનારી મંડળી થવી જોઇએ, અને જુદા જુદા દેશોની ખેતીવાડીનો જાતિ અનુભવ મેળવવા સારૂ લાયક ખેડુતોને ખરચની મદદ આપીને જુદી જુદી જાતોના પાકોનો અભ્યાસ કરવા માટે

જુદા જુદા મુલકમાં મોકલવા, એ બહુજ જરૂરની વાત છે. જેમકે, ાખાની ખેતી શીખવા માટે રંગુન મોકલવા, બટેટાનો વધારે પાક તરી શકે તે શીખવા માટે ઇટાલી મોકલવા, ઉંચી જાતના ઘઉંની ાવણીનો અનુભવ લેવા અમેરિકા મોકલવા, લાંબા તારના રૂની વાવ- ણીનું કામ શીખવા માટે ઇજીપ્ત મોકલવા, દ્રાક્ષનું વાવેતર શીખવા ાટે ફ્રાન્સમાં મોકલવા, શેરડીનું વાવેતર શીખવા માટે મોરીસ ાકલવા, કૉફીનું વાવેતર શીખવા માટે સીલોન મોકલવા અને ોટનું વાવેતર શીખવા માટે જર્મની મોકલવા જોઇએ. દેશની ાબાદી માટે આવી સેંકડો બાબતો ખેતીવાડી ખાતામાં કર- ાની છે. તેમજ એ બધી તથા એને મળતી બીજી ઘણીએ બાબતો ન્નરકળાનાં ખાતામાં પણ કરવાની છે. કેળવણી ખાતામાં પણ ાવું એવું ઘણુંએ કામ કરવાનું છે. દેશના પદાર્થોની બાબતમાં ણુ ઘણુંએ કરવાનું છે. રાજદ્વારી બાબતોમાં પણ પ્રજાના લાભના જી ઘણાજ સુધારા થઇ શકે તેમ છે. ધર્મની બાબતોમાં પણ હજી હુજ મોટી ઉથલ પાથલ થઇ શકે તેમ છે. સંસાર સુધારાની ાબતમાં પણ કામ કરવા માટે આપણી પાસે બહુ મોટું મેદાન છે, ાને આત્મિક બળ ખીલવવાની બાબતનાં પણ હજી આપણે ઘણુંજ ાવાનું બાકી છે. ટુંકામાં એજ કે જેને જે ગમે તે દરેકે દરેક ાઇનમાં હજી ઘણુંજ કામ કરવાનું બાકી છે અને જ્યારે એ બધાં મો બહુજ સારી રીતે થશે ત્યારેજ દેશનું ખરૂં કલ્યાણ થશે. માટે ાઇ, જો આપણે પોતે સુખી થવું હોય તથા આપણાં છોકરાંઓને ખી કરવાં હોય, જો તમને આપણા ગરીબડા દેશની દાઝ હોય, ાપણા દુઃખીયારા ભાઇબંધો માટે લાગણી હોય, આપણા ઉત્તમ ર્મ માટે માન હોય, આપણા આત્માના કલ્યાણની ઇચ્છા હોય અને ર્વ શક્તિમાન મહાન ઇશ્વરના વ્હાલા થવું હોય તો કોઇ પણ રીતે

ને કોઇ પણ ઠેકાણે દેશના હિતનાં કાંઇક પણ ભલાં કામો કરો, કાંઇક પણ ભલાં કામો કરો. તોજ આપણો દેશ આબાદ થઇ શકશે અને તોજ આપણે સુખી થઇ શકશું.

## પૈસા ક્યાં છે ? પૈસા વિના કાંઇ થઇ શકે નહીં.

એ સાંભળી પારેખે કહ્યું કે, તમારી એ બધી વાત સાચી, પણ એ બધાં ભલાં કામો કરવા માટે ધન જોઇએ તે ક્યાં છે ? આપણો દેશ પાયમાલ થઇ ગએલો છે; આપણી લક્ષ્મી લૂંટાઇ ગએલી છે, આપણા રસકસ પરદેશ ઘસડાઇ જાય છે, આપણો દેશ દરિદ્રી છે અને આપણે પોતે ગરીબ છીએ, એ વાતો તમે કાં ભૂલી જાઓ? આપણી પાસે અત્યારે ધન નથી, એટલુંજ નહીં પણ આપણા કરોડો દેશબંધુઓમાં અત્યારે સાદી સમજ પણ નથી. આપણા દેશમાં પચીસ કરોડ માણસો બહુજ અજ્ઞાનપણામાં છે. એટલું બધું અજ્ઞાન કે તેઓને નવા વિચાર તો કરતાં આવડતાજ નથી, પણ લખતાં વાંચતાં પણ આવડતું નથી. આપણી પાસે અત્યારે કોઇ જાતનાં સારાં સાધનો નથી. આપણી સાચામાં સાચી ને મોટામાં મોટી ફરિયાદો પણ હાલમાં કોઇ સાંભળતું નથી. અત્યારે આપણા રાજ્યમાં આપણો અવાજ નથી. આપણો દેશ અત્યારે ગુલામગીરી જેવી સ્થિતિમાં છે. આપણા લોકોની સુસ્તી હજી ઉડી નથી. આપણાં ધર્મનાં બંધનો આપણને એક ઇંચ પણ આગળ વધવા દે તેમ નથી. આપણા ગુરૂઓનું પોલાણ પણ ક્યાં તમારાથી અજાણ્યું છે ? અને આપણા દેશના કરોડો ભીખારીઓ કે જેઓને પુરૂં એક ટંક પણ ખાવાનું મળતું નથી તેઓનો જરા ખ્યાલ તો કરો ? આપણા વિદ્યાર્થીઓને સ્કૂલની ફી આપવા માટે પણ ફાંફાં મારવાં પડે છે. આપણી બહુજ દુઃખીયારી લાચાર વિધવા બ્હેનોને રોટલાના ટૂકડા વિના રઝ-

ળવું પડે છે. આપણા જાનવરોને પેટ પુરતું ઘાસ પણ મળતું નથી; તેમજ આપણા ઘણાએ ભીખારીઓનાં મુડદાંઓને કફન પણ મળતું નથી અને મુડદાંઓને બાળવા માટે લાકડાં પણ મળતાં નથી, ત્યાં નવા નવા શોધો તે કયાંથી થાય ? યાદ રાખજો કે તમારી યોજનાઓ બહુ સારી છે, પણ આવાં ભીખારીપણાં વચ્ચે કાંઇ થઇ શકે નહીં. જો દેશની ઉન્નતિ કરવી હોય ને લોકોને સુધારવા હોય તો પ્રથમ ધન જોઇએ. ધન વિના કાંઇ થઇ શકે નહીં. માટે પ્રથમ ધન મળે એવા રસ્તા બતાવો, એટલે પછી બીજાં બધાં કામો એ-માંથી એની મેળે થઇ શકશે.

# અમારી ગરીબાઇ.

આ સાંભળીને પાઠકે જરા નિઃસાસો નાખીને કહ્યું કે, ભાઇ, એ બધી વાતો હું સમજું છું અને મારી નજરે જોઉં છું કે આપણા દેશની બહુજ દુર્દશા છે. એટલુંજ નહીં પણ હું જાતે અનુભવું છું કે મારા અભ્યાસ માટે મને જે પુસ્તકોની જરૂર છે તે પણ મને મળી શકતાં નથી. મને રહેવા માટે સારી જગ્યા પણ મળતી નથી. મારો એક મિત્ર બહુજ સારો વિદ્વાન છે અને જો એને સારાં સાધનો મળે તો ઘણાંએ ભલાં કામો કરી શકે તેવો છે, પણ બિચારો રોટલાના ટુકડા વિના દુઃખી થાય છે. કોઇક કોઇક દિવસ તો તે બિચારાને એક બે દોઢીયાંના ચણા મમરા પણ મળતા નથી. વળી તે પોતે એકલો છે અને માત્ર દસ રૂપિયાના મહિનામાં ગુજારો કરી શકે એવો છે, અને તેમ છતાં હજાર રૂપિયાના મહિનાવાળો માણસ જેટલું કામ ન કરી શકે એટલું કામ કરી શકે તેવો છે, છતાં પણ તે બિચારાને કોઇ માણસ મહિને દશ રૂપિયાની મદદ પણ કરતું નથી, અને તે કોઇની પાસે માગવા પણ જતો નથી.

મારો એક બીજો મિત્ર છે તે પણ બહુજ લાગણીથી ને જાત મહેનતથી કામ કરવાવાળો છે, તેથી બહુજ ટુંકા ખરચમાં દેશના હિતનાં ઘણાંએ કામો કરી શકે તેમ છે, પણ એને પણ કોઇ મદદ આપતું નથી. એ પણ એવો મસ્ત છે કે કોઇની દરકાર રાખતો નથી, ને કોઇ કોઇ દિવસ જમવાનું ન મળવાથી ભુખે સુઇ રહેવામાંજ મજે સમજે છે. મારા પાડોશમાં એક વિધવા બાઈ છે, એ એટલી બધી ભલી છે, એટલી બધી ડાહી છે અને એટલી બધી લાગણીવાળી છે કે એનું હૃદય જોઇને આપણને આનંદ થયા વિના રહેજ નહીં. એ બાઇ ઘણુંએ કામ કરી શકે તેવી છે, પણ બિચારી દળણા દળી દળીને અને માગી ભીખીને દુઃખે પોતાનું પેટ ભરે છે. મારી ફઇનો દીકરો મોટા મોટા બારિસ્ટરોના કાન કાપી લે એવો હોશિયાર છે, તેને જો કાંઇ હુન્નરકળા શીખવવા પરદેશ મોકલ્યો હોય તો બહુ ફાયદો થાય તેમ છે, પણ દોઢીયાંની મારામારી એટલે કરીએ શું ? અને મારે ઘેર મારી મા અમારી કાબરી ગાયને પુરૂં ઘાસ પણ નથી નાંખી શકતાં, એ શું હું નથી જાણુતો ? બધુંએ જાણું છું પણ કરીએ શું ! છપનીયા દુકાળ પહેલાં રોજ બે ત્રણ દોઢીયાના ઘાસમાં ગાયને પૂરૂં થતું અને હવે દરરોજ ત્રણ ચાર આનાનું ઘાસ લઇએ તોપણ પૂરૂં થતું નથી. ગાયના ખરચ જેટલું પણ દૂધ ન મળે, એટલે પછી કરીએ શું ? તેથી મારે પોતાનેજ ઘેરે દરરોજ પવિત્ર ગાય માતા અર્ધી ભૂખી રહે છે. આવા આપણા હાલ છે, એ શું હું નથી જાણુતો ? ભાઇ, બધુંએ જાણું છું, પણ એમ રોયા કરવાથી કામ કર્યા વિના કાંઇ ધન આવી પડે એમ છે ? અમે દુઃખી છીએ, અમે કંગાળ છીએ, અમે દરિદ્રી છીએ, અમારી પાસે ખાવા માટે અન્ન નથી, અમારી પાસે પહેરવા માટે લુગડાં નથી, અમોને રહેવા માટે ઘર નથી, અમને કોઇ મદદ કરતું નથી

અને અમે ધન વિના તરફડી તરફડીને મરી જઇએ છીએ, એમ વાતો કરવાથી કે દુઃખ રડયા કરવાથી આપણે સારૂ કાંઇ અદ્ધરથી ધનનો વરસાદ વરસવાનો છે ? અમે ગરીબ છીએ એમ કહેવાથી કાંઇ પરદેશના લોકો પોતાની દોલત આપણને આપી દે એમ છે ? આપણે દરિદ્રી છીએ તેથી એ દરિદ્રતા મટાડવા સારૂ કાંઇ પોતાની મેળે મેળે સોનાનાં ઝાડો ઉગી જાય તેમ છે ? આપણે સાધનો વિનાના છીએ તેથી આપણને જે જોઇએ તે સાધનો કાંઇ આસમાનમાંથી ચાલ્યાં આવે એમ છે ? અને આપણે ગરીબ છીએ તેથી આપણી ઉપર દયા કરીને કોઇ આપણા સૌના ઘરમાં સોનાના લોટાઓ મૂકી જવાનું છે ? કહો કે નહીંજ. ત્યારે એકલી ગરીબાઇની વાતો શું કામની ?

## ગરીબાઇની વાતોની સાથે કામ કરવાની વાતો કરો.

આપણે હાલમાં શું કરવું જોઇએ તેની વાતો કરો, આપણે શું કરી શકીએ તેમ છીએ તેની વાતો કરો અને આપણા દેશના કલ્યાણ માટે આપણી સ્થિતિના પ્રમાણમાં હાલમાં આપણે કેવી રીતે કામ કરવાની શરૂઆત કરવી જોઇએ એ વાતો કરો. કારણ કે દેશના કલ્યાણનાં કામો કરવામાંથીજ આપણી દરિદ્રતા મટવાની છે, અને હમણાં તો આપણે દરિદ્રતાની વચ્ચેથીજ કામ લેવું જોઇશે. માટે દેશના કલ્યાણનાં કામો કરતી વખત આપણે આપણી દરિદ્રતાને આપણી નજર સામે નહીં રાખવી જોઇએ. એ વખતે તો એમજ સમજવું જોઇએ કે દેશના કલ્યાણનાં કામો માટે જે પૈસા જોઇએ તે પૈસા આપી શકે એવો અમારો દેશ છે. દેશનાં કલ્યાણનાં કામો માટે જે સાધનો જોઇએ તે સાધનો અમારા દેશમાંથી મળી શકે તેમ છે. દેશના કલ્યાણ માટે જે મદદ જોઇએ તે મદદ આપણા બંધુઓ આપી

શકે તેમ છે. દેશના ભલા માટે હું પોતે પણ મારા દેશની કાંઇક સેવા કરી શકું એમ છું. આવી રીતે આપણા દેશના દરેક માણસોએ સમજવું જોઇએ. અને એમ સમજવું એમાં કાંઇપણ ખોટું નથી. જો જરા ઉંડા ઉતરીને વિચારી જોઇએ તો ખરેખરૂં એમજ છે. કારણ કે આપણે દુનિયાના બીજા સુધરેલા દેશોની આગળ તદ્દન ગરીબમાં ગરીબ છીએ એ વાત સાવ સાચી છે, પણ તેથી કાંઇ દેશના કલ્યાણનાં કામો કરવા જેટલું પણ આપણા લોકો પાસે ધન નથી, એમ હું માનતો નથી. પણ હું તો એમ માનું છું કે,

## આપણે બહુજ ગરીબ છીએ છતાં પણ ઘણાંએ ભલાં કામો કરી શકીએ તેમ છીએ.

આપણા દેશના કલ્યાણ માટે વિદ્યા હુન્નરનાં કામો કરી શકીએ, અરસપરસ થોડી ઘણી મદદ કરીએ શકીએ, નવાં નવાં ખાતાઓની શરૂઆત કરી શકીએ, દુઃખીઓનાં આંસુઓ લુંછી શકીએ, શરૂઆતની કેળવણી આપી શકીએ અને પ્રજામાં નવી જાગૃતિ લાવી શકીએ, એટલું દ્રવ્ય તો આપણા દેશમાં છેજ. અરે, જરા વિચાર તો કરો કે જે દેશ છ કરોડ ભીખારીઓને વરસોનાં વરસો થવા નિભાવે છે તે દેશ શું લોકોનાં કલ્યાણનાં થોડાંક નાનાં મોટાં કામો નહીં કરી શકે? જે દેશના લોકો બાવન લાખ બાવાઓ તથા બાર લાખ ફકીરોનો હમેશાં બોજો ઉપાડે છે તે લોકો શું પોતાના દેશના કલ્યાણનાં થોડાંક કામો નહીં કરી શકે? જે દેશના લોકો પોતાની ત્રીસ લાખ જુવાન વિધવા બ્હેનોનાં આંસુનો તથા ખરચનો બોજો હમેશાં ઉઠાવે છે તે લોકો શું પોતાના દેશના કલ્યાણ માટે થોડાંક જીગરનાં આંસુઓ નહીં આપી શકે કે પોતાની બ્હેનોમાં થોડીક કેળવણી નહીં ફેલાવી શકે? જે દેશના લોકો નાતો જમાડવામાં દર વરસે કરોડો રૂપિયા ખરચી નાખે

છે તે દેશના લોકો શું પોતાના દેશનાં કલ્યાણ માટે ધંધા રોજગાર ખીલવવાના કામોમાં થોડીક મદદ નહીં કરી શકે? જે દેશના લોકો યુરોપિયનોની સોબતથી ખાના ખરાબી કરનાર પરદેશી દારૂ પીવામાં દર વરસે કરોડો રૂપિયા ઉડાવી દે છે તે દેશના લોકો શું પોતાનાંજ છોકરાંઓના કલ્યાણ માટે થોડાંક ભલાં કામો નહીં કરી શકે? જે દેશમાં આંધળાં, લંગડાં, ઘરડાં ને રોગી જાનવરો માટે હજારો પાંજરાપોળો છે તથા દરેક ગામોમાં સદાવ્રતો છે તે દેશના લોકો શું પોતાના દુઃખીયારા બંધુઓને મદદ કરવા માટે થોડાંક નાણાં નહીં આપી શકે? અને જે દેશના લોકો ચાંદી સોનાનાં ઘરેણાં પહેરવામાં દર વરસે કરોડો રૂપિયા ખરચે છે તે લોકો શું પોતાના દેશના ફાયદા માટે હુન્નર કળાનાં કામો શરૂ કરવામાં થોડાક પૈસા નહીં આપી શકે? જરૂર આપી શકે. એટલુંજ નહીં પણ જો એવાં સારાં કામો કરવા માટે ધન ન મળે તો આપણા દેશના લોકોને માટે બહુજ શરમ ભર્યું ગણાય. છતાં પણ આપણે જોઇએ છીએ કે બહુજ સારાં કામો કરવા માટે પણ થોડા ઘણા પૈસા પણ મળતા નથી. આનું કારણ શું? શું આપણી દરિદ્રતા એજ એનું મુખ્ય કારણ છે? બેશક, દરિદ્રતા પણ જ્યાં ત્યાં બહુ નડે છે, પણ એ કાંઇ મુખ્ય કારણ નથી. મુખ્ય કારણ તો આપણી અજ્ઞાનતા એજ છે. આપણે આપણા દેશની પાયમાલી સમજી શકતા નથી. આપણો દેશ અસલ કેવો ધનવાળો હતો, કેવો ફળદ્રુપ હતો, કેવો માનમર્તબાવાળો હતો અને દરેક બાબતમાં કેવો સૌથી શ્રેષ્ઠ હતો; અને તેને બદલે હાલમાં કેવો ભીખારી થઇ ગયો છે, કેવો રસકસ વિનાનો થઇ ગયો છે, કેવો અપમાન ભરેલો થઇ ગયો છે, કેવી નીચતાવાળો થઇ ગએલો છે અને દરેક બાબતમાં તેના કેવા બૂરા હાલ થઇ ગયા છે, એ આપણે સૌ બરાબર રીતે જાણતા નથી. તેથી આપણા દેશ માટે આપણા મનમાં જે માનની ને જે પ્રેમની લાગણી

જાગવી જોઇએ તે હજી જાગી નથી અને આપણા લોકો દેશના કલ્યાણનાં કામોમાં હજી જોઇએ તેવી મદદ કરતા નથી.

## આપણા દેશની હાલની સ્થીતિ.

બીજું આપણે આપણી દરિદ્રતા સમજતા નથી, આપણી ગુલામગીરી જેવી સ્થિતિનો હજી પણ આપણને ત્રાસ લાગતો નથી, આપણી ઉપર ઘણી તરફથી ઘણી જાતના અન્યાયો થાય છે તોપણ તે બધી બાબતોની આપણા સૌ લોકોને પૂરેપુરી ખબર પડતી નથી. આપણા હકો આપણને મળતા નથી, એટલુંજ નહીં પણ રોજ રોજ ઉલટા આપણા હકો લૂટાતા જાય છે તોપણ આપણી આંખો ઉઘડતી નથી. આપણા હજારો બંધુઓ આપણો ઉત્તમ ધર્મ છોડીને દરવરસે પરધર્મમાં વટલાઇ જાય છે અને પાછા આપણાજ દેશના ને આપણાજ ધર્મના તેઓ દુશ્મન બને છે, તેમ છતાં એ ભયંકર સ્થિતિને તેના અસલ સ્વરૂપમાં આપણા દેશના સો લોકો જાણતા નથી. આપણા લોકો જૂઠું બોલવામાં, દગા ફટકા કરવામાં, હાજી હા કરવામાં, વાત વાતમાં ડરી જવામાં, દરેક બાબતમાં પોલમપોલ ચલાવવામાં, પોતાના જરાક જેટલા સ્વાર્થ સારૂ દેશદ્રોહી થવામાં, બહારના બનાવટી ખોટા સંતોષમાં, આળસમાં અને જરાક વારના ઉપરછલા ભાડુતી મોજશોખમાં ફસાતા જાય છે, પણ પોતાનું પોઝીસન સમજતા નથી. અસલના વખતમાં આખી દુનિયામાં આપણા પૂર્વજો સૌથી સરસમાં સરસ હતા અને હજી પણ જો આપણે ચેતીએ તો થોડાં વરસોમાં આપણા દેશનું ઘણુંએ ભલું કરી શકીએ તેમ છીએ.

## આપણને આગળ વધવાની સગવડો.

એ સિવાય આપણા દેશમાં દરેક જાતનાં સાધનોના અખૂટ ભંડાર ભરેલા છે, આપણે ત્યાં મજૂરી સસ્તી છે, આપણા લોકોમાં

બુદ્ધિબળ છે, આપણા દેશમાં જથ્થાબંધ કાચી ચીજો ઉત્પન્ન થાય છે, આપણા દેશની અંદરજ દરેક જાતના માલનો ઉઠાવ થઇ શકે તેમ છે, આપણા દેશમાં સેંકડો જાતના નવા ઉદ્યોગો ખીલવવા માટે બ્હોળાં મેદાનો પડેલાં છે, દરેક નવી બાબતો પણ બહુજ સહેલાઇથી આપણા લોકો શીખી શકે તેમ છે, આપણા દેશની વસ્તી એટલી બધી મોટી છે કે એક માત્ર ચીન સિવાય આખી દુનિયાના બીજા કોઇ દેશમાં એટલી બધી વસ્તી નથી અને ઇશ્વર કૃપાથી આપણા દેશની રૂતુઓ એવી અનુકૂળ છે તથા હાલના વખતમાં દુનિયામાં એવાં સારાં સાધનો છે કે આપણે આપણા દેશના કલ્યાણ માટે જે ધારીએ તે કરી શકીએ તેમ છીએ. પણ આ બધી મુદ્દાની વાતો આપણા દેશનાં સત્તાવીસ કરોડ માણસો જાણતાં નથી, એજ આપણું દુર્ભાગ્ય છે અને એથીજ આપણા દેશની બહુ માઠી દશા છે. તથા એ અજ્ઞાનપણાને લીધેજ આપણને દેશનાં કલ્યાણનાં કામો માટે પણ ધન મળતું નથી. પણ જો આ બધી વાતો દેશના દરેક માણસો સમજે તો પછી દેશના કલ્યાણનાં કામો કરવા માટે ધનની ખોટ રહે ખરી કે ? કહો કે નહીંજ.

## આપણી ગરીબાઇ વચ્ચે પણ આપણે કાંઇક કરી શકીએ તેમ છીએ.

કારણ કે આપણે ગરીબ છીએ છતાં પણ જો ધારીએ તો આપણે આપણા દેશના કલ્યાણનાં હજારો કામો કરી શકીએ તેમ છીએ. આપણી ગરીબાઇ વચ્ચે પણ આપણે આપણા દુઃખીયારા બંધુઓને મદદ કરી શકીએ, નવા નવા હુન્નરો કરી શકીએ, આપણા અજ્ઞાન બંધુઓમાં કેળવણી વધારી શકીએ, સ્વદેશી વસ્તુઓને ઉત્તેજન આપી શકીએ, જૂલમની સામે થઇ શકીએ, ભવિષ્યની પ્રજા

માટે કાંઇક ભલાં કામો કરી શકીએ, આપણા વાજબી હકો મેળવી શકીએ અને કદી કોઈ માણસથી કાંઇ ન બને તોપણ છેવટ આપણી ગરીબાઇ વચ્ચેથી પણ આપણા દેશને માટે આપણે ભલી લાગણી રાખી શકીએ તેમ તો છીએજ. અને સ્વદેશને માટે ભલી લાગણી રાખવી એ પણ કાંઇ નાની વાત નથી. યાદ રાખજો કે હમણાં જે કાંઇ આપણે કરવાનું છે તે બધું આપણી ગરીબાઇમાંથીજ કરવાનું છે અને દેશના કલ્યાણનાં કામો કર્યા વિના કાંઇ આપણી ગરીબાઇ પોતાની મેળેજ મટી જવાની નથી. વળી આપણી ગરીબાઈ મટે ત્યાં સુધી કાંઇ દેશના કલ્યાણનાં કામો માટે વાટ જોઇને બેસી રહેવાય એમ પણ નથી. એટલુંજ નહીં પણ આપણે ગરીબ છીએ માટે કાંઇ આપણે કરવાનાં કામો દેવતાઓ આવીને કરી જાય, પરદેશી ને પરધર્મી લોકો કરી જાય કે તે કામો પોતાની મેળે મેળે થઈ જાય તેમ પણ નથી. આપણે ગરીબ છીએ માટે કાંઇ આપણે કરવાનાં કામો આપણી પોલમપોલમાંથી થઇ જાય તેમ નથી. આપણે ગરીબ છીએ માટે કાંઇ આપણને કામ કર્યા વિના ચાલવાનું નથી. સાદી સમજ વાપરીને જયારે આપણે સૌ આપણા દેશની આબાદીનાં કામો કરીશું ત્યારેજ આપણી ગરીબાઇ મટી શકશે. માટે હાલમાં તો આપણે આપણી ગરીબાઈ વચ્ચેથીજ આપણા દેશના કલ્યાણનાં કામો કરવાની શરૂઆત કરવી જોઇએ.

## બીડી પાછળ થતો ધનનો ધૂમાડો.

બંધુઓ ! આપણે ગરીબ છીએ એ વાત સાચી, પણ ઇશ્વર કૃપાથી આપણા દેશમાં એટલી બધી જાતની અનુકૂળતા છે અને આપણી પ્રજા એટલી બધી મોટી છે કે જો ધારીએ તો એ ગરીબાઇ વચ્ચે-થી પણ આપણે આપણા દેશના કલ્યાણનાં ઘણાંએ કામો કરી શકીએ,

છતાં પણ જે થવું જોઇએ તેનો સોમો ભાગ પણ થતું નથી. એનું કારણ માત્ર આપણી ગરીબાઇ એ એકલુંજ નહીં, પણ આપણી અજ્ઞાનતા એજ મુખ્ય કારણ છે. જો એમ ન હોય ને એકલી ગરીબાઇજ આપણને ખરેખરી નડતી હોય તો એવી ગરીબાઈમાં આપણને મોજશોખ કરવા કયાંથી સૂઝે ? ને એવી ગરીબાઇમાં મોજ શોખ કેમ રહી શકે ? તેમ છતાં આપણે જોઇએ છીએ કે આપણા લોકો ઘણી જાતની મોજમજા કરે છે, એટલુંજ નહીં પણ ઘણીએ નકામી નુકશાનકારક ચીજો પાછળ દરરોજ લાખો રૂપિયા ઉડાવે છે. જેમ કે બીડી પીવી અથવા તંબાકુ ખાવી કે સુંઘવી એ કાંઇ જીંદગીને જરૂરની બાબત નથી. તંબાકુ વિના જીંદગી ચાલી શકે નહીં એવું કાંઇ નથી અને તંબાકુ ખાવામાં, પીવામાં કે સુંઘવામાં ઘણીજ જાતનાં નુકશાન છે એમ વૈદ્યકશાસ્ત્રથી સાબીત થઇ ગએલું છે, છતાં પણ માત્ર મોજશોખને ખાતરજ હમેશાં લોકો છૂટથી તંબાકુ વાપરે છે; અને તે પણ થોડા ઘણા લોકો નહીં, પણ વસ્તીનો મોટો ભાગ તંબાકુ વાપરે છે. તંબાકુ નહીં વાપરનારા લોકો બહુજ થોડા છે, છતાં પણ મારી ગણત્રી વધારે પડતી અથવા અતિશયોક્તિ વાળી ન દેખાય માટે દાખલા તરીકે ધારો કે આપણા દેશમાં દર ૭ માણસે એક માણસ બીડી પીવાવાળો છે, તો એ હિસાબ પ્રમાણે આપણા દેશની ત્રીસ કરોડ માણસની વસ્તીમાંથી પાંચ કરોડ માણસો બીડી પીનારા નીકળે. એ બધા માણસો બીડી પાછળ દરરોજ એક દોઢીયું કે તેથી પણ વધારે ખરચે એવા શોખીનો હોય છે, છતાં પણ તે દરેક જણનું દરરોજનું માત્ર એક પાઇનું તંબાકુનું ખરચ ગણો અને પછી જુઓ કે દરરોજની પાંચ કરોડ પાઇના કેટલા રૂપિયા થાય છે ! ભાઈઓ ! એ પાંચ કરોડ પાઇના બે લાખ સાઠ હજાર ચારસો સોળ રૂપિયા દસ આના ને આઠ પાઇ થાય છે ! આપણા

ગરીબડા દેશમાંથી દરરોજ એટલા રૂપિયા બીડી ફૂંકવામાં ઉડી જા
છે. આ પ્રમાણે એક વરસમાં નવ કરોડને સાડી સાડત્રીશ લા
રૂપિયાનો બીડી પાછળ ધૂમાડો થઇ જાય છે. એટલુંજ નહીં પણ દ
રોજ એ ધુમાડો વધતોજ જાય છે. હવે વિચાર કરો કે જે દેશ દ
વરસે ઓછામાં ઓછા દસ કરોડ રૂપિયા બીડી પાછળ ઉડાવી શકે છે
તે દેશના લોકો જો સાદી સમજ વાપરીને લાગણીથી કામ લે તો
દેશનાં કલ્યાણનાં કામો ન કરી શકે ? જરૂર જે ધારે તે કરી શકે.

## આગળ વધવાના સહેલા ઉપાયો.

એ બધું ખાસ મહેનત કરીને કે પોતાના સ્વાર્થનો ભો
આપીને કરવું પડે એમ નહીં, પણ આપણા બહારના થોડાક ઉપ
છરા મોજશોખ ઓછા કરીએ, આપણી ઉપરથી થોડાક વગર મફતન
કર ઘટાડીએ અને આપણે આપણી જીંદગીને ઓછી કરી નાંખવામ
જે પૈસા ઉડાવી દઇએ છીએ તેજ પૈસા જો આપણે આપણા દેશન
કલ્યાણનાં કામોમાં વાપરીએ તો બીજું કાંઇ પણ વધારે નવું ખર
કર્યા વિના એમાંથીજ આપણે ઘણાંએ મોટાં મોટાં કામો કરી શકીએ
જેમકે દીવાળીના ફટાકડા, હોળીની ઉજાણીયો, શ્રીમંતોના લગ્નો
ઉડતું દારૂખાનું અને ખુશામતોને ખાતર નાતાલમાં અપાતાં ફુટના પૈસ
જો આપણે બચાવીએ અને એ પૈસા દેશનાં કલ્યાણનાં કામોમાં ખ
ચીએ તો બીજું કાંઇ પણ નવું ખરચ કર્યા વિના એમાંથીજ દેશ
ઘણુંએ ભલું થઇ શકે. પણ કરવું છે કોને ? કરવું તો બાજુએ રહ્યું
પણ દેશનાં કલ્યાણની આવી વાતો સાંભળવી પણ આપણા
લોકોને હજી ક્યાં ગમે છે ! અને આપણા દેશના સૌ લોકો
કાને આવી વાતો જાય એવાં સાધનો પણ હજી આપણા દેશ
ક્યાં છે ? કહો કે નથીજ. અને તેનું કારણ શું ? એનું કાર

આપણે આપણી ગરીબાઇ માનીએ છીએ, પણ તેનું કારણ જુદુંજ છે; અને તે એજ કે ગરીબાઇ પણ જેમાંથી પેદા થાય છે તે અજ્ઞાનપણું એજ એનું મૂળ કારણ છે. માટે પ્રથમ આપણે આપણા અજ્ઞાનપણાને દૂર કરવું જોઇએ, એટલે ગરીબાઇ પોતાની મેળેજ ભાગી જશે. કારણ કે અજ્ઞાનપણા વિના બીજા કોઇપણ ઠેકાણે ગરીબાઇ રહી શકતી નથી. માટે જો આપણે આપણી ગરીબાઇને મટાડવી હોય તો પ્રથમ આપણે આપણા દેશમાંથી તથા આપણા લોકોમાંથી અજ્ઞાનપણાને હાંકી કહાડવું જોઇએ. અજ્ઞાનપણાને હાંકી કહાડવા માટે હાલ તુરત તો આપણે માત્ર એટલુંજ કરવાનું છે કે જે પૈસા આપણે આપણા હલકા પ્રકારના નજીવા મોજશોખમાં ઉડાવી દઇએ છીએ, જે પૈસા આપણે આપણા હાથે કરીને આપણી રાજી ખુશીથી પરદેશી વસ્તુઓ ખરીદીને પરદેશ મોકલી દઇએ છીએ, હિંમતની ખામીને લીધે જે પૈસા ઘરમાં પેટીમાં રાખી મૂકીએ છીએ અને ઘણાંએ સાચાં ખોટાં કરીને તથા પરસેવો ઉતારીને મેળવેલા જે પૈસા મૂકીને વગર મફતની હાયહોય કરતા કરતા મરી જઇએ છીએ ને ધોએલ મૂળા જેવા થઇને ખાલી હાથે ચાલ્યા જઇએ છીએ, તે પૈસા આપણે પોતાનું કલ્યાણ કરવામાં, આપણા દેશની આબાદી કરવામાં અને આપણા ભાઇબંધોનાં દુઃખો દૂર કરવામાં વાપરવા જોઇએ. જો આપણે માત્ર એટલુંજ કરી શકીએ તો બીજાં કાંઇપણ વધારે નાણું રોકયા વિના એમાંથીજ આપણું ઘણુંએ કલ્યાણ થઇ શકે.

## આપણા દેશમાં વપરાતી પરદેશી ચીજો.

આપણે ગરીબ છીએ એ વાત સાચી, પણ એ ગરીબી છતાં પણ આપણે દર સાલ કેટલા લાખ રૂપિયાનો ચરબીવાળો પરદેશી સાબુ વાપરીએ છીએ એ તમને ખબર છે? કેટલા લાખની માછલીના

તેલની મીણબત્તીઓ વાપરીએ છીએ એ તમને ખબર છે? હાડકાંમાંથી નીકળતા ફોસફરસમાંથી બનાવેલી કેટલા લાખની દીવાસળી દર વરસે વાપરીએ છીએ એ તમને ખબર છે? દર વરસે કેટલા લાખની છત્રીઓ, કેટલા લાખનાં રમકડાંઓ, કેટલા લાખની બાઇસીકલો તથા મૉટરો, કેટલા લાખની આભડછટવાળીને ઉલટી તંદુરસ્તી બગાડનારી વિલાયતી દવાઓ, કેટલા લાખનું પરદેશી મીઠું, કેટલા લાખના પરદેશી કોલસા, કેટલા લાખનાં રંગ ને વારનીસ, કેટલા લાખના કાગળો, કેટલા લાખનાં ચપ્પુ, કાતર, અસ્ત્રા વગેરે, કેટલા લાખનો કાચનો સામાન, કેટલા લાખનો ચામડાંનો સામાન અને દર વરસે એવીજ જાતનો બીજો પરચુરણ સામાન કેટલા બધા લાખો ને કરોડો રૂપિયાનો આવે છે એ તમે જાણો છો? એટલુંજ નહીં પણ સો વરસ ઉપર એક પાઇની પણ જે ચીજ આપણા દેશમાં આવતી નહીં તે ચીજો હવે દર સાલ કરોડો રૂપિયાની આપણા દેશમાં આવે છે એ તમે જાણો છો? જેમ કે, ખાનાખરાબી કરનાર કરોડો રૂપિયાનો પરદેશી દારૂ આપણા દેશમાં આવે છે અને વરસો વરસ એનો આંકડો વધતોજ જાય છે. દર વરસે કરોડો રૂપિયાની ભ્રષ્ટતાવાળી પરદેશી ખાંડ આવે છે અને તેમાંથી શ્રીમંતોમાં મીઠી પીસાબનો રોગ વધતો જાય છે. દર વરસે ધૂમાડો થઇને ઉડી જનાર ગ્યાસલેટ કરોડો રૂપિયાનું આવે છે. અને દર વરસે પરદેશથી ત્રીસ કરોડ રૂપિયાનું કાપડ આપણા દેશમાં આવે છે. હવે જુઓ કે આમાં કયાંઈ જરાય ગરીબી દેખાય છે? અફસોસ કે આવી રીતે દર વરસે કરોડો રૂપિયા મોજશોખમાં ઉડી જાય ને પરદેશમાં ચાલ્યા જાય તેમાં કયાંઇ ગરીબાઇ દેખાતી નથી, પણ આપણી ના લાયકી તો જુઓ કે જ્યાં દેશના કલ્યાણનાં કામો કરવાની વાત આવે ત્યાંજ બિચારી ગરીબાઇને વચ્ચમાં ઘુસાડી દઇએ છીએ!!

# લગ્ન તથા મરણ પાછળ થતાં ખરચો.

ભાઇઓ! આપણે ગરીબ છીએ એ વાત સાચી, છતાં પણ એ ગરીબાઇ વચ્ચે પણ આપણે કેટલું બધું ખોટું ખરચ કરવાવાળા છીએ અને એવી ગરીબાઇ છતાં પણ દેશના કલ્યાણને માટે કેવા બેદરકાર છીએ એની તમને ખબર છે? એ ખબર નથી. જો પૂરે-પુરી ખબર હોય તો આપણે આપણા દેશના કલ્યાણનાં કામો કરવામાં ખોટે ખોટાં રોદણાં રોયા કરીએ નહીં અને આપણું પોતાનુંજ ભલું કરવામાં આપણે આટલા બધા બેદરકાર રહીએ નહીં; પણ અફસોસ એજ છે કે આપણે ઉંડા ઉતરીને આપણી પોતાની સ્થિતિ તપાસતા નથી. જો એ તપાસીએ તો તુરત ખબર પડે કે આપણો દેશ એટલો બધો મોટો છે અને તેમાં એટલાં બધાં કુદરતી બહોળાં સાધનો છે કે જે આપણે ધારીએ તે કરી શકીએ, પણ આપણે તો ગરીબાઇનું બાનું આડું ધર્યા કરવું છે ને કરવું કાંઇજ નથી, તેથીજ આપણા દેશની દુર્દશા છે. માટે હવે તો આપણે સૌએ આપણા દેશના કલ્યાણનાં કાંઇક ને કાંઇક ભલાં કામ કરવાં જોઇએ. જે પૈસા મોજશોખને ખાતર, લોકલાજને ખાતર, ચાલતા આવેલા રિવાજને ખાતર તથા આપણી મૂર્ખાઇને ખાતર ઉડાવી દેવામાં આવે છે તે પૈસાનો આપણે આપણા દેશના કલ્યાણનાં કામોમાં ઉપયોગ કરવો જોઇએ. જો એ પ્રમાણે આપણે કરીએ તો ધનનાં બીજાં વધારે ફાંફાં માર્યા વિના એમાંથીજ આપણે ઘણુંએ કામ કરી શકીએ. એક હજારે વીસ મરણ લેખે આપણા દેશની ત્રીસ કરોડની વસ્તીમાંથી દર વરસે સરેરાસ સાઠ લાખ મરણ થાય છે અને આશરે ચાલીશ લાખ લગ્ન થાય છે. તે દરેક લગ્ન તથા મરણ પાછળ નાતોનાં મોટાં મોટાં ખર્ચ થાય છે, તેમાં કેટલાક

શ્રીમંતોની પાછળ તો અરધો અરધો લાખ રૂપિયા બ્રાહ્મણોની ચોરાશી જમાડવામાં ચાલ્યા જાય છે, અને કેટલાક શ્રીમંતોને ત્યાં લગ્નમાં લાખો રૂપિયાનું ખરચ થઇ જાય છે, પણ દરેક લગ્ન તથા મરણ પાછળ નાતો જમાડવાના ખરચના સરેરાસ આપણે ફકત વીસ રૂપિયા ધારીએ તો પણ એ હિસાબે ચાલીશ લાખ લગ્ન તથા સાઠ લાખ મરણ મળી કુલ એક કરોડ લગ્ન તથા મરણ પાછળ દર વરસે આપણે વીસ કરોડ રૂપિયા ખરચી નાખીએ છીએ, અને તે બધા પૈસા બીજે દહાડે ગામની ગટરોમાં તથા રોગો વધારવામાં ચાલ્યા જાય છે. છતાં એનો દસમો ભાગ પણ કોઇ દેશના કલ્યાણનાં કામોમાં ખરચે તેમ છે? કહો કે નહીંજ. અને તેમ છતાં પણ અજાયબી તો જુઓ કે આપણે તો માત્ર આપણી ગરીબાઇનું બાનું આડું ધરીને દેશના હિતનાં કાંઇ પણ કામો કર્યા વિના જૂની રૂઢિ પ્રમાણે ચાલીનેજ આપણા દેશનું કલ્યાણ કરી નાખવું છે!! પણ સાદી સમજ વાપર્યા વિના અને પોતાના સ્વાર્થનો થોડોક પણ ભોગ આપ્યા વિનાજ દેશનું કલ્યાણ કેમ થઈ શકે એ જરા વિચાર તો કરો? અરે, દેશનું કલ્યાણ કરવું છે કોને! માત્ર મોઢેથી એમ કલ્લા કરવું છે કે અમે ગરીબ છીએ? અમે શું કરી શકીએ? પણ પોતાના આત્માના બળ સામે જોઇને, દેશમાં રહેલાં કુદરતી અનુકૂળ સાધનો સામે જોઇને, આખી દુનિયાની નવામાં નવી શોધોનો પણ સૌને તુરતજ લાભ મળી શકે છે એવી સગવડતા સામે જોઇને અને તેમ છતાં આપણો દેશ પાયમાલીમાં ડૂબતો જાય છે એ સામે જોઇને જો આપણે જરાક વધારે વિચાર કરીએ તો તુરતજ આપણને એમ લાગી જાય કે અમે જે ધારીએ તે કરી શકીએ તેમ છીએ, અને તે પણ બહુજ મુસ્કેલીથી નહીં પણ ઘણી સહેલાઇથી કરી શકીએ તેમ છીએ. કારણ કે આપણો દેશ બહુ વિશાળ છે, આપણા લોકોની સંખ્યા બહુ મોટી

છે, આપણા બંધુઓને બીજી પ્રજાઓ કરતાં કરકસરથી રહેતાં આવડે છે, આપણા દેશમાં મજૂરી સસ્તી છે, આપણા દેશમાં કુદરતી સાધનો બહુ સારાં છે અને આપણી પ્રજામાં અસલના પવિત્ર ઋષિઓએ વાવેલાં જ્ઞાનનાં બીજ હજી પણ છે; તેથી થોડી મદદમાંથી પણ આપણે ઘણુંએ કરી શકીએ તેમ છીએ. વળી એ મદદ પણ કાંઇ બીજાઓ પાસેથી મેળવવાની નથી, પણ આપણે આપણી પોતાની ઉપર જરાક વધારે અંકુશ રાખતાં શીખીએ ને જરાક વધારે નજર પહોંચાડીને યથાશક્તિ કામ કર્યા કરીએ તો એમાંથીજ આપણું પોતાનું અને આપણા દેશનું ઘણુંએ કલ્યાણ થઇ શકે તેમ છે. માત્ર આપણા રોજના ખોરાકમાંથીજ આપણે કેટલું બધું કરી શકીએ તેમ છીએ એ જરા જુઓ તો ખરા.

## આપણા ખોરાકમાંથીજ આપણે ત્રણ કરોડ માણસોને નિભાવી શકીએ તેમ છીએ.

+ "જો આપણે જરાકજ મિતાહારી થઇએ તો કદી પણ આપણા દેશમાં દાણાનો દુષ્કાળ પડી શકે નહીં અને વરસાદના દુષ્કાળ છતાં પણ કદી આપણા ભાઇબંધો ભૂખે મરી જાય નહીં. કારણ કે હાલમાં હિંદુસ્તાનમાં ત્રીસ કરોડ માણસની વસ્તી છે, અને તે બધાં માણસો પોતાની જીંદગીને જરૂર હોય તે કરતાં હમેશા સવાયું દોઢું અને કેટલાંક તો બમણું વધારે ખાય છે. હવે ધારો કે દરરોજ દરેક માણસને બંને વખત મળીને સાધારણ રીતે સરેરાસ એક રતલ અનાજ જોઇએ, તેને બદલે લોકો દોઢ રતલ ખાય છે, છતાં પણ આપણી ગણત્રીમાં વધારે પડતું ન દેખાય તથા ન બની શકે એવું ન થાય માટે આપણે દરેક માણસ બંને ટંક મળીને સવા રતલ

+ "સ્ત્રીઓનું સ્વર્ગ" પાનું ૩૫૫.

એટલે પચાસ તોલા અન્ન ખાય છે એમ ધારો. આમાં જોવાનું છે કે ત્રીસ કરોડ માણસોમાં લાખો બચ્ચાંઓ એકલાં દૂધ ઉપરજ રહેતાં હશે, લાખો બચ્ચાંઓનું પોષણ પાંચ દશ તોલામાંથીજ થતું હશે, લાખો માણસો બિમાર હશે અને લાખો માણસોને બંને વખત પેટ ભરીને પૂરેપુરૂં ખાવાનું પણ નહીં મળતું હોય. તેમજ બીજી તરફ એ જોવું જોઇએ કે હિંદુસ્તાનમાં સેંકડે એંસી ટકા ખેડૂતોની વસ્તી છે, અને ખેડૂતો દિવસમાં ત્રણ વખત જમે છે, એટલુંજ નહીં પણ તાજી હવા તથા જાત મહેનતને લીધે તેઓને વધારે ખોરાક જોઇએ છે, એટલે દરરોજ બે રતલ, અઢી રતલને ત્રણ રતલ ખોરાક ખાઇ જાય એવા પણ કરોડો માણસ છે. માટે બંને બાજુ તપાસીને હું દરરોજ દરેક માણસ માટે સવા રતલ ખોરાકની સરેરાસ કહાડું છું. હવે વિચાર કરો કે જો આપણી સ્રીઓ મિતાહારપણાના ફાયદા સમજે ને એ પ્રમાણે વરતે તો દરરોજ દરેક માણસના ખોરાકમાંથી દર ટંકે ખુશીથી અઢી તોલા ખોરાક ઓછો કરી શકે. યાદ રાખજો કે ટંકે માત્ર અઢી તોલા ખોરાક ઓછો ખાવાથી આપણને કોઇપણ રીતે વસમું લાગે નહીં અથવા ઓછું જણાય નહીં, પણ ઉલટું શરીર વધારે જાગૃતિમાં રહે. આવી રીતે દરેક માણસના ખોરાકમાંથી દરરોજ બહુજ સહેલાઇથી પાંચ તોલા ખોરાક ઓછો કરી શકાય અને તેમ છતાં પણ એટલે કે પાંચ તોલા ખોરાક ઓછો ખાતાં છતાં પણ યાદ રાખજો કે આપણી જઠરાગ્નિ પચાવી શકે તે કરતાં આપણે પાંચ દશ તોલા વધારેજ ખાઇએ છીએ. ખોરાક ઓછો કરતાં છતાં પણ આપણી જીંદગીને જરૂર હોય તે કરતાં આપણે વધારેજ ખાઇએ છીએ અને એટલો ખોરાક ઓછો કરતાં છતાં પણ આપણે આપણી હોજરી ઉપર થોડું ઘણું વધારે ખાવાનું ઘાતકીપણુંજ ગુજારીએ છીએ. મતલબ કે ખરી રીતે

આપણે જેટલું ઓછું ખાવું જોઇએ તેનો ચોથો ભાગ, ત્રીજો ભાગ, અથવા બહુ તો અરધો અરધ ઓછું ખાવાનું હું કહું છું. કારણ કે બધાં માણસો એકદમ મિતાહારી થઇ શકે નહીં. માટે હું કહું છું કે દરરોજ બંને વખત મળીને સરેરાસ આપણે હમેશાં પચાસ તોલા અનાજ ખાઇએ છીએ તેને બદલે તેમાંથી પાંચ તોલા કમી કરીને દરરોજ દરેક માણસે સરેરાસ પીસ્તાલીસ તોલા અનાજ ખાવું જોઇએ. જો આપણી સ્ત્રીઓ મિતાહારી થાય તો સૌ લોકોને એટલો ખોરાક ઓછો કરવો એમાં કાંઇ બહુ મોટી વાત નથી, પણ એનું પરિણામ બહુ મોટું છે. કારણ કે ત્રીસ કરોડ માણસ જો દરરોજ પાંચ તોલા અનાજ બચાવે તો દરરોંજ એક અબજ ને પચાસ કરોડ તોલા અનાજ બચે. એટલા તોલાના ચાલીશ રૂપિયાભારના શેરના હિસાબે ત્રણ કરોડ પંચોતેર લાખ શેર થાય છે; અને દરરોજ દરેક માણસને સવા શેર અન્ન જોઇએ, એ હિસાબે એટલું બચાવેલું અન્ન ત્રણ કરોડ માણસને એક દિવસ ચાલી શકે છે. હવે બીજી રીતે હિસાબ ગણીએ તો એમ થાય કે, દરરોજ એક માણસ પાંચ તોલા અનાજ બચાવે તો એક મહિનાનું દોઢસો તોલા એટલે કે પોણાચાર શેર થાય છે અને એક વરસનું પીસ્તાલીસ શેર અન્ન થાય છે. એ પ્રમાણે ત્રીસ કરોડ માણસનું અન્ન બચે તો એક વરસમાં તેર અબજને પચાસ કરોડ રતલ અન્ન બચી શકે છે અને તેટલા અન્નથી દરેક માણસ દીઠ દરરોજ સવા શેરના હિસાબે ત્રણ કરોડ માણસોને એક વરસ સુધી ગુજારો થઇ શકે છે. હવે વિચાર કરો કે વગર પૈસે ને વગર મહેનતે માત્ર મિતાહારપણાથીજ આ કેટલો બધો મોટો ફાયદો! અને આ કેટલો બધો મોટો પરમાર્થ! એટલુંજ નહીં પણ એટલું ઓછું ખાવાથી કેટલા બધા રોગો ઓછા થઇ જાય, કેટલું આળસ ઓછું થઇ જાય અને કેટલી બધી ઉપાધિ

ઓછી થઇ જાય એનો જરા ખ્યાલ તો કરો ? આ બધું શાથી ? માત્ર જરાકજ મિતાહારપણાથી! પણ યાદ રાખજો કે આ કામ પુરૂષો કરી શકે તેમ નથી, પણ જ્યારે સ્ત્રીઓના અંતરમાં આ વાત ઉતરે અને તેઓ જરાક વધારે મજબૂત મનની થઇને સાદી સમજ વાપરીને કામ લે ત્યારેજ આ મહાન કામ બની શકે એમ છે. એ પછી દુષ્કાળ બિચારો કયાં રહી શકે? પોતાના હમેશના વધારે પડતા ખોરાકમાંથી માત્ર એકજ કોળીયો ઓછો કરવાથી જે પ્રજા દર વરસે ત્રણ કરોડ માણસોને નિભાવી શકે તે પ્રજા પાસે દુષ્કાળનાં સંકટો કેમ આવી શકે? નજ આવી શકે. કારણ કે દુષ્કાળ તો પાંચ દશ વરસે પડે છે અને તે પણ કંઇ બધે ઠેકાણે નહીં, પણ દેશના અમુક ભાગોમાંજ પડે છે. અને આ પ્રમાણે મિતાહારપણાનો બચાવ તો વંશપરંપરાનો છે, માટે મને તો એમ લાગે છે કે કોઇ આપણને સોનાની ખાણોવાળાં રાજ્યો જીતી આપે એથી જેટલો ફાયદો થાય તે કરતાં પણ મિતાહારપણાથી વધારે ફાયદો થાય તેમ છે; અને કોઇ આપણને નવા નવા ખંડો શોધી આપે એથી જેટલો ફાયદો થાય તે કરતાં પણ આપણી પ્રજા મિતાહારી થાય તો એથી વધારે ફાયદો થઇ શકે તેમ છે.”

## દેશનાં કલ્યાણ સારૂ લગ્ન ઉપર કર નાખવો જોઇએ.

દરરોજ ફક્ત એકજ કોળીયો ઓછું ખાવાથી જે દેશ દર વરસે ત્રણ કરોડ માણસોને બચાવી શકે તે દેશના લોકો પોતાના દેશના કલ્યાણનાં કામો કરવા માટે પણ શક્તિવાન ન હોય એ વાત અમે માની શકતા નથી. અમે તો એમ માનીએ છીએ કે આપણા દેશમાં દરવરસે ચાલીશ લાખ લગ્ન થાય છે, એટલે કે ચાલીશ લાખ વર ને ચાલીશ લાખ કન્યા પરણે છે. એ વર તથા કન્યા ફક્ત સવા

સવા રૂપિયો પોતાના દેશના કલ્યાણનાં કામોમાં આપે તો એમાંથીજ એક કરોડ રૂપિયા દરવરસે થઇ શકે. પોતાના દેશના ભલાને અર્થે લગ્ન જેવા શુભ પ્રસંગે માત્ર સવા રૂપિયો આપવો એ કોઇને પણ ભારે પડે તેમ નથી. ઉલટા ઘણા માણસો સવા રૂપિયાને બદલે એવા માંગલિક પ્રસંગે સવાસો રૂપિયા આપવા પણ તૈયાર થશે. છતાં પણ આપણે આપણી માનસિક નબળાઇને લીધે, આપણા લોકોને કામ લેતાં આવડતું નથી તેને લીધે, આપણા લોકોમાં સંપ નથી તેને લીધે, પરમાર્થનાં ઘણાં કામોમાં હમેશાં ઘાલમેલ ને ગોટાળા થાય છે તેને લીધે, પોતાના સ્વાર્થનો ભોગ આપીને દેશના ભલાને અર્થે કામ કરવાવાળા માણસો ન મળે તેને લીધે અને આપણા આગેવાનોની, આપણા વિદ્વાનોની, આપણા ધર્મગુરૂઓની, આપણા અમલદારોની તથા આપણી પોતાની બેદરકારીને લીધે આવાં ઉપયોગી, આવાં મોટાં અને આવાં બહુજ સહેલાઇથી બની શકે એવાં કામો પણ આપણે ન કરી શકીએ તો એ જુદી વાત છે, પણ એનો આરોપ દેશની ગરીબાઇ ઉપર ઢોળી પાડવો એ તો ખુલ્લી નાલાયકી છે. બેશક, આપણો દેશ ગરીબ છે એ વાત સાચી, બહુજ ગરીબ છે એ વાત સાચી, ત્રીસ કરોડની વસ્તીમાં પાંચ કરોડ માણસોને એક ટંકનું પણ પૂરૂં ખાવાનું મળતું નથી એ વાત સાચી, પણ બીજી બાજુએ ત્રીસ કરોડની વસ્તીમાં પાંચ કરોડ માણસો એવાં પણ છે કે જે પોતાનાં

## દેશનાં કલ્યાણ સારૂ દરરોજ એક પાઇ

બહુજ ખુશીથી આપી શકે. અરે! એક પાઇ તો ગરીબમાં ગરીબ ભીખારી પણ દરરોજ બીડી પીવામાં ઉડાવી દે છે, ત્યારે પોતાના દેશનું કલ્યાણ ઇચ્છનારા ભલી લાગણીવાળા માણસો પોતાના દેશનો ઉદ્ધાર કરવાના કામોમાં શું દરરોજ માત્ર એક પાઇ પણ નહીં આપી

શકે ? જો ધારે તો જરૂર આપી શકે. કારણ કે એવી તો ઘણીએ પાઇઓ દરરોજ પાન સોપારીમાં ઉડી જાય છે, એવી તો ઘણીએ પાઇઓ દરરોજ ચા કૉફીમાં ઉડી જાય છે અને એવી તો ઘણીએ પાઇઓ દરરોજ કયાંઇ આડી અવળી ઉડી જાય છે. ત્યારે શું દરરોજ માત્ર એક પાઇ દેશના હિતમાં ન આપી શકાય ? જરૂર આપી શકાય. કારણ કે એ પાઇ કાંઇ દેશના દરેક માણસોએ આપવાની નથી, પણ દેશની વસ્તીનો છઠ્ઠો ભાગ કે જે બહુ સારી સ્થિતિમાં છે તેણેજ એ પાઇ આપવાની છે. તેમ છતાં પાંચ કરોડ માણસની દરરોજની એક એક પાઇમાંથી દરવરસે નવ કરોડ ને સાડી સાડત્રીસ લાખ રૂપિયા થઇ શકે તેમ છે અને એ બાદશાહી રકમમાંથી કેટલાં બધાં પરમાર્થનાં ખાતાંઓ ચાલી શકે તથા આપણા ગરીબડા દેશનું કેટલું બધું ભલું થઇ શકે એ જરા વિચાર તો કરો. પણ અફસોસ કે કરવું છે કોને !! આપણે તો ગરીબાઇનું બ્હાનું આડું ધરીને વાતને ઉડાવી દેવી છે અને અમારી પાસે પૈસા નથી એટલે અમે શું કરી શકીએ ? એમ કહીને નિરાશામાં જીંદગી ગુમાવી નાખવી છે, એટલે એને માટે કાંઇ ઉપાય નથી, પણ જેને ખરેખરી રીતે જીગરની લાગણીથી કામ કરવું હોય તેને માટે તો હજારો રસ્તા છે. અરે ! ભલા માણુસ, કદી બીજું કાંઇ પણ ન કરીએ, પણ છેવટ એટલુંજ કરીએ કે ખેતાબો મેળવવાની આશાએ અમલદારોની ખુશામતો કરવામાં ને પાર્ટીઓ આપવામાં આપણા શ્રીમંતો દરસાલ જેટલા રૂપિયા ઉડાવી દે છે તેટલા રૂપિયા આપણા ધર્મનાં પુસ્તકો સસ્તી કિંમતે ફેલાવવામાં ખરચાતા હોય તોપણ દેશનું ઘણુંએ કલ્યાણ થઇ શકે. વળી દર સાલ જેટલા રૂપિયા રાંડોના નાચો પાછળ ખરચાય છે તેટલા પૈસા જો આપણા અનાથ બંધુઓને પારકા ધર્મમાં વટલી જતા બચાવવામાં ખરચાતા હોય તો આપણા દેશની આવી બૂરી દશા હોય કે ? કહો કે નહીંજ.

# ખાપણમાં જેટલા રૂપિયા ખરચાય છે તેટલા પણ દેશના હિતમાં કયાં ખરચાય છે?

હમણાં તો મરકી, કૉલેરા તથા ઉપરા ઉપર પડતા દુષ્કાળોને લીધે ભૂખમરાથી ઘણાજ વધારે માણસો મરે છે, પણ જ્યારે એવું કાંઇ ન હોય ત્યારે પણ ત્રીસ કરોડની વસ્તીમાંથી દરવરસે સરેરાશ સાઠ લાખ માણસો આપણા દેશમાં મરી જાય છે; અને મરનાર માણસના શબ ઉપર સારાં કપડાં પહેરાવવાનો આપણા લોકોમાં રિવાજ છે, તેથી શ્રીમંતો તો ઉંચી ઉંચી જાતની અને મોટી મોટી કિંમતની સાલો, સેલાંઓ તથા સાડીઓ વગર મફતની બાળી દે છે અને સાધારણ લોકો પણ પોતાની સ્થિતિ પ્રમાણે સારૂં ખાપણ વાપરે છે. એ બધું ન ગણતાં દરેક મુડદા દીઠ સરેરાશ બે રૂપિયાનું ખાપણ ગણીએ તોપણ દરસાલ એક કરોડ ને વીસ લાખ રૂપિયા ખાપણના થાય છે ને તે આપણી મૂર્ખાઇને લીધે બાળી નાખીએ છીએ! અરે, એ ખાપણ જેટલા પૈસા પણ મરનારના પુન્યને અર્થે કોઇ પોતાના દેશના કલ્યાણના કામોમાં આપે છે! જો એ ખાંપણ જેટલા પૈસા દેશમાં નવા હુનરો દાખલ કરવા પાછળ ખરચાતા હોય તોપણ દેશને ઘણોજ ફાયદો થઇ શકે. પણ અફસોસ કે આપણને નમાલા રહેવું ગમે છે, અને પોતાના સ્વાર્થનો ભોગ આપીને કાંઇ કરવું નથી, તેથી પૈસા વિના અમે શું કરી શકીએ? એ બ્હાનું આડું ધર્યા કરીએ છીએ. હવે કદી આ ખાંપણની બાબત કોઇને ન ગમતી હોય તો એ બાબત જેને ન ગમે તે ભલે પડતી મૂકે અને એને બદલે હોળીમાં બળી જતાં લાકડાંનો સદુપયોગ કરતાં શીખે તો એમાંથી પણ ઘણો મોટો પરમાર્થ થઇ શકે તેમ છે. કારણ કે આપણા દેશમાં દરવરસે ગામે ગામમાં, કેટલાક ગામોમાં ફળીએ ફળીએ અને કેટલાક શહેરોમાં

ધેરે ધેરે હોળીયો થાય છે અને તે દરેક હોળીમાં ફક્ત અરધા અરધા રૂપિયાનાં લાકડાં ગણીએ તોપણ દરવરસે લાખો રૂપિયાનાં લાકડાં બળી જાય છે. હવે વિચાર કરો કે દરવરસે આપણા દેશમાં હોળી નિમિત્તે બળી જતાં લાકડાંની કિંમત જેટલા પૈસાનો સદુપયોગ કરીએ તો એમાંથી પણ કેટલું બધું ભલું થઇ શકે? પણ અફસોસ કે કરવું છે કોને! જે કાંઇ પણ કરે છે તથા જેને દેશની ખરી દાઝ છે તે લાંબી નજર પહોંચાડવાવાળા ડાહ્યા માણસો તથા પોતાના બંધુઓની સેવા કરવામાં પોતાની જીંદગી અર્પણ કરી ચુકેલા સ્વદેશભક્ત મહાત્માઓ તો એમજ કહે છે કે જેને કામ ન કરવું હોય તેને આડું દેવાનું ગરીબાઇ એ એક માત્ર બહાનું છે. કારણ કે ગરીબાઇ બે જાતની છે તેમાં એક એ કે જેમાંથી બીજાની મદદ વિના છૂટી શકાયજ નહીં; અને બીજી એ કે જેમાં જરાક વધારે જોર કરે તો પોતે પોતાની મેળે ઉઠી શકે. આ બે જાતની ગરીબાઇમાંથી આપણો દેશ બીજી જાતની ગરીબાઇમાં છે, માટે આપણે ગરીબ છીએ છતાં હજી આપણે આપણી મેળે ઉભા થઇ શકીએ તેમ છીએ. અને તેમ છતાં એ પણ ખરૂં છે કે આપણા કરોડો બંધુઓ પહેલી જાતની ગરીબાઇમાં પણ છે, એટલે કે પોતે પોતાની મેળે સુધરી શકે તેમ નથી; તેઓને બીજાઓની મદદની જરૂર છેજ, અને તે મદદ આપણે કરવી જોઇએ.

## હલકા ગણાતા લોકોને સુધારવાની કૃપા કરો.

ઢેડ, ભંગી, મહાર, ચમાર, વગેરે જે લોકોને આપણે હલકા સમજીએ છીએ એટલુંજ નહીં પણ જેને અજાણતાં અડી જતાં પણ આપણે અભડાઇ જઇએ છીએ તેવાં આપણા દેશમાં સાડાચાર કરોડ માણસો છે અને તે બધાં બહુજ કંગાળ હાલતમાં તથા

બહુજ અજ્ઞાનપણામાં છે. એ સિવાય બીજા છ કરોડ ભીખારીઓ છે તે પણ બહુજ દયાજનક સ્થિતિમાં છે. થોડાક સારા સાધુઓ બાદ કરતાં બાકીના લાખો સાધુઓની જીંદગી પણ દેશની ઉપર સાવ બોજા જેવી છે અને આપણી લાખો જુવાન વિધવા બ્હેનો પણ કાંઇ પોતે પોતાની મેળે સુધરી શકે તેમ નથી. એ બધાંને મદદ કરવા માટે આપણે કમર કસવી જોઇએ. સૌ લોકોએ જેનાથી જે કાંઇ બની શકે તે રીતે પોતાની શક્તિના પ્રમાણમાં મદદ કરવી જોઇએ. પણ અફસોસ એજ છે કે આપણામાં સ્વદેશપ્રેમની જેવી જોઇએ તેવી તિવ્ર લાગણી હજી જાગી નથી, તેથી આપણા દેશના કલ્યાણનાં કામો કરવામાં આપણે મોળા રહીએ છીએ. એ માળાપણાને લીધે આપણામાં ઘણી જાતના અવગુણો રહી જાય છે. કારણ કે જ્યાં મોળાપણું હોય, જ્યાં ઢીલાપણું હોય, જ્યાં " હોતી હેં, ચલતી હેં, " એવું ખાતું હોય, જ્યાં સારૂં લગાડવાનીજ વાતો હોય, જ્યાં બધું પોલમપોલમાં ખેડાતું હોય અને જ્યાં પોતાના મનને ગમે તેમ આડું અવળું સમજાવીને પોતેજ પોતાના મનને ઠગતા હોય ત્યાં અંતરની લાગણી કયાંથી હોય? ત્યાં જીગરનો પ્રેમ કયાંથી હોય? ત્યાં સત્યતા ક્યાંથી હોય? ત્યાં નિર્ભયપણું ક્યાંથી હોય? ત્યાં આત્મિકબળ ક્યાંથી હોય? અને ત્યાં નિઃસ્વાર્થપણે સેવા કરવાનો ધર્મ ક્યાંથી હોય? નજ હોય.

## આપણી ખામીઓ.

સ્વદેશ પ્રેમની ખામીને લીધે એ બધા સદ્દગુણો આપણા સૌ લોકોમાં હાલમાં નથી, તેથીજ આપણને કામ લેતાં આવડતું નથી, આપણામાં દ્રઢતા નથી, આપણે સ્વતંત્રતાની ખુબી સમજતા નથી, આપણામાં પ્રેમ નથી, દેશને અર્થે આપણો સ્વાર્થ તજી દેવાનું આપણામાં બળ નથી, આપણામાં આપણા બુરા રિવાજોની સામે

થવાનું બળ નથી, આપણામાં આપણી પોતાની કિંમત સમજવાની શક્તિ નથી, આપણામાં ભ્રાતૃભાવની ઉંડી લાગણી નથી, આપણામાં કળા કુશળતાની ખીલવણી નથી, આપણામાં એક બીજાને ટેકો આપવાની તિવ્ર ઇચ્છા નથી, આપણે ગુણીઓની કદર કરતા નથી, આપણે ખીલતા બળવાન છોડને પાણી પાતા નથી, આપણે આપણા દેશની અસલની ઉત્તમ સ્થિતિ ને હાલની દુર્દશા પૂરેપુરી સમજતા નથી, અને આપણે આપણી હાલની ગુલામગીરી જેવી સ્થિતિનાં દુઃખો તેના ભયંકર સ્વરૂપમાં સમજતા નથી. વળી આપણે જો જરાક વિચારીને કામ કરીએ તો આપણા દેશનું કેટલું બધુ ભલું કરી શકીએ? એ ચોખ્ખી રીતે જાણતા નથી. આપણો અસલ ધર્મ શું છે અને તેને બદલે હાલમાં આપણે કેવાં નકામાં લફરાંઓમાં બંધાઇ ગયા છીએ? એ આપણે યથાર્થ રીતે જાણતા નથી, રાજદ્વારી બાબતોમાં જેવો જોઇએ તેવો આપણે ભાગ લેતા નથી અને આપણે આપણા આત્માનું બળ સમજતા નથી; તેથી આપણે આપણા દેશનાં કલ્યાણનાં કામો કરી શકતા નથી અને તેથીજ આપણે આપણી જીંદગીની સાર્થકતા કરી શકતા નથી. તેમ છતાં આપણા પોતાના એ બધા વાંકનો ઢગલો આપણે આપણી ગરીબાઇ ઉપર ઢોળી પાડીએ છીએ! દેશનાં કલ્યાણનાં જે કામો આપણી પોતાની નાલાયકીને લીધે થઈ શકતાં નથી તે કામો આપણી ગરીબાઇને લીધે થઇ શકતાં નથી એમ માન્યા કરીએ છીએ! પણ ભાઇઓ! હવે તો આપણે એમજ સમજવું જોઇએ કે ઇશ્વરની કૃપાથી આપણા દેશનાં કલ્યાણનાં કામો કરવા માટે જેટલી જોઇએ એટલી સગવડો આપણી પાસ તૈયાર છે, માત્ર આપણા પુરૂષાર્થનીજ ખોટ છે. જરાક નજર પહોંચાડીને કામ લેવાનીજ ખોટ છે અને મહા સ્વાર્થ સાધવા સારૂ અથવા મોટો પરમાર્થ કરવા સારૂ આપણો થોડોક નજીવો સ્વાર્થ તજી દેવાનીજ

ખોટ છે. જો એટલું કરી શકીએ તો પૈસાની તંગી દૂર થતાં કાંઈ વાર લાગે તેમ નથી. કારણ કે આપણા દેશમાં પૈસાની જેટલી ખોટ છે તે કરતાં પણ પુરૂષાર્થની વધારે ખોટ છે, પુરૂષાર્થ કરતાં પણ મતભેદ છોડી દઈને લાંબી નજર પહોંચાડી કામ લેનારા ડાહ્યા માણસોની વધારે ખોટ છે, અને તે કરતાં પણ દેશની સેવામાં પોતાની જીંદગી અર્પણ કરી દેનારા ભાગ્યશાળીઓની વધારે ખોટ છે. માટે "અમે ગરીબ છીએ, તેથી શું કરી શકીએ?" એવા વિચારોમાં હવે જીંદગી ખોઈ નાખવાની નથી; આપણા દેશના શ્રીમંતો ઉદાર થશે ત્યારેજ અમે કાંઈક કરી શકીશું એવી આશામાં હવે રહી જવાનું નથી; રાજાઓ કે સરકારી અમલદારો મદદ કરે ત્યારેજ કાંઈક દેશનો શુકરવાર થાય એમ ધારીને વાટ જોયા કરવાનો હવે વખત નથી, અને ઓચિંતો એની મેળે આપણા દેશમાં કે આપણી જીંદગીમાં કોઈક મોટો ફેરફાર થઈ જાય એમ પણ કાંઈ બનવાનું નથી; પણ આપણે પોતેજ આપણા દેશના કલ્યાણ માટે પુરૂષાર્થ કરવો જોઈએ અને ત્યારેજ આપણા દેશનો ઉદ્ધાર થઈ શકશે. આપણા દેશની આબાદી સારૂ જેઓ સૂતા હોય તેઓને હવે જગાડવા જોઈએ. જેઓ જાગતા હોય તેઓને બેઠા કરવા જોઈએ. જેઓ બેઠેલા હોય તેઓને ઉભા કરવા જોઈએ. જેઓ ઉભા હોય તેઓને દોડાવવા જોઈએ. જેઓ દોડતા હોય તેઓને બીજાઓની સાથે સરતમાં ઉતારવા જોઈએ. જેઓ સરતમાં જીતેલા હોય તેઓને ઇનામ આપવાં જોઈએ અને જેણે ઇનામ મેળવેલાં હોય તેણે પોતાનાં ઇનામમાંથી પોતાના બંધુઓને ભાગ આપવો જોઈએ તથા પોતે કેમ જીત મેળવી શકયા તેનો ભેદ પોતાના સૌ બંધુઓને સમજાવવાની મહેરબાની કરવી જોઈએ. આવી રીતે જ્યારે આપણા દેશની સમગ્ર પ્રજા જાગશે અને સૌ લોકો પોત પોતાની ફરજ બજાવતાં શીખશે

ત્યારેજ આપણો દેશ આબાદ થઇ શકશે અને ત્યારેજ આપણા લોકો સુખી થઇ શકશે. દરેક માણસ જાગ્યા વિના અને ઘટતો પુરૂષાર્થ કર્યા વિના "અમે ગરીબ છીએ તેથી શું કરી શકીએ?" એમ ધારીને બીજાઓની મદદની વાટ જોયા કરવામાં કાંઇ વળવાનું નથી. માટે ભાઇઓ! ગરીબાઇ વચ્ચે પણ દેશને અર્થે કાંઇક ભલાં કામો કરો અને સ્વાર્થનો ભોગ આપતાં શીખો. કારણ કે સર્વ શક્તિમાન મહાન ઇશ્વરની નજરમાં એની કિંમત બહુ મોટી છે અને એથીજ આપણા દેશનું કલ્યાણ થઇ શકે તેમ છે. માટે આપણા દેશના કલ્યાણ સારૂ એકલી આપણી ગરીબાઇની સામેજ ન જોયા કરો, પણ આપણી નાલાયકીઓ સામે પણ જુઓ, આપણે પુરૂષાર્થ કરવામાં મોળા છીએ તે સામે પણ જુઓ અને આપણા દેશના કલ્યાણ સારૂ આપણે આપણા સ્વાર્થનો ભોગ આપી શકતા નથી એ સામે પણ જુઓ. એટલે તમારી ખાત્રી થશે કે કાંઇ એકલી ગરીબાઇથીજ આપણે અટકેલા નથી, પણ આપણી નાલાયકીયોથીજ આપણે આગળ વધતા અટકી જઇએ છીએ. માટે જેમ બને તેમ આપણામાં સદ્ગુણો વધે એમ કરો, એટલે ગરીબાઈ એની મેળે ભાગી જશે. કારણ કે અજવાળું ને અંધારૂં બંને એકજ ઠેકાણે ને એકજ વખતે સાથે રહી શકે નહીં, તેમજ સદ્ગુણોની સાથે દરિદ્રતા રહી શકે નહીં. અને જે ગરીબાઇને આપણે હમેશાં આગળની આગળ રાખીએ છીએ તે ગરીબાઇ એજ આપણા દુર્ગુણોનું સર્ટીફીકેટ છે, માટે એ નામોથી ભરેલું સર્ટીફીકેટ છે. માટે એ નામાશી ભરેલું સર્ટીફીકેટ હવે છોડી દો અને દેશની સેવા કરવાના કામમાં લાગી જાઓ. દેશની સેવા કરવાના કામમાં લાગી જાઓ.

## આપણા દેશમાં છે તે કરતાં વધારે ગરીબાઇ દેખાય છે તેનું કારણ શું?

બંધુઓ! ગરીબાઇ બે જાતની છે. એક લાચારીની ગરીબાઇ,

ફરજીયાત ગરીબાઈ, અશક્તિની ગરીબાઇ ને નાલાયકીની ગરીબાઇ; અને બીજી ગરીબાઇ પોતાની રાજીખુશીથી સ્વીકારેલી, નિઃસ્પૃહપણાની કે તિવ્ર વૈરાગ્યની ગરીબાઇ. આ બે ગરીબાઇમાં પહેલી જાતની ગરીબાઇ એ એક જાતના શ્રાપ સમાન છે. એ ગરીબાઇ દુર્ગુણોનું સર્ટીફીકેટ છે, એ ગરીબાઇ તે પડતીનું મૂળ છે, એ ગરીબાઇ તે સદ્ગુણના છોડનો નાશ કરનાર કીડો છે, એ ગરીબાઇ તે ઘણી જાતનાં દુઃખોનું કારણ છે, એ ગરીબાઇ તે એક મોટી આફત છે અને એ આખા દેશની ગરીબાઇ તે સમસ્ત પ્રજાને લાગુ પડેલો મહાન રોગ છે. એવી ખાનાખરાબી કરનાર ગરીબી આપણા દેશમાં ને આપણા લોકોમાં છે, એમાં કાંઇ કોઇથી ના પાડી શકાય તેમ નથી. પણ આપણા દેશમાં વાસ્તવિક રીતે જેટલી ગરીબાઇ છે તે કરતાં આપણા લોકોમાં ઘણીજ વધારે ગરીબાઇ દેખાય છે અને તેથીજ આપણે સૌ આપણા દેશનાં કલ્યાણનાં દરેક કામોમાં જ્યાં ત્યાં ગરીબાઇને આડી ધરી દઇએ છીએ. દેશની ખરી ગરીબાઇ કરતાં આપણા લોકોના ઘરસંસારમાં વધારે ગરીબાઇ દેખાય છે તેનું કારણ એજ છે કે આપણા શ્રીમંતો પોતાની ફરજો બરાબર રીતે બજાવતા નથી, તેથી આપણા લોકોમાં વધારે ગરીબાઇ દેખાય છે. અને શ્રીમંતો પોતાની ફરજો બજાવતા નથી તેનું કારણ એ છે કે પૈસા એટલે શું? શા માટે પ્રભુએ તેઓને પૈસા આપ્યા છે? મરી ગયા પછી પૈસા શું કામ આવશે? ગરીબોને અર્થે પૈસા ન ખરચવાથી કેટલું બધું પાપ લાગશે? શ્રીમંતોનો ધર્મ શું છે? અને પૈસા મૂકીને મરી જવું એ કેટલી બધી નાલાયકી છે? એ બધી વાતો અસલ સ્વરૂપમાં આપણા દેશના જુના વિચારના શ્રીમંતો જાણતા નથી, તેથી તેઓ પોતાની ફરજો બજાવતા નથી. એટલે આપણા દેશમાં જેટલી ગરીબાઇ છે તે કરતાં આપણા લોકોમાં વધારે ગરીબાઇ દેખાય છે. પણ જો શ્રીમંતો એમ સમજે કે,

# પૈસા એટલે શું ?

લક્ષ્મી એટલે ઇશ્વરનું પોતાનું અર્ધું અંગ. પૈસા એટલે આગલા ભવમાં કરેલાં પુન્યનું ફળ. પૈસા એટલે પરમાર્થ કરવાનું મ્હોટું સાધન. પૈસા એટલે જગતનું સૌન્દર્ય વધારવાની કુંચી. પૈસા એટલે જગતમાંથી દુઃખો ઓછાં કરવાનું હથીયાર. પૈસા એટલે સંસારસાગર તરવા માટે ધર્મરૂપી હોડીનું હલેસું. પૈસા એટલે ઘણે ઠેકાણે વાપરી શકાય એવું મહાન બળ. પૈસા એટલે માણસોને ઉડવાની પાંખો. પૈસા એટલે ઘણી જાતની મોટી સલામતી. પૈસા એટલે પ્રત્યક્ષ કુદરતી મદદ. પૈસા એટલે માણસની પરીક્ષા કરવાની કસોટી. પૈસા એટલે એક જાતની મીઠી ખુમારી. પૈસા એટલે ઘણી જાતના આનંદનું મૂળ. પૈસા એટલે માણસોને વશ કરી લેનારી એક મહાશક્તિ. પૈસા એટલે એક જાતનું પ્રત્યક્ષ જાદુ અને પૈસા એટલે ઇશ્વરની કૃપા. માટે ગેરવાજબી રીતે પૈસા ગુમાવી દેવા એ ઇશ્વરની કૃપા ગુમાવી દેવા જેવું છે, પોતાનાં પુન્યનાં ફળને ગુમાવી દેવા જેવું છે અને ધર્મ સાધી લેવાનું સાધન ગુમાવી દેવા જેવું છે. વળી પૈસાને જમીનમાં દાટી રાખવા કે તીજોરીમાં પૂરી રાખવા અને તેનો કાંઇ પણ સારો ઉપયોગ કરવો નહીં એ પણ ઇશ્વરના અર્ધા અંગને કેદ કરી રાખવા બરાબર છે. એમ કરવું એ આપણને ઉડવા માટે મળેલી પાંખો કાપી નાખવા જેવું છે. એમ કરવું એ જગતમાંથી દુઃખો ઓછાં કરવાનું હથીયાર ખોઇ નાખવા જેવું છે અને એમ કરવું એ ઘણી જાતના આનંદના મૂળને કાપી નાંખ્યાં બરાબર તથા એક જાતની મહાશક્તિને ઉપયોગમાં લીધા વિના તેને દાબી દીધા બરાબર છે. આમ કરવું એ મહાપાપ છે, કારણ કે મહાત્માઓ તો એમજ કહે છે કે, પરમ કૃપાળુ પરમાત્માએ શા માટે શ્રીમંતોને પૈસા આપ્યા છે, એ તમને ખબર છે?

## કાંઈ પાપ કરવા સારૂ પ્રભુએ શ્રીમંતોને પૈસા આપેલા નથી.

કાંઇ તેઓને રૂપાળા જોઇને પૈસા આપ્યા નથી. કાંઇ તેઓને પોતાની હલકી જાતની મોજમજામાં ઉડાવી દેવા સારૂ પૈસા આપ્યા નથી. કાંઇ તેઓને ચાહ, તંબાકુ કે એવાજ બીજી કોઇ જાતના નિશા કરવા સારૂ પૈસા આપ્યા નથી. કાંઈ તેઓને અભિમાન કરવા સારૂ અને મિજાજો બગાડવા સારૂ પૈસા આપ્યા નથી. બીજાઓના હકો લૂંટી લેવા સારૂ ને પોતાને આશરે પડેલા ગરીબોને સતાવવા સારૂ કાંઇ તેઓને પૈસા આપ્યા નથી. બાંકારેડા થઇને ફરવા સારૂ ને પોતાના ખરાબ દાખલાથી દુનિયાને બગાડવા સારૂ કાંઇ તેઓને પૈસા આપ્યા નથી. પોતાના નીચ પ્રકારના સ્વાર્થ સાધવા માટે બીજાઓને હેરાન કરવા કાંઇ તેઓને પૈસા આપ્યા નથી. પોતાની ઉત્તમ જાતની લાગણીઓને બુઠ્ઠી કરી નાખવા સારૂ કાંઇ તેઓને પૈસા આપ્યા નથી. જગતમાં વેરઝેર વધારવા સારૂ કાંઇ તેઓને પૈસા આપ્યા નથી. નાટક ચેટકમાં ને હલકી જાતની રમત ગમતમાં ઉડાવી દેવા સારૂ કાંઇ તેઓને પૈસા આપ્યા નથી. કોરટો લડવા સારૂ કાંઇ તેઓને પૈસા આપ્યા નથી. ખેતાબો મેળવવા માટે અમલદારોની ખુશામતો કરવા સારૂ કાંઇ તેઓને પૈસા આપ્યા નથી. પોતાની નીચ વૃત્તિઓને તૃપ્ત કરવા સારૂ, પરદેશી વસ્તુઓ વાપરીને પોતાના દેશી બંધુઓને ગેરઇન્સાફ કરવા સારૂ કાંઇ તેઓને પૈસા આપ્યા નથી; અને શ્રીમંતો ખાસ પોતાને માટે પોતેજ નરકની ટીકીટ લે તે સારૂ કાંઇ ઇશ્વરે તેઓને પૈસા આપ્યા નથી. પણ પરમકૃપાળુ સર્વ-શક્તિમાન મહાન કલ્યાણકારી

## ઇશ્વરે જગતનું કલ્યાણ કરવા સારૂજ શ્રીમંતોને પૈસા આપેલા છે.

ગરીબોને મદદ કરવા માટે દીનાનાથ પ્રભુએ શ્રીમંતોને પૈસા

આપેલા છે. સૃષ્ટિનું સૌન્દર્ય વધારવા માટે સૌન્દર્યના સ્વામીએ શ્રીમંતોને પૈસા આપેલા છે. દુઃખીઓને દિલાસો દેવા માટે ને તેઓનાં આંસુ લુછવા માટે દીનજનપાલક પ્રભુએ શ્રીમંતોને પૈસા આપેલા છે. જગતની વસ્તુઓની કિંમત વધારવા માટે સંપૂર્ણતાના સ્વરૂપ પ્રભુએ શ્રીમંતોને પૈસા આપેલા છે. ગુણી માણસોના ગુણની કદર કરવા માટે ગુણોના બનાવનાર પ્રભુએ શ્રીમંતોને પૈસા આપેલા છે. જરૂરની જૂની વસ્તુઓનો પુનરોદ્ધાર કરવા માટે નરસાનું પણ સારૂં કરનાર પ્રભુએ શ્રીમંતોને પૈસા આપેલા છે. પોતાના બંધુઓમાં વિદ્યા વધારવા માટે બુદ્ધિદાતા પ્રભુએ શ્રીમંતોને પૈસા આપેલા છે. દેશમાં નવાં નવાં હુન્નરકળા ખીલવવા માટે ચતુર વિશ્વકર્માએ શ્રીમંતોને પૈસા આપેલા છે. જગતમાં ઈશ્વરનો મહિમા ફેલાવવા માટે મહા મહિમાવાળા પ્રભુએ શ્રીમંતોને પૈસા આપેલા છે. ધર્મને ટેકો આપવા સારૂ ધર્મના પ્રવર્તક પ્રભુએ શ્રીમંતોને પૈસા આપેલા છે. અનાથોને મદદ કરવા માટે અનાથના નાથે શ્રીમંતોને પૈસા આપેલા છે. ગરીબ પ્રાણીઓનું રક્ષણ કરવા માટે સૌનું રક્ષણ કરવાવાળા પ્રભુએ શ્રીમંતોને પૈસા આપેલા છે. જગતનું ઐશ્વર્ય વધારવા માટે સૌ પ્રકારના ઐશ્વર્યવાળા ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. જગતમાં રસિકતા વધારવા સારૂ રસસ્વરૂપ પરમાત્માએ શ્રીમંતોને પૈસા આપેલા છે. જગતમાં શાંતિ ફેલાવવા સારૂ શાંતિદાતા પરમાત્માએ શ્રીમંતોને પૈસા આપેલા છે. જગતમાં આનંદ વધારવા સારૂ આનંદસ્વરૂપ ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. જગતમાં જ્ઞાન ફેલાવવા સારૂ જ્ઞાનસ્વરૂપ ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. આ દુનિયામાં દયાનાં કામો કરવા સારૂ દયાળુ ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. જગતને ન્યાયના માર્ગમાં ચલાવવા સારૂ ન્યાયી ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. જીવોમાં સદ્ગુણો વધારવા સારૂ સર્વે સદ્ગુણોના સ્વામી ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. ગરીબોને જુલ-

મમાંથી બચાવવા સારૂ જુલમીઓનો નાશ કરનાર ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. જગતમાંથી રોગોને ઓછા કરવા સારૂ બધી જાતના રોગોને મટાડનાર મહાન ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. જગતમાંથી પાપી વિકારો ઓછા કરવા સારૂ વિકારોના શત્રુ ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. હરિજનોને મદદ કરવા સારૂ ભક્તવત્સલ ભગવાને શ્રીમંતોને પૈસા આપેલા છે. મનુષ્ય જાતમાં પવિત્રતા વધારવા સારૂ સૌથી વધારે પવિત્ર ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. અબળાઓને મદદ કરવા માટે શક્તિનું રૂપ લેનારા ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. દેવોને તેઓના કામોમાં મદદ કરવા સારૂ દેવોના મદદગાર ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. પિતૃઓને રાજી કરવા સારૂ પિતૃઓને તેઓના ભાગ પહોંચાડનાર ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. બાળકોને સુખી રાખવા સારૂ વાત્સલ્યભાવવાળા ભગવાને શ્રીમંતોને પૈસા આપેલા છે. ઇન્સાફના કામોમાં મદદ કરવા સારૂ અદલ ઇન્સાફી ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. પાપીઓને પાપ કરતા અટકાવવા સારૂ નરકનો અગ્નિ પ્રકટાવનાર ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. અને યોગભ્રષ્ટ હરિજનોના તપથી ખુશી થઇને તેમના પુન્યના બદલામાં તેમને સ્વર્ગ આપવા સારૂ–સ્વર્ગની ટીકીટ લેવા માટે સ્વર્ગના મહારાજાધિરાજ સર્વ શક્તિમાન મહાન ઇશ્વરે શ્રીમંતોને પૈસા આપેલા છે. માટે જેમ બને તેમ શ્રીમંતોએ પોતાના પૈસાનો સારામાં સારો ઉપયોગ કરવો જોઇએ. તોજ પૈસાની સાર્થકતા છે, તોજ જીંદગીની સફળતા છે અને જો પૈસાનો સારો ઉપયોગ થાય તોજ સ્વર્ગમાં જઇ શકાય તેમ છે. માટે એક પણ દોઢીયું અધર્મના કામમાં ન ખરચાય કે એક પણ દોઢીયું પ્રભુને અર્થે ઉપયોગમાં આવ્યા વિના નકામું ન રહી જાય એ દરેક શ્રીમંતોએ બહુજ સંભાળવાનું છે.

આ બધી બાબતો જેવી રીતે જાણવી જોઇએ તેવી રીતે આપણા

દેશના શ્રીમંતો જાણતા નથી, તેથી તેઓ પોતાના પૈસાનો જેવો જોઇએ તેવો સદુપયોગ કરી શકતા નથી, એટલુંજ નહી પણ પોતાની મિલ્કતનો સોમો ભાગ પણ પરમાર્થમાં ખરચી શકતા નથી; તેથીજ આપણો દેશ જેટલો ગરીબ છે તે કરતાં ઘણોજ વધારે ગરીબ દેખાય છે. માટે જેઓને પોતાના દેશની દાઝ હોય, પોતાના ધર્મની લાગણી હોય, પોતાના બંધુઓની અતિશય દુઃખી હાલત જોઇને જેનો જીવ તરફડતો હોય અને જે પોતાના અંતરનો દિલાસો મેળવવા ચ્હાતા હોય તથા ઇશ્વરને રાજી રાખવા ચ્હાતા હોય તે દરેક માણસોએ પોતાની શક્તિના પ્રમાણમાં પ્રભુ પ્રીત્યર્થે પોતાના દેશના કલ્યાણનાં કામોમાં અંતરના ઉમળકાથી પૈસા ખરચવા જોઇએ. જ્યારે એ પ્રમાણે દરેક માણસો કાંઇક ને કાંઇક પણ શુભ કામ કરવા લાગશે ત્યારેજ આપણા દેશનું કલ્યાણ થઈ શકશે. આપણા દેશની આટલી બધી દુર્દશા થઇ ગઇ છે, છતાં પણ આપણા શ્રીમંતો પોતાના પૈસાનો સદુપયોગ કરતા નથી તેનું કારણ એજ છે કે,

## મરી ગયા પછી પૈસા શું કામ આવશે ?

એ તેઓ જાણતા નથી. તેથી તેઓ પોતાના દેશના ભલાની બાબતમાં તથા પોતાના આત્માના કલ્યાણની બાબતમાં બેદરકાર રહે છે, પણ જો તેઓ પોતે પોતાના મનને એમ સવાલ પૂછે કે, "અમે મરી જઇશું પછી અમારા પૈસા અમોને શું કામ આવશે ?" તો તેઓને ઘણી ઉંડી લાગણી થયા વિના રહે નહીં. એનો જવાબ તુરતજ એમ મળી આવે કે અમે મરી ગયા પછી અમારા પૈસા અમોને કાંઇ પણ કામ લાગી શકે એમ નથી. છતાં પણ એ પૈસાથી અમે હમણાં ધર્મ કાં ન કરી લઇએ ? અમે મરી ગયા પછી અમારા પૈસા જેના હાથમાં આવશે તે ખાઇ જશે ને વખતે હમણાં

અમોને જેનું મોઢું જોવું પણ નથી ગમતું તે અમારા દુશ્મનોજ અમારા પૈસાથી મોજ કરશે, છતાં પણ અમે અમારા પૈસાને ગરીબોની સેવામાં હમણાંજ કાં ન ખરચીએ ? અમે મરી ગયા પછી અમારી બહુ કિંમતવાળી ને બહુ વ્હાલી વસ્તુઓ કોઈક વાપરશે, છતાં પણ અમે હમણાં અમારી સડી ગયેલી જૂની વસ્તુઓ પણ ભીખારીઓને કાં ન આપી શકીએ? અમે મરી ગયા પછી અમારા ધન સારૂ અમારા દીકરાઓ અને બીજાં સગાંઓ અંદર અંદર લડશે અને હજારો રૂપિયા કોરટો ખાઈ જશે, છતાં પણ હમણાં હાથે કરીને અમે અમારો હાથ કાં ન ઠારીએ ? અમે મરી ગયા પછી અમારા ઘણા પૈસા જ્યાંના ત્યાં દટાઈ જશે અને જેના હાથમાં તેના મોંમાં થઈ જશે તથા લાખના બાર હજાર થઈ જશે, છતાં પણ અમે અમારા પૈસાથી હમણાં અમારી નામના કાં ન મેળવી લઈએ? જાત-મહેનતથી પરસેવો ઉતારીને મેળવેલા અમારી ખરી કમાઈના પૈસા અમે મરી ગયા પછી અમારા વંશ—વારસો પોતાની હલકી જાતની મોજમજામાં ને નરકની ટીકીટ ખરીદવામાં ઉડાવી દેશે, છતાં પણ અમારા એ પૈસા હમણાં અમારે હાથે અમે ઇશ્વરને અર્થે કાં ન ખર-ચીએ? અમારાં ઘરબાર ને અમારા વાડી બંગલાઓ કે જે અમે ઘણી જાતનાં છળકપટ કરીને તથા ઘણા જણા સાથે ઘણી જાતના કજીયાઓ કરી મેળવેલા છે અને જેમાં અમે હમણાં કોઇ સારા માણસને કે અભ્યાગતોને પણ ઉભા રહેવા દેતા નથી, તેજ મકાનોમાં અમે મરી ગયા પછી ઘણીએ જાતના અધર્મો થશે અને તે જ્યારે અમે પ્રેતની અવસ્થામાં રહીને જોશું ત્યારે એ વખતે અમને કેટલી બધી દિલગીરી લાગશે અને કેટલો બધો ત્રાસ થશે? છતાં પણ અફ-સોસ કે હમણાં અમે અમારાં મકાનો ગરીબો માટે કે હરિજનો માટે પણ ખુલ્લાં રાખી શકતા નથી!!

# સાચવી રાખેલા પૈસાનું પરિણામ.

હમણાં જે પૈસા માટે અમે અતિશય હાયહોય કરીએ છીએ, જે પૈસા માટે કાળાં ધોળાં કરીએ છીએ, જે પૈસા માટે અમે અમારા લોહીનું પાણી કરીએ છીએ અને જે પૈસા માટે અમે તરફડી તરફડીને મરીએ છીએ, તેજ પૈસામાંથી અમે મરી ગયા પછી ઘણી જાતનાં પાપો થશે. તેજ પૈસામાંથી કુટુંબકલેશ થશે અને નવી નવી હોળીઓ સળગશે. તેજ પૈસા અમારાં સગાંઓને મોઢે અમોને શ્રાપો અપાવશે. તેજ પૈસા અમારા કુટુંબમાંથી ઘણા જણનું ભુંડું કરશે. તેજ પૈસા જે સગાં વ્હાલાં માટે અમે રાખી જઇશું તે માણસ પણ સુખેથી ભોગવી શકશે નહીં. તેજ પૈસા અમે મરી ગયા પછી લોકોમાં અમારી અપકીર્તિ કરાવશે અને તેજ પૈમા અમોને નરકમાં લઇ જશે. છતાં પણ અમે એવા અભાગ્યા છીએ કે હજી સુધી પણ એ પૈસાને અમે પુન્યના કામમાં ખરચી શકતા નથી. એ પૈસાનો ધરાર આવો માઠો ઉપયોગ થશે એમ અમે થોડું ઘણું જાણીએ છીએ, છતાં પણ અમે એવા અભાગીયા છીએ કે અમારા દેશનાં કલ્યાણનાં કામોમાં એ પૈસા અમે ખરચી શકતા નથી. અમે મરી ગયા પછી એ પૈસા અમોને કાંઇ પણ કામ આવવાના નથી, છતાં પણ અમે એવા અભાગીયા છીએ કે તેમાંથી થોડાક પૈસા પણ અમે હમણાં અમારાં અજ્ઞાન ભાઇ–બેનોને સુધારવાના કલ્યાણકારક કામમાં પણ ખરચી શકતા નથી. મરી જવું છે એ ચોક્કસ છે એમ જાણીએ છીએ, દેહનો ઘડીનો પણ ભરોંસો નથી એ પણ ખબર છે, અને અમારી નજર આગળ અમારા કરતાં મોટા મોટા માણસો તથા અમારા કરતાં નાની ઉમરના સાજા તાજા માણસો વાત કરતાં કરતાં ઉડી ગયા છે ને કાંઇ પણ કરી શક્યા નથી, એટલુંજ નહીં પણ તેમની પછવાડે પણ કાંઇ થયું નથી એ અમે અમારી નજરે

જોએલું છે, છતાં પણ અમે એવા અભાગીયા છીએ કે પ્રભુને અર્થે પરમાર્થનાં કામોમાં અમે અમારૂં ધન વાપરી શકતા નથી, એટલુંજ નહીં પણ અમે મરી ગયા પછી અમારૂં એ ધન અમને શું કામ આવશે ? તેનો કોઇ દિવસ અમે વિચાર પણ કરતા નથી. તેથી અમે ધનના મોહમાં પડયા રહીએ છીએ, તેથી અમે ગાફલ બની જઇએ છીએ અને તેથીજ અમે અમારા ધનનો કાંઇ પણ રૂડો ઉપયોગ કરી શકતા નથી. માટે દરેક શ્રીમંતોએ વિચાર કરવો જોઇએ કે હમણાં વખત છે છતાં પણ અમે અમારૂં ધન ખરચતા નથી ત્યારે મરી ગયા પછી અમારૂં ધન અમોને શું કામ આવશે ? તેમજ અમે મરી ગયા પછી અમારી વિદ્યા અમોને શું કામ આવશે ? એ વાતનો દરેક વિદ્વાનોએ વિચાર કરવો જોઈએ. અમે મરી ગયા પછી અમારો હુન્નર અમોને શું કામ આવશે ? એ વાતનો દરેક કારીગરોએ વિચાર કરવો જોઇએ. અમે મરી ગયા પછી અમારૂં બળ અમોને શું કામ આવશે ? એ વાતનો દરેક બહાદૂર માણસોએ વિચાર કરવો જોઈએ. અમે મરી ગયા પછી અમારા ગુણો અમોને શું કામ આવશે ? એ વાતનો દરેક ગુણી માણસોએ વિચાર કરવો જોઈએ. અમે મરી ગયા પછી અમારો લાગવગ અમોને શું કામ આવશે ? એ વાતનો દરેક વગવસીલાવાળા માણસોએ વિચાર કરવો જોઇએ; અને હમણાં અમે અમારી સત્તાનો સારો ઉપયોગ કરતા નથી ત્યારે અમે મરી ગયા પછી એ સત્તા અમોને શું કામ આવશે ? એ વાતનો દરેક સત્તાવાળા માણસોએ વિચાર કરવો જોઇએ. આપણા અજ્ઞાનપણાને લીધે આવી જાતના સારા વિચારો હજી સૌ લોકોને સૂઝતા નથી, તેથીજ આપણે આપણા દેશના કલ્યાણનાં તથા આપણા આત્માના કલ્યાણનાં ભલાં કામો કરી શકતા નથી અને તેથીજ આપણો દેશ બહુ ગરીબ છે ને આપણા લોકો બહુ દુઃખી છે. માટે જેમ બને તેમ આપણા લોકોમાં

જ્ઞાન વધે એમ આપણે કરવું જોઇએ. કારણ કે ધનની તંગીનું આપણા દેશમાં જેટલું દુઃખ છે તે કરતાં અજ્ઞાનપણાનાં ઘણાંજ વધારે દુઃખો છે અને ધનની તંગીનું દુઃખ પણ અજ્ઞાનપણાંને લીધેજ છે. માટે જેમ બને તેમ આપણા દેશમાં કેળવણી વધે એમ આપણે કરવું જોઇએ. જો એમ થાય તો થોડાજ વખતમાં આપણા શ્રીમંતોની આંખો ઉઘડી જાય ને તેઓને અંતરમાંથી એમ લાગી જાય કે દુઃખીઓનાં દુઃખ મટાડવા માટે પ્રભુપ્રીત્યર્થે પરમાર્થનાં કામોમાં પૈસા ન ખરચવા એ બહુજ મોટું પાપ છે અને એ અમારી બહુજ મોટી નીચતા છે, એટલુંજ નહીં પણ ગરીબોને મદદ કરવાના કામોમાં પૈસા ન ખરચવાથી અમોને કેટલું બધું મોટું પાપ લાગે છે એ વાત અમે ચોખ્ખી રીતે જાણતા નથી, તેથી અમે સૌ હમેશાં એ પાપ કર્યાજ કરીએ છીએ.

## પાપને લીધેજ અમે અમારી શ્રીમંતાઇનું પૂરેપુરૂં સુખ ભોગવી શકતા નથી.

જેમકે ઉંચી જાતના હાપુસના બહુજ સુંદર આંબા તૈયાર હોય અને તે ખાવાનું અમને બહુજ મન થયું હોય, છતાં પણ અમારા શરીરમાં કાંઇક એવો મહારોગ હોય અને ડૅાકટરે એવી આકરી કરી પાળવાનું કહ્યું હોય કે તેમાંથી એક ચીરી પણ અમારાથી ખાઇ શકાય નહીં!! આ શું થોડું દુખ છે? કોઇ વસ્તુ વાપરવાનું કે ખાવા પીવાનું બહુ મન હોય ને એ વસ્તુઓ મળી શકે તેમ ન હોય તો તેમાં ઝાઝું દુઃખ થતું નથી, પણ પોતાનીજ વસ્તુઓ પોતાની નજર આગળ પડેલી હોય અને તે ભોગવવાની અંતરમાંથી બહુ ઇચ્છા હોય છતાં પણ એ વસ્તુઓ પોતાનાથી ભોગવી શકાય નહીં એ બહુજ મોટું દુઃખ છે. અમારે આશરે રહેલાં, અમારા હાથ નીચે રહેલાં તથા

અમારી નજર આગળ રહેલાં બહુજ ગરીબ માણુસોને પણુ ખાસ જરૂરની ચીજો પણુ અમે આપતા નથી, તેથીજ એ પાપને લીધેજ અમને મળેલા ભોગો પણુ અમે ભોગવી શકતા નથી. તેમજ અમે જાણીએ છીએ કે આ અજાણ્યા મુસાફરોનો સત્કાર કરવો જોઇએ, આ અભ્યાગતોને રહેવાની જગ્યા આપવી જોઇએ, આ વિદ્વાનોની અમારા બંગલામાં સભા ભરવી જોઇએ અને આ સુપાત્ર સાધુને અમારા ઘરમાં ઉતારો આપવો જોઇએ, છતાં પણુ એમાંનું કાંઇ પણુ અમે કરતા નથી તેથી એ પાપને લીધે અમારા વાડી બંગલાઓનું સુખ અમે ભોગવી શકતા નથી. તેથી હજારો રૂપિયા ખરચીને મનમાનતો બંગલો તૈયાર કરીએ ત્યારે એજ વખતે કોઇ એવી જાતનો રોગ આવીને ઉભો રહે છે કે જેથી એ બંગલામાં રહી શકાતું નથી. તુરતજ ડૉકટર કહે કે એ બંગલાની હવા તમને માફક નહીં આવે, અથવા તો એ મકાનમાં કોઈ એવું વ્હાલું સગું મરી જાય કે એ બંગલામાંથી જીવજ ઉઠી જાય ને ઉલટો તે ખારો ઝેર થઇ પડે. અથવા એ બંગલામાં રહ્યા પછી ધંધામાં કાંઇ એવું મોટું નુકસાન થઇ જાય કે એ બંગલા માટે મનમાં વ્હેમ જ આવ્યા કરે ને એમ લાગી જાય કે એ જગ્યા સાથે આપણુને લેણુદેવી નથી! આવી જાતના કાંઇને કાંઇ બનાવો બન્યા કરે તેથી એ જગ્યા સુખેથી ભોગવી શકાયજ નહીં. કારણુ કે જે માણુસ પોતાના સુખને માટેજ બધી તજવીજ કરે અને પોતાનો એકલાનો સ્વાર્થ સાધવા સારૂજ તરફડીયાં માર્યા કરે, પણુ બીજાં ગરીબ માણુસોના સુખની દરકાર રાખે નહીં કે તેઓને સુખી કરવા માટે પોતાના સુખમાંથી ભાગ આપે નહીં, તે નીચ મનના માણુસ ઉપર ઇશ્વર રાજી રહેતો નથી. તેથી માત્ર પોતાનુંજ સુખ શોધનારાં એવાં એકલપેટાં સ્વાર્થી માણુસો ખરૂં સુખ ભોગવી શકતાં નથી, એટલુંજ નહીં પણુ તૈયાર થએલા

ભોગો ભોગવવામાં પણ એમને અણચિંતવ્યાં વિઘ્નો આવ્યા કરે છે. જેમકે,

## બીજાંઓને સુખી કર્યા વિના સુખી થઈ શકાયજ નહીં.

પોતાની બાયડી બહુ સારા ઘરની હોય ને બહુ રૂપાળી હોય અને પોતાના મનમાં પણ ગૃહસ્થાશ્રમના લ્હાવા લેવાની બહુ ઇચ્છા હોય, પણ બીજાઓના કજીયા વખતે પોતાનો લાગવગ વાપરીને પોતે ક્યાંઇ સંપ ન કરાવ્યા હોય, કોઇ દુઃખીઓને દિલાસા ન દીધા હોય, કોઇ અજ્ઞાનીઓના વાંક માફ ન કર્યા હોય અને નાણાંના મદમાં જેની તેની સાથે કજીયા કરવામાં તથા કોરટો લડવામાંજ પોતાની જીંદગી ખોઇ નાખતા હોય, તેથી તેવા શ્રીમંતોને પોતાની બાયડી સાથેજ બનતું નથી. બાયડીનું મોં જુએ તો તેઓનો મિજાજ બગડી જાય છે, બાયડીની વાત સાંભળે તો તેઓને કાળ ચડે છે અને જાણે એ હમણાંજ મરી જાય તો ઠીક એમ મનમાંથી ઇચ્છે છે. પણ ગરીબોની તરફ બેદરકાર રહેનારાઓ પાસેથી કુદરત વ્યાજ સાથે વેર લે છે, તેથી એ બાયડી તેની પહેલાં મરતી પણ નથી ને ધરાર એનું કહ્યું પણ માનતી નથી. આ શું એવા અભિમાની માણસોને થોડું દુઃખ છે? આખી જીંદગી સુધી રોજની હોળી અને બીજાં બધી જાતનાં મનમાનતાં સાધનો છતાં ધણી-ધણીયાણીમાંજ કંકાશ અને ગૃહસ્થાશ્રમના સુખ માથેજ પૂળો!! પ્રભુ! પ્રભુ!! જો બંને જણને બનતું હોય તો એમાંથી એક જણ રોજનું બિમાર હોય છે અથવા તો એમાંથી એકની જીંદગી ટૂંકી હોય છે. કદી બાયડી સાથે બનતું હોય તો ભાઇ સાથે બીયાબારૂં હોય છે. ભાઇ સાથે બનતું હોય તો ઘરમાં ડોસીઓજ લોહી પીયા કરે છે. ડોસીઓની ઉપાધિ ન

હોય તો બ્હેન, બનેવી કે જમાઇ અથવા એવાંજ બીજાં કોઈ બહુજ નજીકનાં સગાંઓ સાથે મોટું વેર હોય છે. આવો આવો કાંઇ ને કાંઇ કુટુંબકલેશ જરૂર હોય છે. કારણ કે પરમકૃપાળુ મહાન ઇશ્વરનો એવો અચળ નિયમ છે કે "બીજાંઓને સુખી કર્યા વિના પોતાથી સુખી થઇ શકાયજ નહીં." તેથીજ પ્રત્યક્ષ રીતે અમે જોઇએ છીએ કે જે તારીખે બહુ ભારે કિંમતની નવી સાડી લઇએ, નવી મોતીની માળા કે હીરાની બંગડી લઇએ, અથવા નવી ગાડી કે નવો ઘોડો લઇએ ત્યારે એજ વખતે કોણ જાણે કયાંથી ઘરમાં કાંઇકનું કાંઇક હુલ્લડ થઇ જાય છે. એ માનીતી વસ્તુ વાપરતીજ વખતે રીસાવું પડે છે ને જીવ કોચવાય છે. કાંતો બાપ તરફથી કાંઇક અડચણ થાય છે, કાંતો બાયડી કાંઈક આડું વેતરે છે, કાંતો નાનકડી બાળરાંડ નણંદ કાંઇક મેણાં મારે છે, કાંતો મોટી ભાભી કાંઇક રજનું ગજ કરે છે, કાંતો એ વસ્તુ લીધા પછી એની ઉપરથી મનજ ઉતરી જાય છે, કાંતો એ વસ્તુ વાપરવાનો જોગ હોય ત્યારેજ કાંઇક મોટો શોક આવી પડે છે, કાંતો એ વસ્તુ પોતાને બહુજ ગમતી હોય પણ ઘરનાં સૌ માણસોને બહુજ અળખામણી લાગે છે, કાંતો બહુ ટૂંકી મુદતમાં માનીતી વસ્તુ હાથમાંથી ચાલી જાય છે અને કાંતો એ વસ્તુ લેનારનેજ તે વાપર્યા પહેલાં કાંઇક અણધારી મોટી અડચણ આવી પડે છે. યાદ રાખજો કે આપણા દેશના શ્રીમંતોમાં સેંકડે નેવું કેસમાં જરૂર આમ થાય છે. એનું કારણ શું? એનું કારણ પોતે એકલાએજ મોજમજા કરવી અને પોતાના ગરીબ ભાઇબંધોના સુખોની દરકાર ન રાખવી એજ છે. એ પાપને લીધેજ છતાં સાધનોએ આપણા દેશના હાલના શ્રીમંતો જેવા જોઇએ તેવા વૈભવો ભોગવી શકતા નથી. માટે કોઇપણ જાતનું ખરૂં સુખ ભોગવવાની જેને ઇચ્છા હોય તેણે પ્રથમ પોતાના ગરીબ બંધુઓને સુખી કરવા જોઇએ, અને

ફુલ નહીં તો ફુલની પાંખડી પણ પોતાના બંધુઓને મદદ કરવાના કામમાં આપવી જોઇએ, એટલુંજ નહીં પણ પોતાના દેશના કલ્યાણનાં કામોમાં સૌ લોકોએ મોટો ટેકો આપવો જોઇએ. "શુભ કામમાં મોભ, મોભ નહીં તો વળી, વળી નહીં તો સળી, અને જો સળી પણ ન હોય તો છેવટ હાં મારો બાપો, એમ મોટો લલકારો પણ કરવો જોઇએ." જો આપણી શક્તિના પ્રમાણમાં એવું કાંઈ પણ કરીએ તોજ આપણાં સુખો વધુવાર સુધી ટકી શકે, તોજ આપણે શાંતિથી વૈભવો ભોગવી શકીએ અને તોજ અંતે આપણે સાચું સુખ મેળવી શકીએ. માટે કોઇપણ રીતે જેમ બને તેમ આપણે દુઃખી જીવોનાં દુઃખો ઓછાં કરવાં જોઇએ. તોજ—એ પુન્યને લીધેજ આપણાં સુખો ટકી શકે. એ વિના તો આપણે ખુલ્લી રીતે જોઇએ છીએ કે ઘેરે ધણીએ ગાયો ભેંસો હોય અને દૂધ ઘી ખાવાનું મન પણ હોય, એટલુંજ નહીં પણ શક્તિ વિનાનાં નબળાં શરીરને પણ તેની જરૂર હોય, છતાં પણ જરાક વધારે દૂધ ખાય તો ઘણાએ ઝાડા થઇ પડે તથા જરાક વધારે ઘી ખાય તો અજીરણ થઇ જાય. ત્યારે બીજી બાજુ ગરીબોને ઘી દૂધ તો રહ્યું, પણ પથરા પણ પચી જાય! આનું કારણ શું? એનું કારણ એજ છે કે અનાથ છોકરાંઓને દૂધ પાયા વિના પોતે દૂધ પીએ છે, ગરીબોની હૉસ્પીટાલમાં પડેલા નિરાધાર રોગીઓને દૂધ પાયા વિના પોતે દૂધ પીએ છે, દેશની સેવા કરવા સારૂ પોતાના સ્વાર્થ ઉપર પૂળો મૂકી બેઠેલા સજ્જનોની લુખી રોટલી ઉપર ચોપડવા સારૂ ઘી આપ્યા વિના પોતે ઘી ખાય છે અને નાની ઉમ્મરના વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા સારૂ તેઓનાં મીઠાં મોઢાં કરાવવાં જોઇએ, તે મીઠાં મોઢાં કરાવ્યા વિના પોતે એકલા એકલા મીઠાઇઓ ખાય છે અને "હું ને મારી વહુ ને એમાં આવ્યું સહુ" એમ માની બેસે છે, તેથી એ પાપને લીધે તેઓને ઘી,

દૂધ ને મીઠાઇઓ પચતી નથી. કારણ કે કુદરતનો એવો કાયદો છે કે "જેવું વાવશો તેવું લણશો ને જેવું આપશો તેવું પામશો." માટે જો દૂધડાં પીવાં હોય તો પ્રથમ બીજાઓને દૂધ પાઓ, ઘી ખાવાં હોય તો પ્રથમ બીજાઓને ઘી ખવરાવો અને જો સ્વાદીષ્ટ મીઠાઇઓ પચાવવી હોય તો જેને મીઠાઇઓ ન મળી હોય તેનાં મીઠાં મોઢાં કરાવો. એટલે દયાળુ ઇશ્વર તમારી ઇચ્છાઓ પૂર્ણ કરશે. આ બાબત વધારે ચોખ્ખી રીતે સમજાવવા માટે* "મારી મોટી મા કહેતાં કે,

## એકદમ કાંઇ મોટો લાભ મળે ત્યારે તુરતજ તેમાંથી કાંઇક પણ પરમાર્થ કરવો જોઇએ.

જો એમ ન કરીએ તો તુરતજ કાંઈ મોટું નુકશાન ખમવું પડે. સાચું સુખ પરમાર્થમાં છે, એટલે પરમાર્થ વિના સુખ ટકી શકે નહીં. માટે જ્યારે કાંઈ લાભ થાય ત્યારે પ્રથમ બીજાઓને કાંઇક પણ લાભ આપીને પછી આપણે આપણા લાભનો ઉપયોગ લેવો જોઇએ, તોજ તે લાભ ટકી શકે. વળી તે કહેતાં કે તારા મોટા બાપા એક ગરાશીયાના કારભારી હતા. તેથી આપણે ત્યાં શેરડીના ભારા ચાલ્યા આવતા, ત્યારે તેમાંથી તુરતજ હું પાંચ સાંઠા મંદિરે મોકલી આપતી અને પાંચ દશ સાંઠાના કટકા કરી પાડોશીના છોકરાંઓને વહેંચી આપતી, તે પછી મારાં છોકરાંઓને શેરડી ખાવા આપતી, એટલે તે કોઈ દિવસ માંદા પડતાં નહીં. મારી જેઠાણી કોઇને કટકો આપતી નહીં, તેથી તેના ઘરમાં નાહકની શેરડી સુકાઇ જતી અને તેનાં છોકરાંઓ જો શેરડી ખાય તો તુરત ઉધરસ થતી હતી. હું હમેશાં સાધુ સંતને તથા બ્રાહ્મણ શ્રમણને દૂધની લોટી આપતી અને ગરીબોને છાશ આપતી, તેથી મારે ઘેર બહુ દુઝાણું હતું; અને

* "સાચું સ્વર્ગ" માંથી પાનું ૩૩૯.

મારી જેઠાણી કોઇને દૂધનો છાંટો દેખાડતી ન હતી કે કોઇને છાશ પણ આપતી ન હતી. ઘણી છાશ થાય તો ભેંસોને પાઇ દે પણ બારણામાં ટળવળતી ભીખારણને વાટકી છાશ આપે નહીં, તેથી પાંચ વરસમાં તેનું બધું આથમી ગયું, અને મારે ત્યાં પચાસ વરસ થયાં હજી પણ દુઝાણું નભે છે. અમારે ઘેર કેરી ટાણામાં કેરીનાં ડાલાં ભર્યાં રહેતાં, તેમાંથી દરરોજ હું સૌને પાંચ પચાસ કેરી આપીને હાથ ઠારતી; અને મારી જેઠાણી કોઇને કેરીનું ગોટલું પણ દેખાડતી નહીં, તેથી રોજ વાસ મારતી સડેલી કેરીના સુંડલા ઉપાડીને તેને ઉકરડે નાંખવાં જવું પડતું હતું. આવી રીતના ઘણા દાખલાથી મેં જોયેલું છે કે જો ધરમ કરીએ તોજ માલ પચે. કારણકે પુન્યે પાપ ઠેલાય. પુન્ય વિના માલ પચે નહીં."

એવો કુદરતનો નિયમ છે, એવો શાસ્ત્રનો હુકમ છે, એવી મહાત્માઓની ઇચ્છા છે. જુઓને, એ બાબતમાં આપણું અંતઃકરણ પણ એવીજ સાક્ષી પૂરે છે. છતાં પણ આપણે આપણી શક્તિના પ્રમાણમાં પરમાર્થ કરતા નથી, તેથી એ પાપને લીધેજ આપણા દેશના ગરીબોની દુર્દશા છે અને એ પાપને લીધેજ આપણા દેશના શ્રીમંતો જેવાં જોઇએ તેવાં શ્રીમંતાઇનાં સુખો ભોગવી શકતાં નથી. માટે જો આપણા દેશને આબાદ કરવો હોય, આપણા બંધુઓને સુખી કરવા હોય, આપણી ભવિષ્યની પ્રજાને ચહડતી સ્થિતિમાં મૂકવી હોય, આપણા બાપદાદાઓની આબરૂ વધારવી હોય, આપણી પોતાની જીંદગી સુધારવી હોય અને ઇશ્વરની કૃપા મેળવવી હોય તો આપણે સૌએ આપણી શક્તિના પ્રમાણમાં પરમાર્થ કરવો જોઇએ; અને આપણાં ગરીબડાં ભાઇ બ્હેનોની સેવા કરવી જોઇએ. તોજ આપણને સુખ મળી શકશે, તોજ આપણાં સુખ ટકી શકશે અને તોજ આપણાં સુખો વધી શકશે.

## આત્માનો સ્વભાવ.

કારણકે કુદરતી રીતેજ આત્મા એવો છે કે પ્રકાશીનેજ રાજી થવું, આપીનેજ રાજી થવું, બીજાંઓની સાથે અભેદ અનુભવીનેજ રાજી થવું, સૃષ્ટિનાં સૌન્દર્યને વધારીનેજ સજી થવું, જ્ઞાનની તરફજ દોડયા કરવું અને ચોતરફ પ્રેમનેજ ફેલાવ્યા કરવો તથા પ્રેમનું સ્વરૂપ બની જવું. એ આત્માનો સ્વભાવ છે. માટે આ જાતના કામો કરવા સારૂ કુદરતી રીતેજ આપણો આત્મા આપણા અંતઃકરણને પ્રેરણા કરે છે, આપણી લાગણીયોને ધક્કો મારે છે, આપણા બળને ઉશ્કેરે છે, આપણી બુદ્ધિને સતેજ કરે છે; અને તેમ છતાં પણ જ્યારે આપણે પરમાર્થનાં કામો કરવામાં મોળા રહીએ ત્યારે અંતે તે આપણને પશ્ચાતાપ કરાવે છે. એ વખતે આપણી જીંદગી આપણને કંટાળા ભરેલી લાગે છે, એ વખતે આપણી જીંદગી આપણને બોજા જેવી લાગે છે, એ વખતે આપણે થાકી જઇએ છીએ, એ વખતે આપણે ઢીલાઢફ થઈ જઇએ છીએ, એ વખતે આપણને કોઇ ચીજમાં રસ લાગતો નથી, એ વખતે સૌ ઠેકાણે દુઃખજ દેખાયા કરે છે, એ વખતે મગજ બરાબર રીતે કામ કરી શકતું નથી, એ વખતે લાગણીઓ સુસ્ત થઇ જાય છે, એ વખતે શરીર નમાલું થઇ જાય છે અને એ વખતે જીવને ક્યાંઇ પણ જરા પણ ચેન પડતું નથી. કારણ કે આત્માની ઇચ્છા પ્રમાંણે પરમાર્થ થતો નથી, પણ મનની નબળાઇ પ્રમાણે નજીવા નજીવા સ્વાર્થનાં ખોટાં ખોટાં ફાંશાં મરાય છે, તેથી જીવ કંટાળી જાય છે તેમ છતાં આપણે ચેતતા નથી અને તેમાં પણ ખાસ કરીને ધનના મદને લીધે બુઠ્ઠી લાગણીવાળા થઇ ગએલા

## શ્રીમંતો તો પોતાના અંતઃકરણના અવાજ સામે જરાય જોતા નથી.

તેથીજ—એ પાપને લીધેજ તેઓમાં આપણે જોઇએ છીએ

કે સેંકડે ગોણુાસો ટકા તેઓ રોગી હોય છે. કારણ કે બીજાઓન રોગો મટાડવાની તેઓમાં શક્તિ છે, પણ એ શક્તિનો તેઓ લા લેતા નથી તેથીજ તેઓ રોગી રહે છે. જેમ કે, જો તેઓ ધર્મા દવાખાનાંઓ કહાડે તો હજારો રોગીઓના રોગ મટી શકે. જો તેઓ નવી નિશાળો ખોલે તો હજારો માણસોનો અજ્ઞાનપણાનો રોગ મ શકે. જો તેઓ હુનરકળાનાં કારખાનાંઓ કહાડે તો સેંકડો માણસોં દરિદ્રતાનો રોગ મટી શકે. જો તેઓ શાસ્ત્રના હુકમ પ્રમાણે પે નાતોનાં ગેરવાજબી બંધનો તોડવાનાં ભલાં કામોમાં મદદ કરે તેઓ મૂર્ખાઇની હદ સુધી પહોંચેલો આભડછટનો રોગ મટાડી શ જો તેઓ જીંદગીની ઉત્તમતા તથા ધર્મની ખુબી સમજાવવા ખાતાંઓમાં મદદ કરે તો બહારના ખોટા વૈરાગ્યનો ને દેશની ઉ બોજારૂપ થઇ પડતા બાવા થઇ જવાનો રોગ મટાડી શકે; અ જો તેઓ દેશના કલ્યાણનાં કામોમાં પોતાના પૈસા ખરચે તો દેશ ગરીબાઇનો રોગ મટાડી શકે. પણ છતાં સાધનોએ આવા આ ભયંકર રોગો પણ તેઓ મટાડતા નથી. તેથીજ–એ–પાપને લીધે તેઓ હમેશાં રોગીયાને રોગીયા રહે છે. કારણ કે આપણા પ શાસ્ત્રમાં કહેલું છે કે જે બીજાઓની ઉપર દયા કરશે તેની ઉ ભગવાન દયા કરશે. જે બીજાઓનો વાંક માફ કરશે તેના વાંક પ્ર માફ કરશે. જે બીજાઓના રોગ મટાડશે તેના રોગ ઇશ્વર મટાડ જે બીજાઓને સુખી કરશે તેને પરમાત્મા સુખી કરશે. જે બી ઓને મદદ કરશે તેને ઇશ્વર મદદ કરશે. જે બીજાઓને જ્ઞાન આ તેને પરમેશ્વર જ્ઞાન આપશે અને બીજાઓને સુખી કરવા સારૂ પોતે દુઃખ ખમશે તે સ્વર્ગમાં જશે તેમજ તે પ્રભુના વ્હાલા થ માટે જો આપણે સુખી થવું હોય તો કોઇ પણ રીતે આપણે આપ બંધુઓને સુખી કરવા જોઇએ. પણ અફસોસ છે ઇશ્વર કૃપાથી ઘ

તક છતાં પણ આપણા શ્રીમંતો તેનો જેવો જોઇએ તેવો લાભ લેતા નથી, તેથીજ—એ પાપને લીધેજ તેઓ પોતાના પૈસાનું જેવું જોઇએ તેવું સુખ ભોગવી શકતા નથી. એટલુંજ નહીં પણ જે વહુનું મોઢું જોવું ન ગમતું હોય, જેની સાથે રોજ કજીયા થતા હોય, જે ધરાર સામે થઇને હેરાન કરતી હોય અને નાતજાતમાં જે પોતાની સાસુને વગોવતી હોય તે વહુના હાથમાંજ અંતે પોતાની ચાવીનો ઝુમખો જાય છે. જે દેર સાથે બનતું ન હોય ને મોઢું જોવાનો વહેવાર પણ ન હોય તેજ દેર અંતે તેની મિલકત ખાઇ જાય છે. જે ભત્રીજા સાથે બીયાબારૂં હોય, જેની સાથે કોરટો લડ્યા હોય, જેને દુઃખી કરવા માટે ઘણાએ આડાઅવળા પ્રપંચો કર્યા હોય અને જેણે પોતાની નીચતાથી સેંકડો વખત કાકાનો જીવ બાળ્યો હોય તે ભત્રીજોજ કાકા ગુજરી ગયા પછી તેની તીજોરીનો માલેક થઇ પડે છે. આવી રીતે કોઇનું ધન જમાઇ ખાઈ જાય છે, કોઇનું ધન મુનીમ ખાઇ જાય છે, કોઇનું ધન વકીલ—બારિસ્ટરો ખાઇ જાય છે, કોઇનું ધન પોતે જયારે જીવતા હોય ત્યારે જેને ગાળો દેતા હોય અને જેનું કાળે ધડે સ્નાન કરી નાખ્યું હોય તેજ પીત્રાઇઓ ખાઇ જાય છે અને કોઇનું ધન કોઇ વેપારીને ત્યાં કે જમીનમાં દાટયું હોય ત્યાંનું ત્યાંજ રહી જાય છે. કારણ કે દાન, ભોગ ને નાશ એ ત્રણજ ધનની ગતિ છે; માટે જે માણસ ધર્મ પણ કરે નહીં અને પોતે જાતે ભોગવે પણ નહીં તેના ધનનો અંતે નાશજ થાય છે. આવી રીતે સેંકડો ઠેકાણે આપણે નજરે જોઇએ છે, છતાં પણ આપણી આંખો ઉઘડતી નથી; અને ભગવાનને અર્થે પણ આપણા હાથમાથી ધન છુટતું નથી. તેથી અદલ ઇન્સાફ કરનાર ભગવાન એવા લોભી માણસોને એવી સખ્ત શિક્ષા કરે છે કે જેથી તેઓનું બહુજ માનીતું ધન તેઓના બહુજ મોટા દુશ્મનોના હાથમાં

આપી દે છે. તેથીજ આપણે જોઇએ છીએ કે લોભી સાસુની ચાવી તેનો જીવ બાળનાર કજીયાખોર વહુના હાથમાંજ જઇ પડે છે અને લોભી શેઠીયાઓનાં ધન તેનું ધરાર અપમાન કરનાર પીત્રાઇ- ઓના હાથમાંજ જઇ પડે છે; અને તે એટલાજ સારૂ કે મુવા પછી પણ તેઓનો જીવ એ જોઇ જોઇને દિલગીર થયા કરે, અને તેથી બીજા ભવમાં પરમાર્થ કરતાં શીખે, તથા એવા દાખલાઓ પોતાની નજરે જોઇને દુનિયાનાં સૌ માણસો તેમાંથી એમ શીખે કે જે માણસ પોતાને હાથે કરીને પોતાનું ધન ધર્મના કામમાં ન ખરચે તેનું ધન અંતે તેના દુશ્મનોજ ખાય છે, અને અતિશય હાયહોય કરીને, ઘણી જાતના છળપ્રપંચ કરીને તથા ઘણી જાતનાં દુઃખ ભોગવીને મેળવેલા પૈસાના અંતે આવા હાલ થાય, ત્યારે એ જોઇને જીવને કેટલું બધું દુઃખ થતું હશે? એ જરા ખ્યાલ તો કરો. છતાં પણ આપણ સૌ એવા અભાગીયા છીએ કે હજી પણ ચેતતા નથી. પ્રભુ! દયા કરો, દયા કરો, અમારાં આવાં અભાગ્યાપણાં ઉપર દયા કરો.

## જેવું કરશો તેવું પામશો.

આવીજ રીતે પોતાની પાસે વધારાના નકામા પૈસા પડયા રહેવા છતાં પણ આપણા દેશના શ્રીમંતો આપણા દેશમાં પ્રજા વધે એવા ઉપાયો કરતા નથી, તેથી એ પાપને લીધેજ તેઓને ઘેરે છોકરાં થતાં નથી. જેમકે, ઘણીએ ટૂંકી ટૂંકી નાતોમાં કન્યા મળતી નથી તથા પુનર્લગ્ન પણ થતાં નથી, તેથી લાખો પુરૂષો વાંઢા રખડે છે અને બિચારી લાખો લાચાર વિધવાઓ બહુજ દુઃખી થાય છે. વળી ઘણીએ નાતોમાં કન્યા બહુ વધારે હોવાથી સારા વર મળતા નથી અને તેથી કુલીન ગણતા માણસો ત્રણ ત્રણ ચાર ચાર સ્ત્રીઓ સાથે પરણે છે. તેથી વસ્તીના પ્રમાણમાં આપણા દેશમાં જેટલી

પ્રજા વધવી જોઇએ તેટલી વધી શક્તી નથી. જો શ્રીમંતો પોતાના ધનનો સદુપયોગ કરે અને આવાં પરમાર્થનાં કામોમાં મદદ કરે તો થોડાં વરસોમાં આપણા દેશમાં ઘણી વસ્તી વધી શકે. પણ આવાં દયાનાં ભલાં કામોમાં તેઓ ધ્યાન આપતા નથી, તેથીજ–એ પાપને લીધેજ તેઓમાંથી ઘણા જણને ઘેરે પ્રજા ઉત્પન્ન થતી નથી અને જો કદી થાય તો જેટલાં જીવવાં જોઇએ તેટલાં તેઓનાં છોકરાં જીવતાં નથી. કારણ કે ગરીબોનાં બચ્ચાંઓને તેઓ બચાવતા નથી, તેથી તેઓનાં બચ્ચાંઓને પ્રભુ બચાવતા નથી. અને જો તમે "કર્મનો કાયદો" માનતા હો, જો તમે "કરશો તેવું પામશો" એ આપણા શાસ્ત્રનો હુકમ માનતા હો, "સારૂં કામ કરેલું કદી પણ વ્યર્થ જતું નથી," એ શ્રીમદ્ ભગવદ્‌ગીતાનાં વચનો જો તમે માનતા હો અને "પુન્યે પાપ ઠેલાય" એ અનુભવી મહાત્માઓનાં વચનો જો તમે માનતા હો, તો યાદ રાખજો કે આમાં કાંઇ પણ ખોટું નથી કે જરાય વધારે પડતું કહેવાતું નથી. ઉલટું મને તો એમ લાગે છે કે આ બદલાનો મહા નિયમ એટલે કે "જેવું કરશો તેવું પામશો" એ સત્ય સિદ્ધાંત જેવી રીતે સમજાવવો જોઇએ તેવી રીતે હું તમને સમજાવી શકતો નથી, તથા આપણા સ્વદેશી બંધુઓની સ્થિતિ જેટલી ખરાબ છે તેટલી ખરાબ હું તમોને બતાવી શકતો નથી, એ મને અફસોસ છે. કારણ કે આપણે સૌ પ્રત્યક્ષ રીતે જોઇએ છીએ કે હાલમાં વારંવાર પડતા દુષ્કાળોમાં ભુખમરાથી હજારો લોકો મરી જાય છે, અને અતિશય ગરીબાઇને લીધે નાનાં બાળકોની કોઇ પણ જાતની સગવડ નહીં સચવાવાથી આપણા દેશમાં દરવરસે લાખો બાળકો મરી જાય છે, છતાં પણ આપણા દેશના શ્રીમંતોને તેનું ભાન પણ નથી, પણ જ્યારે સુધરેલા દેશોની સાથે બાળકોનાં મરણના પ્રમાણની સરખામણી કરીએ ત્યારે

આપણા દેશના બાળકોનાં મરણની ભયંકર સ્થિતિ જોઇને ત્રાસ લાગ્યા વિના રહે નહીં. એ શિવાય આપણા દેશનું અનાજ પરદેશમાં ચાલ્યું જાય છે, તેથી આપણા દેશમાં દરવરસે અતિશય મોંઘારત થતી જાય છે. આપણી ગાયોનો વધ થાય છે તેથી જીંદગીને ટકાવનારી દૂધ ઘી જેવી ઉત્તમ વસ્તુઓ મોંઘી થતી જાય છે ને તેમાં પાણી તથા ચરબી વગેરે અપવિત્ર ચીજોનો ભેળ થાય થાય છે. સરકારના વધતા જતા કરને લીધે તથા શહેર સુધારાના નવા નવા કાયદાને લીધે ઘરોનાં ભાડાં વધતાં જાય છે અને પરદેશીઓની દેખાદેખીથી દારૂ, ચાહ, સોડા, વિગેરે વગર જરૂરની ચીજો વાપરવાનો લોકોનો શોખ વધતો જાય છે. તેથી દરરોજ લોકોનાં ખરચ વધતાં જાય છે, પણ ઉપજ વધતી નથી, એટલે દેશની વસ્તીના મોટા ભાગને સારો ખોરાક, સારી જગ્યા, સારાં કપડાં કે જીંદગીને ખાસ જરૂરની ઉપયોગી ચીજો પણ મળી શકતી નથી. તેથી સેંકડે એંસી માણસોને દરેક બાબતમાં બહુજ તંગી ભોગવવી પડે છે, સાધનોની ખામીને લીધે રોગના ભોગ થવું પડે છે તથા રોગ વખતે સારી રીતે સારવાર કરવાનાં પણ સાધનો નહીં હોવાથી મરણને શરણ થવું પડે છે. આવી રીતે ગરીબાઇને લીધે સગવડો નહીં સચવાવાથીજ દરવરસે આપણા દેશમાં લાખો માણસો મરી જાય છે. છતાં પણ એ બધી બાબતોના ઉપાયો કરવામાં આપણા દેશના શ્રીમંતો બેદરકાર રહે છે. દરવરસે આપણા દેશમાં વિધવાઓનાં હજારો બાળકોનાં ખૂન થાય છે તથા હજારો વિધવાઓ ગર્ભપાત કરે છે, આ શું થોડું પાપ છે? આ મહાભારત પાપ છે. છતાં પણ આપણે સૌ તેમાં બેદરકારી રાખીએ છીએ ને આંખ મીંચાંમણાં કરીએ છીએ તેથી એ પાપના ભાગીયા થઇએ છીએ. અને કુદરતનો એવો નિયમ છે કે સૌ સૌને સૌ સૌની શક્તિના પ્રમા-

ણુમાં પાપ લાગે છે, તેથી આ પાપનાં ક્રમો અટકાવવા માટે જેનામાં ઓછી શક્તિ હશે તેને ઓછું પાપ લાગશે અને ઇશ્વરે જેને વધારે શક્તિ આપી હશે છતાં પણ એ શક્તિ નહીં વાપરે તેને વધારે પાપ લાગશે. આવાં વધારે પાપમાં આપણા દેશના વિદ્વાનો, આપણા આગેવાનો, આપણા ધર્મગુરૂઓ, આપણા અધિકારીઓ તથા ખાસ કરીને આપણા શ્રીમંતો આવી જાય છે. આવાં આવાં પાપને લીધેજ આપણા દેશના હાલના વિદ્વાનોની વિદ્યા જેવી જોઇએ તેવી ફળદાયી થતી નથી. એ પાપને લીધેજ ધર્મગુરૂઓનાં ખોખરાં ગાડાંઓ આગળ ચાલી શકતાં નથી. એ પાપને લીધેજ ગામના કે નાતના આગેવા-નોની કોઇ દરકાર રાખતું નથી. એવાં એવાં પાપોના ભાગીયા થવાને લીધેજ અધિકારીઓ લોકોનો પ્રેમ મેળવી શકતા નથી; અને બીજાનાં છોકરાંઓને મરતાં બચાવતા નથી એ પાપને લીધેજ શ્રીમંતોનાં ઘણાં છોકરાંઓ જલદી જલદી મરી જાય છે. વળી જે મરતાં મરતાં માંડ માંડ બચે તે પણ ઘણું કરીને "બુધવારના વાંધા" વાળાં હોય છે. કારણ કે કુદરતનો એવો નિયમ છે કે જે કેરી વાવે તેને કેરી મળે છે, જે આંબલી વાવે તેને આંબલી મળે છે, જે ઘઉં વાવે તેને ઘઉં મળે છે, જે શેરડી વાવે તેને શેરડી મળે છે અને જે બાવળ વાવે તેને કાંટા મળે છે; તેમજ જે પોતાના બંધુઓ ઉપર પ્રેમ રાખે છે તેની ઉપર સૌ પ્રેમ રાખે છે. જે બીજાઓને માફ કરે તેને સૌ માફ કરે છે. જે બીજાઓને માન આપે છે તેને માન મળે છે. જે બીજાઓને દાન આપે છે તેને ઇશ્વર દાન આપે છે. જે બીજાઓને ખાતર દુઃખ ખમે છે તેને ખાતર દુઃખ ખમવા હજારો માણસો તૈયાર થાય છે. જે બીજાઓને ખાતર પોતાનો સ્વાર્થ તજે છે તેને ખાતર ઘણા લોકો પોતાનો સ્વાર્થ તજી દે છે અને જે બીજાઓમાં જ્ઞાન ફેલાવે છે તેને જ્ઞાન મળે છે. એટલુંજ નહીં પણ જે બીજાઓને

સુખી કરવા સારૂ કેદમાં જાય તેને ખાતર ઘણા લોકો કેદમાં જવા તૈયાર થાય છે અને જે બીજાઓને ખાતર પોતાનો પ્રાણ આપે તેને ખાતર ઘણા વરસો સુધી ઘણા લોકો પોતાનો પ્રાણ આપ્યા કરે છે. આવો નિયમ હોવાથી, આવો જનસ્વભાવ હોવાથી, આવી સૃષ્ટિની રચના હોવાથી અને આવી ઇશ્વરની ઇચ્છા હોવાથી આપણને જે ચીજ વધારે જોઇતી હોય તે ચીજ આપણે પ્રથમ બીજાઓને આપવી જોઇએ. પણ આપણા શ્રીમંતો એ નિયમો પાળતા નથી તેથી તેઓની ખરાબી થાય છે. જેમકે,

## આપણાં દુઃખો મટાડવાના ઉપાયો.

આપણા દેશમાં વસ્તીના પ્રમાણમાં સેંકડે એંસી ટકા ખેડૂતો છે અને તે બધા અજ્ઞાન છે. એ બધા ખેડૂતો પોતે કદી ન ભણી શકે તોપણ તેઓનાં નાની ઉંમ્મરનાં કરોડો છોકરાંઓ તો ભણી શકે તેમ છે. છતાં પણ આપણા શ્રીમંતો એ બાબત ઉપર ધ્યાન આપતા નથી અને તેઓને ભણાવવાની સગવડ કરી આપતા નથી, તેથી એ પાપને લીધે શ્રીમંતોનાં છોકરાંઓ અક્કલના ઓથમીર હોય છે. આપણા દેશમાં વસ્તીના પ્રમાણમાં સેંકડે એક સ્ત્રી પણ હજી સુધી ભણેલી નથી, એટલે કે સો બાયડીઓમાંથી નવાણું બાયડીઓ અભણ છે, છતાં પણ તેઓને ભણાવવા માટે જેટલું ખરચ કરવું જોઇએ તેનો સોમો ભાગ પણ આપણા શ્રીમંતો ખરચતા નથી. તેથી એ પાપને લીધે આપણા શ્રીમંતોનાં છોકરાંઓ માંડીવાળેલ પાનીયાં જેવાં થાય છે. આપણા દેશના છ કરોડ ભીખારીઓના છોકરાંઓ, ગરીબ કારીગરોનાં છોકરાંઓ, મા બાપ વિનાનાં રખડતાં અનાથ છોકરાંઓ, દુષ્કાળો વખતે માબાપોએ તજી દીધેલાં છોકરાંઓ તથા એવાંજ બીજાં લાખો છોકરાંઓ તદન જંગલી અવસ્થામાં ભટક્યા

કરે છે, તેઓને સુધારવાનાં કાંઇ પણ સારાં સાધનો નથી, છતાં પણ છતા ધને આપણા દેશના શ્રીમંતો એવી મહા પુન્યની બાબતોમાં પણ બેદરકાર રહે છે, અને પોતાના બંધુઓમાં જ્ઞાન ફેલાવવાની બહુજ ઉત્તમ તક ખોઇ નાખે છે, તેથી—એ પાપને લીધેજ આપણા દેશના શ્રીમંતોનાં છોકરાંઓ "બુધવારના વાંધા" વાળાં થાય છે. માટે જો જીંદગી સુધારવી હોય તો જેને ઇશ્વરે જે જાતની શક્તિ આપેલી હોય તે જાતની શક્તિ તેણે પોતાના બંધુઓની સેવા કરવામાં વાપરવી જોઇએ. તોજ—એ પુન્યને લીધેજ આગળ વધી શકાય અને જીંદગીની સાર્થકતા કરી શકાય. એવી રીતે લોકોનાં કલ્યાણમાં શક્તિ વાપર્યા વિના કાંઇ થઇ શકે નહીં. માટે કોઇપણ જાતનાં પોતાનાં દુઃખ મટાડવાની જેની ઇચ્છા હોય તેણે પ્રથમ પરમાર્થ કરતાં શીખવું જોઇએ. એટલે ઇશ્વર કૃપાથી થોડાજ વખતમાં ઘણી જાતનાં દુઃખો ઓછાં થવા લાગશે. અને તેમાં પણ શ્રીમંતોએ આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે, કારણ કે છતાં સાધનોએ બહુજ ગરીબોને પણ વિના કારણ મદદ ન કરવાથી જે બહુજ મોટું પાપ લાગે છે તે પાપને લીધેજ તેઓ પોતાના વૈભવો ભોગવી શકતા નથી કે સાચું સુખ ભોગવી શકતા નથી અને પોતાની જીંદગી સુધારી શકતા નથી. માટે ભાઇઓ! જો આપણા દેશને આબાદ કરવો હોય, આપણા લોકોને ઘણી જાતની ગુલામગીરીમાંથી છોડાવવા હોય, આપણી પોતાની જીંદગી સુધારવી હોય અને ઇશ્વરના વ્હાલા થવું હોય તો પરમાર્થ કરતાં શીખો અને બીજાઓને શીખવો. કારણ કે

## શ્રીમંતોનો ધર્મ શું છે?

એ તમે જાણો છો? ધનને જમીનમાં દાટી રાખવું, તીજોરીમાં ભરી રાખવું કે બેંકોમાં રાખી મૂકવું એ કાંઇ શ્રીમંતોનો ધર્મ નથી. ચોપડાનાં પાનાં ફેરવતાં ફેરવતાં નફાની મોટી મોટી રકમો જોઇ

જોઇને મનમાં રાજી થયા કરવું એજ કાંઇ શ્રીમંતોનો ધર્મ નથી. હજારો રૂપિયા દાગીનાઓમાં રોકી રાખવા અને બહુ પાણીદાર હીરાની વીંટી કે મોટાં મોટાં મોતીની માળા સામે જોઇ જોઇને મલકાયા કરવું એ કાંઇ શ્રીમંતોનો ધર્મ નથી. વારે વારે તીજોરી ઉઘાડયા કરવી ને તેમાંના શેરો તથા નોટોના ચોપડાઓ જોયા કરવા ને મનમાંને મનમાં ફુલાયા કરવું એ કાંઇ શ્રીમંતોનો ધર્મ નથી. નાટકો જોવામાં ને રાંડોના નાચ કરાવવામાં પૈસા ઉડાવી દેવા એ કાંઈ શ્રીમંતોનો ધર્મ નથી. જરૂર કરતાં વધારે નાતો જમાડવી ને લગ્ન પ્રસંગે હદ બહારના ઉડાઉ ખર્ચો કરવા એ કાંઈ શ્રીમંતોનો ધર્મ નથી. ઉંચા વિચારો ધરાવનાર આબરૂદાર મોટા લોકોના મત પ્રમાણે જે વસ્તુની બહુ કિંમત નથી એવા ખેતાબો મેળવવા સારૂ અમલદારોની ખુશામતો કરવામાં ને તેમને પાર્ટીઓ આપવામાં નાણું ઉડાવવાં એ કાંઇ શ્રીમંતોનો ધર્મ નથી. પોતાની મોટાઇ દેખાડવા સારૂ વગર જરૂરની ભારે કિંમતની ભભકાદાર પરદેશી વસ્તુઓ ખરીદ્યા કરવી એ કાંઇ શ્રીમંતોનો ધર્મ નથી. ગરીબોને હલકા સમજી તેમનાથી જુદું જુદું રહેવું ને તેમને પોતાનો રોફ બતાવ્યા કરવો એ કાંઇ શ્રીમંતોનો ધર્મ નથી. ખાવા પીવામાં હદ બહારનાં ખરચો કરવાં, પહેરવા ઓઢવામાં નવી નવી ફેશનોના ગુલામ બન્યા કરવું અને બોલવા ચાલવામાં ફાસ્ટ જવું એ કાંઇ શ્રીમંતોનો ધર્મ નથી. પૈસાના જોરે કરીને બીજાઓને અણઘટતી રીતે દબાવીને પોતાનું કામ કાઢી લેવું એ કાંઇ શ્રીમંતોનો ધર્મ નથી. વાતવાતમાં મીજાજ બગાડવો, ધર્મ પ્રમાણે નહીં પણ પોતાના ફાંટા પ્રમાણે ચાલવું, નઠારા સોબતીઓની સાથે હલકી જાતના મોજશોખમાં પડયું રહેવું અને પોતાની જીંદગીની ફરજો બજાવવામાં બેદરકારી રાખવી એ કાંઇ શ્રીમંતોનો ધર્મ નથી. નમાલાપણું આવી જાય એટલી હદ સુધી

નાજુક થઇ જવું, વાત વાતમાં ઉશ્કેરાઇ જવું, સ્હેજ બાબતમાં બિમાર થઇ જવું અને દવાની બાટલીઓ તથા ડૉક્ટરોની મદદ ઉપરજ જીવવું એ કાંઇ શ્રીમંતોનો ધર્મ નથી. વળી આગલા ભવમાં તપ કરીને પોતે જે ધન મેળવેલું છે તે સ્વર્ગ અપાવનારૂં મહા કિંમતી ધન અહીં મૂકીને અનંતકાળના રસ્તામાં ખાલી હાથે ચાલ્યું જવું એ કાંઇ શ્રીમંતોનો ધર્મ નથી, પણ ઇશ્વરને અર્થે શુભ કામો કરવા સારૂ પોતાની હયાતીમાં પોતાને હાથે કરીને પોતાનું ધન વાપરવું ને અંતરનો દિલાસો મેળવવો એજ શ્રીમંતોનો ધર્મ છે. પોતાના ગરીબ બંધુઓના સુખને ખાતર પોતાની લાગણીઓને વિશાળ ને ઉદાર બનાવવી અને તેઓના અંતરના આશીર્વાદો લેવા એ શ્રીમંતોનો ધર્મ છે. કોઇ પણ દુઃખી માણસોને દિલાસો આપવાનાં કામો કરવાં, કોઇ પણ રોગીઓના રોગ મટાડવાનાં કામો કરવાં, કોઇ પણ ભૂલા પડેલાને રસ્તો બતાવવાનાં કામો કરવાં, કોઇ પણ સારી ચીજ નાશ પામતી હોય તેને બચાવી લેવાના ઉપાયો કરવા, કોઇ પણ ફળવંત ઝાડોનાં બીજને પાણી પાવું, કોઇ પણ અજ્ઞાનીઓને જ્ઞાન આપવાની સગવડો કરવી, કોઇ પણ સુંદર વસ્તુઓની સુંદરતા વધારવી, કોઇ પણ નિરૂપયોગી ગણાતી ચીજોને ઉપયોગી બનાવી તેની કિંમત વધારવી, કોઇ પણ રીતે પોતાના દેશને ફાયદો થાય તેમ કરવું, કોઇ પણ રીતે મનુષ્ય જાતની ઉન્નતિ થાય તેમ કરવું, કોઇ પણ રીતે જગતના નાના મોટા સૌ જીવો સુખી થાય તેમ કરવું, કોઇ પણ રીતે જગતમાં ભ્રાતૃભાવ વધે એમ કરવું, કોઇ પણ રીતે સમસ્ત પ્રજાની ભાવનાઓ ઉંચી થાય એમ કરવું, કોઇ પણ રીતે બાળકોના મનમાં ઉંચી જાતના સંસ્કારો બેસે તેમ કરવું, કોઇ પણ રીતે સ્ત્રીઓમાં પ્રેમધર્મ વધારવો, કોઇ પણ રીતે આપણા બંધુઓને ગુલામગીરી જેવાં બંધનોમાંથી છોડાવવા, કોઇ પણ રીતે આપણો ઘરસંસાર સુધરે તેમ કરવું, કોઇ પણ

રીતે સમસ્ત પ્રજાની નીતિ સુધરે તેમ કરવું, કોઇ પણ રીતે જગત-માંથી લડાઇટંટા ઓછા થાય તેમ કરવું, કોઇ પણ રીતે લોકોની સ્વતંત્રતા વધે તેમ કરવું, કોઇ પણ રીતે લોકોની સમૃદ્ધિ વધે એમ કરવું, કોઇ પણ રીતે રાજ્યના જુલમો ઓછા થાય તેમ કરવું, કોઇ પણ રીતે રાજા પ્રજાનો સંબંધ પિતા પુત્ર જેવો થાય એમ કરવું, કોઇ પણ રીતે માણસો પોતાની ફરજો બજાવતા થાય એમ કરવું, કોઇ પણ રીતે માણસો પોતાનું મનુષ્યપણું સમજે એમ કરવું, કોઇ પણ રીતે શરીરબળ તથા બુદ્ધિબળ ખીલે એમ કરવું, કોઇ પણ રીતે જગતને ફાયદો થાય એવી નવી નવી શોધો થઇ શકે તેમ કરવું, કોઇ પણ રીતે સત્ય ઇશ્વરીધર્મની મદદમાં રહેવું અને કોઇ પણ રીતે આપણો આત્મા પરમાત્મા તરફ જઇ શકે એમ કરવું એ શ્રીમં-તોના ધર્મ છે. એટલુંજ નહીં પણ આ સંસારમાંજ સ્વર્ગ બનાવવું તથા અહીજ—આ જીંદગીમાંજ સ્વર્ગ ભોગવી શકાય એવા ઉપાયો કરવા એ શ્રીમંતોના ધર્મ છે. એટલુંજ નહીં પણ ઇશ્વરી રસ્તામાં આગળ વધેલા ભલા શ્રીમંતોને તો પોતાની મેળે પોતાના અંતરમાંથી એવાજ વિચારો આવ્યા કરે છે કે જો અમારી દોલત જગતનાં કલ્યા-ણનાં કામોમાં વપરાય નહીં તો એ દોલત અમોને શું કામની ? અમારા બંધુઓ ટૂકડા રોટલા વિના તરફડી તરફડીને મરી જાય એ અમે નજરે જોઈએ છતાં પણ અમે મોજમજા કર્યા કરીએ !

## ધૂળ પડો એ મોજમજા ઉપર.

અમારા કરોડો બંધુઓ અજ્ઞાન છે એ જોયા છતાં અમે અમારૂં ધન દાટી રાખીએ! ધિઃક્કાર છે એ ધનને. અમારા લાખો બંધુઓ ધંધા રોજગાર વિના રખડે છે ને તેથી ભીખ માગે છે તથા મોટાં પાપો કરે છે એ નજરે જોઈએ, છતાં પણ તેનો અમે કાંઇ ઉપાય

કરીએ નહીં એ કરતાં અમારી વધારે નાલાયકી બીજી કઇ? અને થોડીક સગવડો કરી આપવાથી જે છોકરાઓ દેશના થાંભલાઓ થઇ શકે, જે છોકરાઓ પોતાની કોમના હીરાઓ થઇ શકે, જે છોકરાઓ પોતાના કુળના દીવાઓ થઇ શકે અને જે છોકરાઓ ભવિષ્યની પ્રજા માટે તારાઓ થઇ પડે તે છોકરાઓ હાથમાં કાચલી લઇને ભીખ માગવામાંજ પોતાની જીંદગી બગાડી નાખે, તે છોકરાઓ ગલીએ ગલીએ ભટકી ગટરમાં ફેંકી દીધેલી એંઠી પતરાળીઓમાંથી ભાતના દાણા વીણીનેજ પોતાની જીંદગી પૂરી કરે, તે છોકરાઓ ખરાબમાં ખરાબ જીંદગી ગુજારે અને તેમાંથી હજારો છોકરાઓ પરધર્મમાં વટ- લીને પાછા આપણાજ ધર્મના દુશ્મનો બને અને દરવરસે આપણા દેશમાંથી લાખો છોકરાઓ આવા કંગાલીયતપણાને લીધેજ ખાસ કરીને મરી જાય, છતાં પણ અમારી આંખો ઉઘડે નહીં; અને તેઓને મદદ કરવાનાં કામોમાં અમારૂં ધન ખરચાય નહીં ત્યારે એ ધન અમોને શું કામનું? અરે! અમે તે કોણ છીએ? માણસ છીએ કે રાક્ષસ! જે વખતે અમારા દેશની આવી દુર્દશા છે, જે વખતે અમારા બંધુ- ઓની આવી બૂરી હાલત છે, જે વખતે અમારા લોકો સેંકડો જાતની ગુલામગીરીઓમાં ફસેલા છે, જે વખતે અમારા દેશમાં હજારો બાળકોનાં વિના કારણ ખૂન થાય છે, જે વખતે અમારી લક્ષ્મી પરદે- શમાં ચાલી જાય છે, જે વખતે અમારા કરોડો બંધુઓ અજ્ઞાનપણાના અંધકારમાં પડેલા છે, જે વખતે અમારી કરોડો બહેનોને પોતાના કર્તવ્યનું પણ ભાન નથી, જે વખતે આપણા બંધુઓને ઘણી જાતના ગેરઇન્સાફ થાય છે, જે વખતે અમારી ભવિષ્યની પ્રજાનું ભવિષ્ય કાળું થતું જાય છે અને જે વખતે અમારો દેશ આવી આવી હજારો જાતની આફતોમાં પડેલો છે ત્યારે પણ અમારૂં ધન અમારા દેશની સેવામાં કામ ન લાગે! અરે હાય હાય! ત્યારે તો ધિક્કાર છે એ

ધનને અને શરમ છે અમોને! હે પ્રભુ! અમારી બુદ્ધિ આવી તે કેમ થઇ ગઇ છે? આગલા ભવમાં જ્યારે બહુ તપ કરેલું છે ત્યારે તેના બદલામાં અમારૂં કલ્યાણ કરવા સારૂ જગતની સેવા કરવા માટે આ ભવમાં ઇશ્વરે અમોને ધન આપેલું છે, છતાં પણ અફસોસ કે એ ધનમાંથી ધર્મ મેળવવાને બદલે એ ધનથીજ અમે નરકની ટીકીટ લઇએ છીએ!!!

## અહાઃ મારે ઘેરે તારૂં ઐશ્વર્ય!!

લક્ષ્મી! લક્ષ્મી! લક્ષ્મી! વિષ્ણુ ભગવાનની અર્ધાંગના લક્ષ્મી એ કેવી ઉત્તમ વસ્તુ છે? આખું જગત એને મેળવવા માટે તળે ઉપર થઇ જાય છે અને સૌ જીવો એને મેળવવા સારૂ તરફડે છે. કારણ કે ઇશ્વરનું ઐશ્વર્ય તે કોને ન ગમે? અને આપણાથી દેખી શકાય, સમજી શકાય ને વાપરી શકાય એવું ઇશ્વરનું પ્રત્યક્ષ ઐશ્વર્ય તે લક્ષ્મી છે. માટે આ જગતના સૌ લોકો લક્ષ્મીની ઇચ્છા કરે છે અને મોટા મોટા પવિત્ર મુનિઓ તથા સ્વર્ગના દેવતાઓ પણ ઇશ્વરનું ઐશ્વર્ય મેળવવાની ઇચ્છા રાખે છે. જો કે એ ઐશ્વર્ય જુદી જાતનું હોય છે, તોપણ એવા અમૂલ્ય ઐશ્વર્યનો એક ભાગ લક્ષ્મી છે અને ઇશ્વરકૃપાથી તે અમોને મળેલી છે. માટે શુદ્ધ અંતઃકરણથી વારંવાર ઇશ્વરનો ઉપકાર માનવો એ અમારો ધર્મ છે. એ ઇશ્વરી ઐશ્વર્યને લીધે અમોને સૌ ઠેકાણે માન મોટાઇ મળે છે ને અમારી સગવડો સચવાય છે માટે સૌ ભાઇ બ્હેનોને માન મોટાઇ મળે એમ કરવા સારૂ એ ઐશ્વર્યને જગતમાં વધારવું એ અમારો ધર્મ છે. પરમકૃપાળુ મહાન ઇશ્વરે કૃપા કરીને જેમ અમોને પોતાની અર્ધાંગના લક્ષ્મી આપેલી છે, તેમ અમારાથી ઓછી સગવડવાળા ગરીબો ઉપર દયા કરીને તેઓને અમારા પૈસાનો લાભ આપવો એ અમારો ધર્મ છે.

એ ઇશ્વરી ઐશ્વર્યની મદદથી ધર્મનાં કામો કરી લેવાં એ અમારો ધર્મ છે. એ ઇશ્વરી ઐશ્વર્યને લીધે અમોને જે ઘણી જાતની સગ-વડો મળે છે તે સગવડોની મદદથી જીંદગી સુધારી લેવી એ અમારો ધર્મ છે. એ ઇશ્વરી ઐશ્વર્યને લીધે અમોને ઘણાએ ગુણી તથા જ્ઞાની માણસોનો સંગ થાય છે, તેઓના ગુણ તથા જ્ઞાનનો લાભ લેવો એ અમારો ધર્મ છે. અને એ ઇશ્વરી ઐશ્વર્યનો સદુ-પયોગ કર્યાથી અમે હજારો જણાના અંતરના આશીર્વાદ મેળવી શકીએ તેમ છીએ; માટે જે આગથી બળે નહીં, પવનથી ઉડી જાય નહીં, પાણીથી પલળે નહીં, હથીયારથી કપાય નહીં અને બીજી કોઇ પણ રીતે જેની ભલી અસરો નાબૂદ કરી શકાય નહીં એવો શુભ આશીર્વાદોનો ખજાનો મેળવવો એ અમારો ધર્મ છે. એટલુંજ નહીં પણ અમારૂં ધન જોઇ જોઇને ઉપકારની લાગણીથી રોવું એ અમારો ધર્મ છે. કારણ કે ઇશ્વરી રસ્તામાં આગળ વધેલા ભલા શ્રીમંતોને એ વખતે એમ લાગી જાય છે કે, ક્યાં મારી નાલાયકી ને ક્યાં આ ઇશ્વરનું ઐશ્વર્ય! ઓ પ્રભુ! ઓ પ્રભુ! મારી ઉપર તારી એટલી બધી દયા કે મારે ઘેરે તારી અર્ધાંગના!! મારે ઘેરે તારૂં ઐશ્વર્ય! અરે તેં શું જોઇને મને પસંદ કર્યો! જ્યારે મારા કરોડો બંધુઓ પૈસા, પૈસા ને પૈસા કરતા કરતા મરે છે ત્યારે તે પૈસાના ઢગલા મારે ઘેરે! ધન્ય પ્રભુ ધન્ય. તારો આ ઉપકાર કાંઇ જેવો તેવો નથી. માટે એ ઉપકારના બદલામાં હવે તો મારે એમજ કરવું જોઇએ કે તારે અર્થેજ મારા બધા પૈસા ખરચવા જોઇએ, અને પાર પામી શકાય નહીં એવો તારો મહિમા ફેલાવવામાં, તારૂં કીર્તિવંતું નામ સૌની નજર આગળ રહે તેમ કરવામાં, તારા અલૌ-કિક સ્વરૂપનું જ્ઞાન ફેલાવવામાં અને તારા સચ્ચિદાનંદ સ્વરૂપનો આનંદ જગતને આપવામાંજ મારા બધા પૈસા ખરચવા જોઇએ.

હે પ્રભુ! આવું જાણતાં છતાં હું તારી અર્ધાંગનાને કેદ કરી રાખું તો પછી મારા કરતાં વધારે ના લાયક બીજો કોણ? અને તો પછી મારા કરતાં વધારે મોટો પાપી બીજો કોણ? કારણ કે તારાં ઐશ્વર્યને ડાબી રાખવાને મને શું હક છે? હે પ્રભુ! મને કાંઇ પણ હક નથી. અને છતાં પણ અફસોસ કે મારા મનની નબળાઇથી હું છુટથી પૈસા ખરચી શકતો નથી. માટે હે પ્રભુ! તારે અર્થે પરોપકારના કામોમાં પૈસા ખરચવાની મને સદ્બુદ્ધિ આપ. મને શ્રીમંતાઇનો ધર્મ સમજાય એવી બુદ્ધિ આપ અને એ ધર્મ પાળવાનું એટલે કે પરમાર્થ કરવાનું મારામાં બળ આવે એમ કર.

ખરા દિલથી આવી રીતની પ્રાર્થના કરવી અને ઉપકારની લાગણીથી પોતાનું ધન જોઇ જોઇને પ્રેમભાવથી રોવું એ શ્રીમંતોના ધર્મ છે. પણ આપણા દેશના શ્રીમંતો હાલના વખતમાં એ ધર્મો સમજતા નથી અને જેઓ સમજે છે તેઓ પણ એ પ્રમાણે વર્તતા નથી, તેથીજ આપણા દેશની દુર્દશા છે, તેથીજ આપણા લોકોમાં અજ્ઞાનપણું છે, તેથીજ આપણે હુન્નરકળામાં પાછળ છીએ, તેથીજ આપણે ગુલામગીરી જેવી સ્થિતિમાં છીએ, તેથીજ આપણે નમાલા બનતા જઇએ છીએ, તેથીજ આપણા લોકોને હડધૂત કરનાર આસ્ટ્રેલીયા તથા ટ્રાન્સવાલ વગેરેના પરદેશી લોકો આપણી ઉપર ગેરલાભ લઇ જાય છે અને તેથીજ આપણે પાછળ પડી જઇએ છીએ. આપણા શ્રીમંતો પોતાનો ધર્મ પાળતા નથી એટલે કે પરમાર્થનાં કામોમાં પોતાનું ધન ખરચતા નથી તેથીજ આપણા બંધુઓની પાયમાલી થાય છે. માટે જો પોતાનું, પોતાના દેશનું, પોતાના બંધુઓનું અને પોતાનાં છોકરાં છૈયાંઓનું ભલું કરવું હોય તથા ઇશ્વરના વ્હાલા થવું હોય તો સૌ શ્રીમંતોએ પોતપોતાની શક્તિના પ્રમાણમાં દેશકાળ જોઇને જમાનાને અનુસરતાં ભલાં કામોમાં બહુજ છુટથી

પોતાના પૈસા ખરચવા જોઇએ. તોજ કલ્યાણ થઇ શકશે. એમાં કાંઈ પણ શક નથી. છતાં પણ આવી ચોખ્ખી બાબતોમાં પણ આપણા ચીકાસદાર શેઠીયાઓ બહુજ બેદરકાર રહે છે. તેનું કારણ એજ છે કે પોતાની પાછળ બહુ ધન મૂકીને મારી જવું એ બહુજ મોટી નાલાયકી છે એ આપણા શાસ્ત્રનો સાચો સિધ્ધાંત તેઓ સમજતા નથી, પણ એથી ઉલટીજ રીતે પોતાના છોકરાંઓ માટે ખૂબ ધન રાખીને પછી મરવું એમાંજ તેઓ ડહાપણ સમજે છે. તેથીજ તેઓ પોતાને હાથે કરીને મોટા પરમાર્થ કરી શકતા નથી, અને મોટા પરમાર્થ કરી શકતા નથી તેથીજ દેશની ખરાબી થાય છે, અને દેશની ખરાબી થવાથી જે મહાપાપ લાગે છે તે પાપ૰ થીજ તેઓ નરકમાં જાય છે. માટે એમ ન થાય તે સારૂ અમારા મરત કવિ તો એમજ કહેતા કે,

## છોકરાંઓ માટે વધારે પૈસા રાખી જવાથી થતી ખરાબી.

પોતાનાં છોકરાંઓ સારૂ જોઇએ તે કરતાં વધારે દોલત મૂકી જવી એ તેઓને નાલાયક બનાવવાનું સાધન સોંપી જવા બરાબર છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને સેતાનના હાથમાં સોંપી દેવા જેવું છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે વારસો આપી જવો એ તેઓને પાપમાં નાખવા જેવું કામ છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓના પુરૂષાર્થને તોડી પાડવા જેવું કામ છે. પોવાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓમાંથી માણસાઇપણું ઓછું કરી નાંખવા જેવું કામ છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતા વધારે પૈસા આપી જવા એ તેઓને ઘણા જાતના દુર્ગુણો

આપી જવા બરાબર છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને ઘણી જાતના ગુન્હાઓ કરવાનું મેદાન આપવા જેવું છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓની કુદરતી બુદ્ધિને ખીલતી અટકાવી નાંખવા જેવું કામ છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને દુનિયાના સાધારણ લોકોના મોટા ભાગમાંથી નાત બહાર કરી મૂકવા જેવું કામ છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને ઘણી જાતનું બ્હીકણપણું આપી જવા બરાબર છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને અર્ધું નાસ્તિકપણું આપી જવા બરાબર છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને મિથ્યા અભિમાન સોંપી જવા બરાબર છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને આળસુના પીરનો વારસો આપી જવા બરાબર છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને અમલદારોના ખુશામતીયા બનાવવા જેવું કામ છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને વગર મફતના કજીયાખોર બનાવવા જેવું કામ છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓની લાગણીઓને બુઠ્ઠી બનાવી નાખવા બરાબર છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને ખોટા આડંબર ને વગર જરૂરની મોજ-મજા આપી જવા બરાબર છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને ઘણી જાતના રોગો આપી જવા જેવું છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને અપકીર્તિ આપી જવા જેવું છે, અને પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને મોટામાં મોટા

આપ આપી જવા બરાબર છે. કારણ કે જ્યારે હજારો ગરીબ માણસોના હક્કો લૂટી લેવામાં આવે ત્યારેજ એટલી મોટી દોલત મેળવી શકાય છે, અને હજારો લાયક હકદારોના હક ન ચૂકવાય ત્યારેજ એ દોલત પોતાના છોકરાંઓ સારૂ રહી શકે છે. માટે જરૂર કરતાં વધારેની દોલત કે જેની ઉપર હજારો હકદાર જીવોનો હક છે તે દોલત પોતાના છોકરાંઓને પાપરૂપ થઇ પડે એમાં નવાઇ શું ? એટલુંજ નહીં પણ મને તો એમ લાગે છે કે પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે દોલત આપી જવી એ તેઓને નરકની ટીકીટ આપી જવા બરાબર છે તથા પોતે પણ નરકની ટીકીટ લીધા બરાબર છે. માટે ધર્મને જાણવાવાળો કોઇ પણ માણસ આવું મોટું પાપ કરે નહીં. પણ એવા ડાહ્યા માણસો તો પોતાના છોકરાંઓને

## સાચો વારસો

આપી જાય છે. તે પોતાના છોકરાંઓને ઉંચી જાતની કેળવણી આપે છે, પોતાના છોકરાંઓને સદ્દગુણો શીખવે છે, પોતાના છોકરાંઓને હુન્નરકળાનાં કામો શીખવે છે, પોતાના છોકરાંઓને ધંધા રોજગારમાં લગાડી જાય છે, પોતાના છોકરાંઓને ઉદ્યોગી બનાવે છે, અને પોતાના છોકરાંઓ માટે પોતાની ચોખ્ખી નીતિનો તથા પોતાની પરમાર્થ વિષેની મોટી કીર્તિનો લાગવગ અને ગરીબોના આશીર્વાદનો સાચો વારસો મૂકી જાય છે. પણ જરૂર કરતાં વધારે ધન મૂકી જતા નથી. કારણ કે તેઓ એમ સમજે છે કે ધન છે એ માયા છે, અને માયાને તો ઋષિ મુનિઓ પણ જીરવી શક્યા નથી, તથા અમારો પણ હજી સુધી એમાંથી મોહ છૂટતો નથી, તેથી અમે અમારા પોતાના કલ્યાણ સારૂ પણ છુટથી તેને ખરચી શકતા નથી, ત્યારે એ ભગવાનની મહામાયાને અમારાં બાળક કે જુવાન

છોકરાંઓ કેમ જીરવી શકે? નજ જીરવી શકે. આમ છતાં તેઓના હાથમાં માયા સોંપવી એ તો વાંદરાના હાથમાં તરવાર સોંપવા જેવું છે. એમ વિચારીને અનુભવી માણસો પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે ધન આપી જતા નથી, પણ તેઓને પોતાના સદ્ગુણોનો વારસો આપી જાય છે, તથા ધંધા રોજગારમાં લગાડી દે છે અને પોતાનું ધન તો પોતાની હયાતીમાં પોતાને હાથે કરીને પરમાર્થમાંજ ખરચી નાખે છે. કારણ કે જે માણસ પોતાની ફરજ શું છે તે સમજે, ધનની કિંમત શું છે તે સમજે, ધન કેટલી હદ સુધી કામનું છે તે સમજે, ધનનો ઉપયોગ શું એ સમજે અને અહીં પૈસા મૂકીને મરી જવું ને અનંતકાળના રસ્તામાં ખાલી હાથે ચાલ્યા જવું એ કેટલી બધી મોટી નાલાયકી છે એ સમજે, તે માણસ પરમાર્થ ન કરે તો બીજું શું કરે? એ માણસ ધનને કેમ રાખી શકે? કારણ કે તેને તો એમ લાગી જાય છે કે ઝાઝું ધન હોય તે છાણના ઢગલા જેવું છે અને જો છાણનો ઢગલો એકજ ઠેકાણે ઘણીવાર સુધી પડયો પડયો સડયા કરે તો તેમાંથી દુર્ગંધી નીકળ્યા વિના રહેજ નહીં તથા તેમાં જીવડા પડયા વિના રહેજ નહીં. પણ જો એ છાણને છુટું છુટું કરી નાખીને ખાતર તરીકે ખેતરોમાં વાપર્યું હોય તો તે ખેતરોમાંથી મોટો પાક ઉતરી શકે છે. તેમજ જો ધનનો પણ એકજ ઠેકાણે ઢગલો કરી રાખ્યો હોય અને તેનો કાંઇ ઉપયોગ ન થતો હોય તો તેમાંથી ઘણી જાતની લાલચો, ઘણી જાતના કજીયાઓ અને ઘણી જાતનાં પાપો થાય છે, પણ જો એજ ધનને જુદા જુદા પરમાર્થના કામોમાં વાપર્યું હોય તો એમાંથી બહુજ મોટા લાભ મેળવી શકાય છે. માટે અસલના ઋષિ મુનિઓ પોતાની પાસે જરૂર કરતાં વધારે ધન રાખતા નહીં, એટલુંજ નહીં પણ બીજા શેઠ સાહુકારો તથા રાજા મહારાજાઓ પણ પોતાના છોકરાં-

ઓને જરૂર જેટલું ધન આપી બાકી વધારાનું ધન પોતાને હાથે પરમાર્થમાં ખરચી નાખતા હતા અને ધનને લીધે થતી ઉપાધિઓ-માંથી છુટીને ઘડપણની અવસ્થા શાંતિમાં ગાળતા હતા. કારણ કે તેઓ એમ સમજતા કે ધનને રાખી મૂકવાથી કાંઇ મુક્તિ મળે એમ નથી, પણ પોતાને હાથે કરીને ધનને ખરચવાથીજ કલ્યાણ થઇ શકે તેમ છે, છતાં પણ જો ધનને ખરચીએ નહીં ને રાખી મૂકીએ તો એ કરતાં વધારે મોટી મૂર્ખાઇ બીજી કઇ? ધન રાખીને મરી જવાથી કાંઇ તૃષ્ણા મટે એમ નથી, પણ એથી તો ઉલટી તૃષ્ણા વધતી જાય છે અને ધનને ખરચવાથી તો અંતરનો દિલાસો મળે છે, છતાં પણ જો અમારે હાથે કરીને અમે પરમાર્થનાં કામોમાં અમારૂં ધન ખરચીએ નહીં તો પછી એ કરતાં વધારે ખરાબી બીજી કઇ? અમે જાણીએ છીએ કે જો છોકરાંઓના નસીબમાં ધન હશે તો અમે તેઓ સારૂ થોડું ધન રાખ્યું હશે તેમાંથી પણ ઘણું ધન થઇ પડશે અને જો તેઓના નસીબમાં ધન નહીં હોય તો તેઓને માટે અમે ઘણું ધન રાખ્યું હશે છતાં પણ તેઓ દીવાળાં ફુંકશે. કારણ કે છોકરાંઓનાં નસીબ છોકરાંઓની સાથે છે. છતાં પણ જો છોકરાંઓને વધારે ધન આપી જવા સારૂ કરીને અમે પરમાર્થનાં કામો કરીએ નહીં ને ધરાર નરકમાં જઇએ તો એ કરતાં વધારે નાલાયકપણું બીજું કયું? અમે નજરે જોઇએ છીએ કે જે શ્રીમંતો પોતાના છોકરાંઓ સારૂ જરૂર કરતાં વધારે ધન મુકી જાય છે તેઓમાંથી ઘણાના છોકરાંઓથી કાંઇ પણ શુકરવાર થતો નથી, પણ ઉલટી તેઓની ઘણી જાતની બહુ ખરાબી થાય છે.

## વધારે ધનથી થતી ખરાબી.

જેમકે, ધન સારૂ તેઓ પોતાનાં કુટુંબ સાથે લડે છે. ભાઇઓ ભાઇઓ સાથે લડે છે, દીકરા બાપ સાથે લડે છે, બાયડી ધણી સાથે

લડે છે, લાગણીયો બુઠ્ઠી થઇ જાય છે, સ્વભાવ મોજીલા થઈ જાય છે, ધણી જાતના રોગ વધી જાય છે, પોતાની ફરજો બજાવવામાં નાલાયક થઇ જાય છે, ધર્મ પાળવામાં બેદરકાર બની જાય છે, ધણી જાતની નીતિ ઉપર પુળો મૂકી દે છે અને પરમાર્થ કર્યા વિનાનું તેઓનું ધન તેઓનાં છોકરાં સુખેથી ભોગવી શકતાં નથી. કારણ કે જે કૂવો પાણીથી ભરેલો હોય છતાં પણ જેનું પાણી કોઇના ઉપયોગમાં ન આવતું હોય તે કુવાનું પાણી ગંધાઇ જાય છે, પણ જે કુવામાંથી સૌ લોકો પાણી ભરી જાય છે તે કુવામાં ભલે થોડું પાણી હોય તોપણ તે સારૂં રહે છે. તેમજ ધનના પ્રમાણમાં જેના ધનમાંથી પરમાર્થ ન થતો હોય તે ધનવાળાને ધણી જાતના શ્રાપ લાગે છે, તેથી એ પરમાર્થ વિનાનું ધન તેના વારસો સુખેથી ભોગવી શકતા નથી, પણ જે ધનમાંથી સારી રીતે પરમાર્થ થયા કરતો હોય તે ધન સુખેથી ભોગવી શકાય છે. આમ જાણ્યા છતાં પણ જો અમે અમારે હાથે કરીને અમારૂં ધન ન ખર્ચીએ ને છોકરાંઓને માથે એ બલા મૂકી જઇએ તો પછી પાછળથી છોકરાંઓના બુરા હાલ થાય એમાં નવાઇ શું ? એના જવાબદાર કોણ ? એના જવાબદાર અમેજ છીએ; અને એવી ભયંકર જવાબદારી પોતાને માથે શા માટે લેવી ? પોતાનાછોકરાંઓને જરૂર કરતાં વધારે ધન આપી જવા માટેજ ! આ કરતાં વધારે નાલાયકપણું બીજું કયું ? છતાં પણ હજી સુધી અમારી આંખો ઉઘડતી નથી અને અમે એવા અભાગીયા છીએ કે આવું સમજ્યા છતાં પણ છુટથી અમે અમારૂં ધન પરમાર્થના કામો કરવામાં ખરચી શકતા નથી !! અરે ! એ ધન મેળવવા માટે અમે કેટલી બધી હાયવોય કરી છે ? કેટલી બધી માથાફોડ કરી છે ? કેટલા બધા પ્રપંચો કર્યા છે ? કેટલા બધા જણાની કેટલી બધી ઓશીયાળ ભોગવી છે ? કેટલાં બધાં સાચાં ખોટાં કર્યાં છે ?

કેટલાં બધાં માણસોના જીવ દુભાવ્યા છે? કેટલા બધા હકદારોના હક લૂટયા છે ? કેટલી બધી ઘાલમેલ કરી છે ? અરે, એ ધન મેળવવા સારૂ અમે અમારા કેટલા બધા લોહીનું પાણી કરેલું છે તથા એ હાય હોયમાં અમે અમારી કેટલી બધી જીંદગી ખોઇ નાખી છે એ તો અમે ને અમારો ઇશ્વરજ જાણીએ છીએ. છતાં પણ એવું અમુલ્ય ધન, એવું જીંદગીના બદલામાં મળેલું ધન અને આગલા ભવમાં કરેલાં તપના ફળ તરીકે મળેલું ધન, સ્વર્ગ મેળવવવાના રસ્તામાં વાપરવાને બદલે, જેનો સારો ઉપયોગ થવાની કાંઇપણ ખાત્રી નથી એવાં જુવાન છોકરાંઓના હાથમાં એ બધું ધન મૂકીને અનંતકાળના રસ્તામાં અમે ખાલી હાથે ચાલ્યા જઇએ છીએ!! આ કરતાં અમારા મનની વધારે નબળાઇ બીજી કઇ? આ કરતાં અમારી વધારે નાલાયકી બીજી કઇ? અને આ કરતાં અમારી વધારે ખરાબી બીજી કઇ ? એટલુંજ નહીં પણ પોતાનું ધન પોતાનાજ કલ્યાણમાં પણ ન વાપરી શકાય એ કરતાં વધારે નીચતા બીજી કઇ ? તેમ છતાં પણ અફસોસ કે આપણા દેશના શ્રીમંતોનો મોટો ભાગ હજી સુધી પણ આવી નીચતામાંજ છે અને તેથી આપણા દેશની તથા આપણા બંધુઓની દુર્દશા છે. પણ જો તેઓ એમ સમજે કે,

## અહીં ધન મૂકીને મરી જવું એ મોટામાં મોટી નાલાયકી છે.

તો તુરતજ તેઓને એમ લાગે કે અહીં પરમાર્થમાં પૈસા નહીં ખર્ચીએ ત્યારે પછી એ પૈસા અમોને શું કામ આવશે ? અને અમે અહીં પરમાર્થમાં પૈસા નહીં ખરચીએ ત્યારે પછી એ પૈસાને અમે શું કરશું ? કારણ કે અમારી પાસે વધારે પૈસા હોય તેથી કાંઈ

ગરીબોના કરતાં અમે વધારે ખોરાક ખાઇ શકતા નથી. ગરીબોને પેટનો ખાડો પુરવા જેટલું અન્ન જોઇએ છે એટલુંજ બલ્કે એથી પણ ઓછું અન્ન અમોને મોટી શ્રીમંતાઇ છતાં પણ જોઇએ છે. સાધારણ લોકોના ડગલામાં જેટલું કપડું જોઇએ છે એટલુંજ કપડું અમારા ડગલામાં પણ જોઇએ છે. સાધારણ લોકોને દશ હાથનું ધોતીયું જોઇએ છે તેમજ અમોને પણ એવડુંજ ધોતીયું જોઇએ છે, પણ અમે પૈસાદાર છીએ તેથી કાંઇ વીસ કે ચાલીશ હાથનું ધોતીયું પહેરી શકવા નથી. ગરીબ માણસોને સૂવા માટે પણ સાડા ત્રણ હાથજ જગ્યા જોઇએ છે, તેમજ અમોને સૂવા માટે પણ સાડા ત્રણ હાથજ જગ્યા જોઇએ છે, અમે શ્રીમંત છીએ તેથી કાંઇ લાંબા પહોળા થઇને સો બસો હાથ જમીનમાં સૂતા નથી, પણ સૌની પેઠે સાડાત્રણ હાથ જગ્યામાંજ સૂઇએ છીએ. વળી મર્યા પછી મુડદાંને બાળવા માટે જેમ સૌને ખાંડી સવા ખાંડી લાકડાં જોઇએ છે તેમ અમોને બાળવા માટે પણ એટલાંજ લાકડાં જોઇશે, અમે શ્રીમંત છીએ માટે અમોને બાળવા સારૂ કાંઇ દસ વીસ ખાંડી લાકડાં ખપવાનાં નથી. છતાં પણ જો અમે લોભ કર્યા કરીએ અને ખરેખરા જરૂરને વખતે પણ જો અમે પરમાર્થનાં કામોમાં અમારા પૈસા ન ખર્ચીએ તો પછી એ અમારા પૈસા અમોને શું કામના? વળી મહા મહેનતના અમારા પૈસા જો અમારે હાથે કરીને ન ખરચાય તો પછી અમારી અધોગતિ થાય એમાં પણ નવાઇ શું! એટલુંજ નહીં પણ એક મહાત્મા તો એમજ કહેતા કે પરમાર્થનાં કામો કર્યા વિના જે માણસ પોતાની દોલત અહીં મૂકીને મરી જશે તેની દોલત તે માણસ મરી ગયા પછી સાપનું રૂપ લેશે અને પ્રેત અવસ્થામાં કામલોકમાં તે સાપ તેના ગળા ઉપર વીંટાઇને વારે વારે કરડશે, ને કહેશે કે હું તારી દોલત છું, હું તારી દોલત છું,

સે દોલતની મજે! એમ કહીને વારે વારે તે પોતાનો ઝેરી ડંખ મારશે. એ વખતનું દુઃખ બહુ મોટું છે અને એ વખત કાંઇ દૂર નથી. એ તો ઓચિંતો આવી પડશે. માટે ભાઇઓ! જેને ચેતવું હોય તે ચેતજો.

પોતાની પાસે પૈસા હોય છતાં પણ પૈસા ન ખરચવામાં જ્યારે આટલું બધું દુઃખ છે ત્યારે

## પ્રભુને અર્થે પૈસા ખરચવામાં કેટલો બધો આનંદ છે ? એ જરા જુઓ તો ખરા ?

બંધુઓ! એ લ્હાવ તો લેવા જેવો છે. મારી પાસે પૈસા નથી, હું તો ગરીબ માણસ છું, એટલે મેં કાંઈ મોટાં પરમાર્થ કર્યાના લ્હાવા લીધા નથી, પણ બે ચાર દોઢીયાં ખરચવાના મારા આનંદની વાત તો જરા સાંભળો. એ સાંભળશો તો તમોને એમ લાગશે કે આવી નાની નાની બાબતોમાંથી પણ જ્યારે એટલો બધો આનંદ લઇ શકાય છે, જ્યારે એટલું બધું ભલું થઇ શકે છે, અને જ્યારે એટલા બધા આશીર્વાદો મેળવી શકાય છે, ત્યારે જેઓ પોતાના લાખો રૂપિયા પરમાર્થમાં ખરચતા હશે તેઓને કેટલો બધો આનંદ થતો હશે? તેઓને કેટલું બધું પુન્ય થતું હશે? તેઓ કેટલા બધા જીવોનું કેટલું બધું ભલું કરી શકતા હશે! અને તેઓનું પોતાનું કેટલું બધું કલ્યાણ થતું હશે? એ વિચારતાં પણ મને તો બહુ આનંદ થાય છે. અને એમ લાગે છે કે પરમાર્થના વિચાર કરવાથીજ જ્યારે આટલો બધો આનંદ થાય છે ત્યારે પરમાર્થનાં કામો કરવાથી કેટલો બધો આનંદ થતો હશે? અને કેટલું બધું ઇશ્વરની નજીક જવાતું હશે? માટે હું તો હમેશાં એજ પ્રાર્થના કર્યા કરૂં છું કે હે પ્રભુ! અમારા દેશનો ઉદ્ધાર કરવા માટે, સૌ જીવોને સુખી કરવા માટે અને સૌનું કલ્યાણ થાય તે સારૂ અમારા સૌ ભાઇબ્હેનોના અંતરમાં પરમાર્થ

કરવાની પ્રેરણા કરો, સૌને પરમાર્થ કરવાની સદ્બુદ્ધિ આપો અને સૌને પરમાર્થ કરવાની શક્તિ આપો.

## નાના પરમાર્થની મોટી ખુબી.

હવે હું મારા બે ચાર દોઢીયાંના પરમાર્થની તથા વગર દોઢીયાંના પરમાર્થની વાતો કહું છું. એ બહુ સાદી વાતો છે અને એમાં નવાઇ જેવું કાંઇ પણ નથી, તોપણ મારા મન ઉપર એની બહુ ભારી અસર થએલી છે તે માટે કહું છું.

એક વખત મુંબાઇમાં ગ્રાંટરોડ તરફથી હું ચાલ્યો આવતો હતો. ત્યાં રસ્તામાં એક ગરીબ કાઠીયાવાડી મજૂર બેઠો હતો, તેની પાસે ખાવાનું કે પૈસા કાંઇ ન હતું અને તેને બહુ ભૂખ લાગી હતી. મજુરી કરવા માટે પાટી લઇને તે ફરતો હતો, પણ તે અજાણ્યો માણસ હતો, અને મુંબાઇનો ભોમીયો ન હતો, તેથી દૈવયોગે રોંઢા સુધી (ત્રણ ચાર વાગ્યા સુધી) તેને કાંઈ મજુરી મળી ન હતી. વળી તે ભીખ માગતાં શરમાતો હતો, છતાં સારાં સારાં કપડાં પહેરેલા ને શેઠીયા જેવા દેખાતા થોડાક માણસો પાસે તેણે માગી જોયું, પણ કોઇએ કાંઇ આપ્યું નહીં. એ પછી હું ત્યાંથી નીકળ્યો ત્યારે તેણે ખરેખરી દીનતાથી મારી સામે જોયું ને બહુ આજીજી કરીને દોઢીયું માગ્યું. મેં કહ્યું કે તું જુવાન માણસ થઇને ભીખ કેમ માગે છે? ત્યારે તેણે કહ્યું કે સવારનો ફરૂં છું પણ કાંઇ મજુરી મળતી નથી. મને તેની વાત સાચી લાગી, તેથી મેં તેને બે દોઢીયાંના ચણા કુરમરા અપાવ્યા, એથી તે બહુજ રાજી થયો ને ખરા અંતઃકરણથી તેણે મારો ઉપકાર માન્યો. બે દોઢીયાંના ચણા કુરમરા સારૂ વાંકો વળી બહુ માનપૂર્વક તે મને પગે લાગવા મંડયો તથા ઘણાએ આશીર્વાદ દેવા લાગ્યો. અને આ બધું બહારના વિવેકને ખાતર નહીં, પણ તદ્દન સ્વાભાવિક હતું.

તેથી મારા અંતરમાં તેની બહુ ઉંડી અસર થઇ. કારણ કે જે વખતે તેને ખરેખરી જરૂર હતી તેજ વખતે હું તેને મદદ કરી શક્યો હતો, તેથી મારા બે દોઢીયાંના પરમાર્થમાંથી પણ એ વખતે બહુ મોટું કામ થઈ ગયું હતું. એ ગરીબ મજૂરના હાવભાવ તથા ચ્હેરા ઉપરથી તથા મ્હારા અંતરાત્માની સાક્ષી ઉપરથી મ્હને એમ લાગી ગયું કે આ મારાં બે દોઢીયાં ઉગી નીકળ્યાં છે અને ઇશ્વરની હજુરમાં તે નોંધાઇ ગયાં છે. મારે ઘેરે સત્યનારાયણની કથા, ગરૂડપુરાણની કથા, ભાગવતની કથા, શ્રાદ્ધના બ્રાહ્મણો, તરપંડીના બ્રાહ્મણો, અનંતના દોરાનો ઉત્સવ, ગૌત્રાટનો ઉત્સવ વિગેરે ઘણા પ્રસંગો આવી ગયા છે, પણ એ મજૂરને બે દોઢીયાં આપવાથી જેવો તેને આનંદ થયો, જેવી તેની ઉપકાર વૃત્તિ જાગી અને જેવા તેણે અંતઃકરણના ઉંડાણમાંથી આશીર્વાદો આપ્યા, તેથી મને એમ લાગી ગયું કે ખરા વખતનાં માત્ર બે દોઢીયાં પણ આટલું બધું કામ કરી જાય છે. માત્ર બે દોઢીયાંના ચણા કુરમરાથી પણ એક માણસને એટલો બધો રાજી કરી શકાય છે, ત્યારે જે ભાગ્યાશાળીઓને ઘેરે સાધુ, સંત તથા મુસાફરો માટે સદાવ્રતો ચાલતાં હશે, જે ઇશ્વરના કૃપાપાત્રોને ઘેરે નિરાધારોનાં આશ્રમો હશે અને જે નસીબદારોને ઘેરે વિદ્વાનોના સત્કાર કરવાના લ્હાવા લેવાતા હશે તેઓને કેટલું પુન્ય થશે? તેઓ જગતનું કેટલું બધું ભલું કરી શકશે? અને તેઓ કેવા ઉંચી જાતના આત્મિક દિલાસા મેળવી શકશે? એ ખ્યાલ પણ જો બરાબર રીતે સમજાશે તો આનંદ થયા વિના રહેશે નહીં તથા પરમાર્થનાં કામોમાં પૈસા ખરચવાનું મન થયા વિના રહેશે નહીં.

## એક દોઢીયું આપવામાં આટલો બધો આનંદ!

હમણાં થોડા દિવસ ઉપર ચોપાટીથી ફરીને હું ચાલ્યો આવતો હતો. ત્યાંથી રસ્તામાં ઠાકુરદ્વાર પાસે એક છ વરસની ઘાટીની છોકરી

શાકભાજી વેચનાવાળા પાસે ઉભી ઉભી રોતી હતી. તેથી મેં એ છોકરીને પૂછ્યું કે, તું કેમ રૂવે છે? પણ મને અજાણ્યો માણસ જોઇને તે છોકરી મારાથી શરમાવા લાગી ને કાંઇ બોલી નહીં, પણ ઉલટી વધારે વધારે રોવા લાગી. મેં તેના માથા ઉપર બહુ આસ્તેથી મારો હાથ લગાડીને તે જાણે મારી દીકરીજ હોય તેવી રીતે અંતરના પ્રેમથી તેને પુછ્યું કે, તું કેમ રૂવે છે? ત્યારે તેને મારો વિશ્વાસ બેઠો અને તેણે કહ્યું કે આ શાકવાળો મારૂં દોઢીયું લઇ ગયો. તે શાકવાળાની પાસે પાંચ સાત ઘરાક ઉભાં હતાં તેમાં તે છોકરીએ આપેલું દોઢીયું એ ભૂલી ગયો, તેથી તે છોકરી પાસે ફરીથી દોઢીયું માગતો હતો. એવાં બહુજ ગરીબ માણસનું એક દોઢીયું જાય તે તેઓને એક રૂપિયો જવા જેવું લાગે છે, તેથી તે છોકરી બહુ રોતી હતી. પણ એથી કાંઇ શાકભાજીવાળાને દયા આવે તેમ ન હતું. તે તો પોતાના ઘરાકોમાં રોકાએલો હતો. મેં એ છોકરીને કહ્યું કે, લે આ દોઢીયું, એમાં રૂવે છે શું? એમ કહીને બહુ પ્રેમથી મેં એ છોકરીને એક દોઢીયું આપ્યું, તેથી તે રોતી રહી ગઇ, મારી સામે જોઇ રહી અને બહુજ રાજી થઇ ગઇ. એ વખતનો તેનો આનંદ જોઇને મને એમ લાગી ગયું કે, ઓહો! ધન્ય પ્રભુ ધન્ય! એક દોઢીયું આપવામાં આટલો બધો આનંદ! ત્યારે જેઓ પોતાના લાખો રૂપિયા પરમાર્થમાં આપી દેતા હશે તેઓનો આનંદ તે કેવો અલૌકિક હશે? અરે! છતાં સાધનોએ જે એવો મહાભારત લાભ નહીં લેતા હોય તેઓ કેટલા બધા અભાગીયા અને નીચ હશે? એ છોકરીનું એક દોઢીયું પાછું મળવાથી તેને જ્યારે એટલો બધો આનંદ થયો અને તે પોતાની માના હાથના મારથી બચી ત્યારે જે શ્રીમંતો પોતાના ધનના જોરથી, જે વિદ્વાનો પોતાની વિદ્યાના જોરથી, જે શૂરવીરો પોતાના શરીરના

જોરથી, જે કારીગરો પોતાના હુન્નરકળાના જોરથી, જે રાજદ્વારીઓ પોતાની સત્તાના જોરથી અને જે ગરીબો મહાજનોને પગલે ચાલીને પ્રજામતના બળથી પોતાના બંધુઓને તેઓના ગએલા હક્કો પાછા મેળવી આપવામાં મદદ કરતા હશે તેઓને કેટલું બધું પુન્ય થતું હશે અને એથી ભગવાન કેવા રાજી થતા હશે? એ બધું શાથી? એ બધું સૌ આપણા ગજા પ્રમાણે પરમાર્થ કરીએ તેમાંથીજ. માટે જેમ બને તેમ સૌ ભાઈ બ્હેનો પોતાના દેશને અર્થે, પોતાના બંધુઓને અર્થે, પોતાના ધર્મને અર્થે, પોતાના અંતરની શાંતિને અર્થે અને પ્રભુને અર્થે પરમાર્થ કરો, પરમાર્થ કરો.

## એક ગરીબ મુસાફર.

એક વખતે મુંબાઇ આવવા સારૂ કાઠીયાવાડના એક બંદરે સ્ટીમરની વાટ જોતો હું બેઠો હતો. એટલામાં ત્યાંના ચાર પાંચ મજૂરોએ એક માણસ બતાવીને મને કહ્યું કે, આ માણસ મુંબાઈ જવા સારૂ ચાર દિવસ થયાં બેઠો છે, પણ તેની પાસે અર્ધો રૂપિયો ઘટે છે તેથી બે સ્ટીમરો ચાલી ગઇ તોપણ તે જઇ શકયો નથી. તે ઘણા માણસો પાસે માગે છે પણ કોઇ તેને આપતા નથી, તેથી તમે કાંઇક મહેરબાની કરો તો બહુ સારી વાત. એ સાંભળીને મેં તે માણસને પૂછયું કે, પૈસા કેમ ખૂટી પડયા? ત્યારે તેણે કહ્યું કે, ધંધા સારૂં મુંબાઇ જવું છે, હું જાણું કે આગબોટનું ભાડું અઢી રૂપિયા છે, તેથી માંડ માંડ ત્રણ રૂપિયા લઇને ઘેરેથી નીકળ્યો હતો. અહીં આવ્યો ત્યારે બપોરે આગબોટ ઉપડી ગએલી, તેથી તે દિવસ ગયો. આગબોટ ત્રીજે દહાડે મળે તેમ હતી તેથી બે દિવસમાં છ આના ખવાઇ ગયા, ને આગબોટની ટીકીટના ત્રણ રૂપિયા લાગે છે તેથી છ આના ઘટી પડયા. એ સારૂ ઘણા જણને કહ્યું,

પણ કોઇ પૈસા આપતું નથી. તેથી કાલની આગબોટ ચૂકયો ને વળી એમાંથી પણ બે આનાનું ખાવાનું લેવું પડયું તેથી હવે આઠ આના ઘટે છે. જો એ આઠ આના નહીં મળે તો આજે પણ આગબોટ ચાલી જશે ને હું રહી જઇશ. મેં કહ્યું કે આ શહેરમાં તો ઘણાએ સારા શેઠીયાઓ છે ને તેમ છતાં ચાર દિવસમાં તમને અર્ધો રૂપિયો પણ ન મળ્યો? ત્યારે તેણે કહ્યું કે, મોટા શેઠીયાઓ તો કોઇ ઉભા રહેવા દેતા નથી ને વખતે કોઇના મનમાં દયા આવે તો પણ આજના વખતમાં ઢોંગી ભીખારીઓ બહુ વધી પડયા એટલે સાચી વાત ઉપર પણ કોઇને વિશ્વાસ આવે નહીં. તેથી ચાર દિવસ થયાં હું રખડું છું, પણ કોઈ એક દોકડો પણ આપતું નથી. મને તેની વાત સાચી લાગી, તેથી મેં તેને અર્ધો રૂપિયો આપ્યો ને મારી પાસે બેસાડી મારી સાથેનાં ભાથામાંથી તેને ખાવા પીવાનું આપ્યું, તેથી તે બહુજ ખુશી થઇ ગયો. ત્યાં ઉભેલા મજુરો પણ અજબ થઇ ગયા અને મારાં બહુ વખાણ કરવા લાગ્યા કે તમે બહુજ સારૂં કર્યું. જો તમે એને આજે એટલા પૈસા ન આપ્યા હોત તો એ આજની આગબોટમાં જઇ શકત નહીં, અને હવે ત્રણ દહાડા સુધી પાછી આગબોટ નથી તેથી એ બિચારો પરદેશી માણસ રખડી પડત. અમે એની તરફથી ઘણા જણને કહ્યું, પણ કોઇએ કાંઈ આપ્યું નહીં ને તમે મદદ કરી તેથી ભગવાન તમારૂં ભલું કરશે.

આગબોટમાં ચ્હડવા માટે બીજાં જે માણસો ત્યાં બેઠાં હતાં તે પણ મને કહેવા લાગ્યાં કે, તમે બહુ સારૂં કર્યું. અને હું એક માણસને વખતસર જોઇતી મદદ કરી શકયો તેથી મને પણ એક જાતનો ખાસ સંતોષ થયો.

આ બધું જોઇને મને એમ લાગી આવે છે કે એક માણસને ખૂટતા થોડા પૈસા આપવાથી જ્યારે આટલો બધો આનંદ થાય છે,

ત્યારે જે ભાગ્યશાળી શ્રીમંતો હજારો માણસોને સ્વર્ગની ટીકીટો અપાવતા હશે તેઓને કેટલો બધો આનંદ થતો હશે ? તેઓને કેટલું બધું પુન્ય થતું હશે ? તેઓનું કેટલું બધું નસીબ ખુલતું હશે ? અને ભગવાન તેઓની ઉપર કેટલા બધા રાજી થતા હશે ?

## સ્વર્ગની ટીકીટ અપાવવી એટલે શું ?

અજ્ઞાનીને જ્ઞાન આપવું અથવા અપાવવું એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. નાસ્તિકોને સત્યધર્મમાં લાવવા એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. પોલમપોલમાં પડયા રહેતા લોકોને તેઓની ફરજ સમજાવી કર્ત્તવ્યમાં લગાડવા એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. ગુલામગીરી જેવાં બંધનોમાં પડયા રહેતા લોકોને સ્વતંત્રતા અપાવવી એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. જડ બુદ્ધિવાળાં થઇ ગએલાં માણસોને તિવ્ર બુદ્ધિવાળાં બનાવવાં તથા બુઠ્ઠી લાગણીવાળાં થઇ ગએલાં માણસોને નાજુક લાગણીવાળાં બનાવવાં એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. મુવા પછી જે ચીજો પોતાને કાંઇ પણ કામ આવે એવી નથી પણ ઉલટી બંધન કરતા થઇ પડે એવી છે, તેવી ચીજોના મોહમાં જીંદગી ખોઇ નાંખનારા માણસોનો એ મોહ મટાડવો એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. કાંઇ પણ ઉચ્ચ હેતુ ધ્યાનમાં રાખ્યા વિના ગમે તેમ રખડનારા, ગમે તેમ બકનારા, ગમે તેમ ખાનારા અને કાંઇપણ નિયમ વિના અલેલટપુપણામાં જીંદગી ખોઇ નાખનારા માણસોને પ્રભુપ્રીત્યર્થે પોતાના ભાઇબંધોની સેવામાં લગાડવાં એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. આળસુ માણસોને ઉદ્યોગી બનાવવાં, ધંધા રોજગાર વિના રખડતાં માણસોને ધંધા રોજગારમાં લગાડવાં, કુદરતની ખુબીયો નહીં સમજનાર માણસોને કુદરતની ખુબીયો સમજાવવી તથા એ બધાં માણસોને એ બધી બાબતોમાં

કાંઈક ઉંચ હેતુ લક્ષમાં રાખીને કામ લેતાં શીખવવું એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. વંશ પરંપરાથી ઓછા હકવાળા તથા નીચ ગણાતા માણસોને જમાનાને અનુસરતા વધારે હકો અપાવવા તથા ઉંચે ચ્હડાવવા એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. ટુંકામાં એજ કે મનુષ્યમાંથી પશુવૃત્તિઓનું જોર ઓછું થાય એમ કરવું અને તેને બદલે મનુષ્યમાં રહેલું મનુષ્યપણું એટલે કે આત્માનું આત્માપણું ખીલવવું એ સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું બલ્કે એ કરતાં પણ ઘણુંજ વધારે એટલે કે ખુદ સ્વર્ગને બનાવવા જેવું છે. એ બધું ધનવાનોના ધનમાંથી થઈ શકે તેમ છે, વિદ્વાનોની વિદ્વતામાંથી થઈ શકે તેમ છે, ગુણીઓના ગુણુમાંથી થઇ શકે તેમ છે, ભલાઓની ભલાઇમાંથી થઇ શકે તેમ છે, વગવસીલ-વાળાઓના વગવસીલપણામાંથી થઇ શકે તેમ છે, સત્તાવાળાઓની સત્તામાંથી થઇ શકે તેમ છે, સાધુઓના સાધુપણામાંથી થઇ શકે તેમ છે, જોરાવરોના જોરમાંથી થઇ શકે તેમ છે, હરિજનોના ધર્મના બળથી થઇ શકે તેમ છે, નાજુક લાગણીવાળી સુંદરીઓની મદદથી થઇ શકે તેમ છે, અને ગરીબો સાચા દિલે કામ કરે તેમાંથી થઇ શકે તેમ છે. માટે સૌ ભાઈ બ્હેનોએ પોત પોતાની શક્તિના પ્રમાણમાં પોત પોતાની લાઇનમાં બહુજ ઉદારતાથી વર્તવું જોઇએ અને કાંઇક પણ રૂડું કામ કરીને પોતાના બંધુઓમાં અસરકારક દાખલો બેસાડવો જોઇએ. તોજ દેશ આબાદ થઈ શકશે અને તોજ જીંદગી સફળ થઇ શકશે. બાકી એ વિના ખાઇ પીને જાડા પાડા થવું, ઇંદ્રિયો-ના ગુલામ થવું, ગમે તે પહેરવું ઓઢવું અને ગમે તે બખતે બખતે મરી જવું એમાં કાંઇ સફળતા નથી, પણ ઉંચ હેતુઓ રાખીને સૌની સાથે ઉદારતાથી વર્તવું ને આ જીંદગીમાં કાંઇક પણ ભલાઇ કરી લેવી એજ સાચી વાત છે. માટે પરમાર્થ કરવાની ને

સ્વર્ગ મેળવવાની જેને ઇશ્વરે તક આપી હોય તેને હું વિનતિ કરૂં છું કે એ સોનેરી તક જવા દેશો મા. પણ એ મહાન લ્હાવા તો જેમ ખુબ લેવાય તેમ કરજો. એ અલૌકિક લ્હાવા તો જેમ ખુબ લેવાય તેમ કરજો.

## પૈસા વિના પણ પરમાર્થ થઇ શકે છે.

બંધુઓ ! ઉપલા દાખલાઓ ઉપરથી જોઇ શકશો કે ઘણી વખત બહુજ થોડા પૈસાથી પણ બહુ મોટા પરમાર્થ થઇ શકે છે; છતાં પણ આપણે સૌ એવા લાગણી વિનાના બની ગયા છીએ કે આવાં સહેલાં કામો પણ ખુબ મન દઇને ખુશીથી કરી શકતા નથી. વળી તેમાં પણ આપણા દેશના શ્રીમંતોનો મોટો ભાગ તો ખાસ ઇશ્વરની કૃપા છતાં પણ એ બાબતમાં સાવ પછાત છે. આપણા દેશમાં ધન નથી તેથીજ આપણી દુર્દશા છે એમ કાંઇ નથી, પણ આપણા દેશમાં આપણી યોગ્યતાના પ્રમાણમાં જે કાંઇ થોડું ઘણું ધન છે તેમાંથી આપણી નાલાયકીને લીધે જમાનાને અનુસરતા પરમાર્થ આપણે કરતા નથી. માટે પોતાનું તથા પોતાના દેશનું કલ્યાણ ઇચ્છનારા દરેક સજ્જનોએ જેમ બને તેમ યથાશક્તિ પોત પોતાની લાઇનમાં પરમાર્થ કરવો જોઇએ; અને એવી સ્થિતિ પણ ન હોય તો પણ નિરાશ થવું નહીં કારણ કે સમર્થ પ્રભુએ કાંઇ પૈસામાંજ પરમાર્થને રાખેલો નથી, પણ પરમાર્થનો સાચો સંબંધ તો અંતઃકરણમાંજ છે અને અંતઃકરણ તો સૌ માણસોને છે. માટે જો કોઇ માણસ સાચી લાગણીથી કરવા ધારે તો ધન વિના પણ બહુ મોટા પરમાર્થ થઇ શકે છે અને એવા ઘણા પ્રસગો મારા અનુભવમાં આવી ગયા છે. તમારી ખાત્રી માટે તેમાંથી બે દાખલા કહું છું તે સાંભળવાની મહેરબાની કરો.

# દુઃખીયોની સેવાનો આનંદ.

પાંચ વરસ ઉપર નર્મદા કિનારે એક મહાત્માના આશ્રમમાં હું રહેતો હતો. એ તીર્થનું સ્થાન હતું અને ત્યાં તે મહાત્માની ધર્મશાળા તથા અન્નક્ષેત્ર હોવાથી ઘણા સાધુઓ તથા ભીખારીયો આવતા હતા. તેમાં એક બાવાને પગે કુતરૂં કરડયું હતું અને વખતસર ઘટતા ઇલાજો ન થવાથી પગનો આખો નળો બહુ સુઝી જઇને ઉપરની ચામડી ઉખડી ગઇ હતી. તથા જખમમાં જીવડા પડી ગયા હતા અને સડેલો પગ બહુ ગંધાતો હતો; તેથી એ ધર્મશાળામાં પડેલા સૌ લોકો પોત પોતાને નાકે આડું લૂગડું દઇને તેનાથી છેટા છેટા ભાગતા હતા અને તેનો તિરસ્કાર કરતા હતા, પણ એ બિચારો બુઢ્ઢો બાવો પોતાના પગની ભયંકર વેદનાથી જરા પણ હાલી ચાલી શકતો નહોતો. વળી કાંઇ ઉપાય કરી શકે કે ત્યાંથી બીજે ઠેકાણે જઇ શકે તેમ નહોતો. તેથી અરરર ને ઓય ઓય કરતો માખીયો ઉડાડતો પગ સામે જોઇને બેઠો હતો. માખીયોનું એવું જોર હતું ને જખમ એટલો બધો મોટો હતો કે તે માખીયોને રોકી શકતો નહોતો. ઉપરથી ઉડાડે તો નીચે બેસતી ને નીચેથી ઉડાડે તો બાજુમાં બેસતી. તેથી તે કાયર થઇ ગયો હતો અને કોઇ કાંઇ મદદ કરે તો બહુ સારૂં એમ મનમાંથી ઇચ્છતો હતો. તથા જે માણસ ત્યાંથી નીકળે તે સૌની સામે તે જોતો હતો, પણ સૌ લોકો તેના સડેલા પગની દુર્ગંધીથી દૂર દૂર ભાગતા હતા. તેને આશા નહોતી કે કોઇ તેને મદદ કરે. એટલામાં મને દયા આવવાથી હું તેની પાસે ગયો અને પૂછયું કે, તમને પગે શું થયું છે? ત્યારે તેણે કહ્યું કે, આઠ દસ દિવસ પહેલાં કુતરૂં કરડયું હતું. મેં પૂછયું કે, દવા કેમ નથી લગાડતા? તેણે કહ્યું કે, હું ચાલી શકતો નથી, એટલે શું કરી શકું? મેં કહ્યું કે, તમારી મરજી હોય તો હું દવા લાવીને ચોપડી દઉં. ત્યારે તે બહુ ખુશી થયો ને તેણે

મારી સામે હાથ જોડયા ને પૂછ્યું કે, શું લગાડશો? ત્યારે મેં કહ્યું કે ધંતુરાનાં પાંદડાંનો રસ લગાડીશ ને ઉપર ધંતુરાનાં પાંદડાં બાંધીશ એટલે જીવડા મરી જશે ને જખમ રૂઝાશે. તેણે કહ્યું કે બહુ સારૂં, તમારી મરજી પડે તેમ કરો. એ ધર્મશાળાની પાસેજ ધંતુરાનાં પાંદડાં હતાં તે મેં તોડી લીધાં અને એક પથરો શોધી વાટીને તેનો રસ એ સુઝેલા પગ ઉપર રેડયો ને ધંતુરાનાં પાંદડાં તેની ઉપર લગાડયાં ને માખી ન બેસે તે સારૂ તે પાંદડાં ઉપર ત્યાં ધુણી હતી તેમાંથી રાખના બે ખોબા નાંખ્યા. આટલું કરવાથી તે દુઃખીયારો બુઢ્ઢો બાવો બહુ અજબ થઇ ગયો, બહુ ખુશી થઇ ગયો, ઘણીવાર સૂધી મારી સામેજ જોઇ રહ્યો અને શુદ્ધ અંતઃકરણથી તે મને બહુ બહુ આશીર્વાદ દેવા લાગ્યો. એટલુંજ નહીં પણ એ ધર્મશાળાના મુસાફરો પણ અજાયબીથી મારી સામે જોઇ રહ્યા અને મારાં વખાણ કરવા લાગ્યા; તથા એ આશ્રમના મહાત્માએ જ્યારે બીજાઓની પાસેથી એ વાત સાંભળી ત્યારે તેઓ પણ બહુ રાજી થયા અને મને કહ્યું કે બેટા, બોત અચ્છા કીયા, એસાજ કરના ચાઇએ. આ બધું જોઇને મારા અંતરમાં બહુ ગંભીર છાપ પડી અને મને એમ લાગ્યું કે, એક દુઃખી માણસને પગે માત્ર પાટો બાંધવાથી જ્યારે આટલાં બધાં વખાણ થાય છે, આટલો બધો આનંદ થાય છે, આટલા બધા આશીર્વાદો મેળવી શકાય છે અને એટલામાંથીજ બહુ કલ્યાણ કરી શકાય છે ત્યારે જે ભાગ્યશાળી શ્રીમંતોને ઘેરે ધર્મની ઇસ્પીતાલો હશે, જે ઇશ્વરના કૃપાપાત્ર મહાત્માઓ ગરીબ દરદીયોને જલદી ફાયદો થાય તેવી ઉત્તમ દવાઓ હમેશાં મફત આપતા હશે અને જે પરમાર્થી માણસોએ ગરીબોની સેવા કરવામાં પોતાની જીંદગી અર્પણ કરી હશે તેઓના આનંદ કેવા હશે? તેઓને કેટલું બધું પુન્ય થતું હશે? તેઓનું કેટલું બધું કલ્યાણ થતું હશે? તથા એ જોઇને

ભગવાન કેવા રાજી થતા હશે? એ ખ્યાલ કરતાં પણ મને તો એમ લાગે છે કે, જાણે એ ભાગ્યશાળીયોને ઘેરજ સ્વર્ગ આવી પડ્યું હોય-ની! અને જાણે એ નશિબદારોના હૃદયમાંજ પ્રભુ પધાર્યા હોયની!! કારણ કે મેં જ્યારે એ બાવાને પગે દવા ચોપડી ત્યારે તેના મનમાં મારે માટે જે માન ઉત્પન્ન થયું, મારે માટે તેને જે ભાવ આવ્યો, મારે માટે તેણે પ્રભુ પાસે જે ભલી દુવા માગી, મારો તેણે જે સાચા દિલથી ઉપકાર માન્યો અને મારી ઉપરના પ્રેમથી તેની આંખોમાં જે ચમક આવી ગઇ, તેના અંતરની લાગણીઓમાં જે ઉછાળો થઇ ગયો, તેની વાણીમાં જે ગદ્ગદિતપણું આવી ગયું અને એ થોડો વખત તે પોતાના ભયંકર દુઃખનું જે ભાન ભુલી ગયો તેવી ખરેખરી અસર-કારક સ્થિતિ મેં મારી જીંદગીમાં પાછી કોઇ દિવસ જોઇ નથી. માટે મને એમ લાગે છે કે આપણે માત્ર થોડોક સ્નેહ બતાવીએ તેમાંથી પણ દયાળુ પ્રભુ જ્યારે આટલું બધું ભલું કરી દેય છે, ત્યારે જો સાચા દિલના ને પૂર્ણબળથી સો જીવોની ઉપર પૂરેપુરો પ્રેમ રાખતાં આવડે તો આપણું પોતાનું અને આપણા બંધુઓનું કેટલું બધું કલ્યાણ થઇ શકે! ભલી ઇચ્છાથી આપણે કરેલાં સારાં કામોનું કદિ જોઇએ તેવું સારૂં પરિણામ ન આવે તો પણ આપણને તો તેથી ફાયદો થાયજ. જેમકે મેં દવા ચોપડી તેથી કાંઇ એ બાવો બચ્યો નહીં, કારણ કે તેનો પગ એટલો બધો સડી ગયો હતો કે તે બચે એવી કાંઇ આશા નહોતી. તેથી તે બિચારો તો બીજેજ દિવસે મરી ગયો, પણ તેની સાથે કાંઈ તેના આશીર્વાદો મરી ગયા નથી. તે મરી ગયો પણ ત્યાં જે લોકો હાજર હતા તેઓને જે ભલી અસરો થઇ તે અસરો કાંઇ મરી ગઇ નથી અને તે મરી ગયો પણ તેની સેવા કરવાથી મને જે મારા અંતરમાંથી સંતોષ થયો તે સંતોષ કાંઇ મરી ગયો નથી. માટે હું કહું છું કે આવી નાની વાતોમાંથી અને

આવી વગર પૈસાની વાતોમાંથી પણ જ્યારે આટલું બધું ભલું કરી શકાય છે ત્યારે જેઓ પોતાના પરસેવાની કમાણીના પૈસા આવી જાતના પરમાર્થનાં કામોમાં ખરચતા હશે તે ભાગ્યશાળી શ્રીમંતોનું કેટલું બધું કલ્યાણ થતું હશે ? અને તેઓની ઉપર પ્રભુ કેટલા બધા રાજી થતા હશે ? એ તમારે વિચારવું જોઇએ. છતાં પણ આપણા દેશનાં અને આપણા લોકોનાં હાલમાં એવાં દુર્ભાગ્ય છે કે આવી ચોકખી વાતો પણ લોકોને ગળે ઉતરતી નથી અને છતાં સાધનોએ પરમાર્થ કરતા નથી, પણ ઉલટા પોતાના પૈસાથી પોતેજ પોતાને માટેજ નરકની ટીકીટ લેય છે. પ્રભુ! દયા કરો, દયા કરો એવા દેશ દ્રોહીયો ઉપર, એવા પશુવૃત્તિવાળા ઉપર, એવા અજ્ઞાનીયો ઉપર અને એવા આત્મઘાતીયો ઉપર. કારણ કે તેઓનું પાપ એટલું બધું મોટું છે કે તમારી દયા વિના બીજી કોઇ પણ રીતે તેનો આરો આવી શકે તેમ નથી.

## મોટા પરમાર્થ કરે તેને કેટલો બધો ફાયદો થતો હશે?

અરે! જીગરની લાગણીથી ખરા વખતે માત્ર એક પાટો બાંધવામાંથી જ્યારે આટલું બધું પુન્ય, આટલી બધી કીર્તિ અને આટલો બધો ઉપકાર મેળવી શકાય છે; એક પાટો બાંધવામાંથી જ્યારે પોતાની આસપાસ એટલી બધી ભલી અસરો કરી શકાય છે, એટલી બધી શુભવૃત્તિયોને ખીલવી શકાય છે, એટલી બધી સેવા કરી શકાય છે, એટલો બધો અંતરનો દિલાસો મેળવી શકાય છે અને એવો વખતસરનો એક પાટો બાંધવામાંથી પણ જ્યારે ઇશ્વરને રીઝવી શકાય છે ત્યારે જે શ્રીમંતોના તરફથી ધર્માદા દવાખાનાંઓ ચાલતાં હશે, જે ભાગ્યશાળીઓનું ધન ગરીબોનું કલ્યાણ કરવા અને દેશની સેવા કરવાનાં કામોમાં ખરચાતું હશે, જે સદગુરુઓનું જ્ઞાન મનુષ્યની અંદર

રહેલા વિકારોનાં દુઃખો મટાડવામાં વપરાતું હશે, જે હુશિયાર કારિગરો પોતાની નવી નવી જાતની ઉંચી ઉંચી કારિગીરીથી જગતનું સૌન્દર્ય વધારતા હશે, જે નવીન શોધકો પોતાની કિંમતી શોધોથી જગતના જીવોનાં સુખો વધારતા હશે તેઓને કેટલું બધું પુન્ય થતું હશે ? તેઓને અંતઃકરણના કેવા ઉમદા આશીર્વાદો મળતા હશે ? તેઓની કેટલી બધી કીર્તિ ફેલાતી હશે ? તેઓના અંતરમાં કેટલો બધો આનંદ થતો હશે ? અને તેઓ ઇશ્વરની કેટલી બધી દયા મેળવી શકતા હશે ? એનો જરા ખ્યાલ તો કરો ? ? અને તેની સાથે એ પણ જુઓ કે છતાં સાધનોએ જે શ્રીમંતો, વિદ્વાનો, સત્તાવાનો, ગુણવાનો કે કાંઇપણ ભલું કરી શકે તેવા બીજા કોઇ પણ બહાર પડતા માણસો આવી અમૂલ્ય તકો ગુમાવી નાંખતા હશે તેઓ કેટલા બધા કમનશિબ હશે ? કેટલા બધા નીચ હશે અને કેટલી બધી દયા ખાવા જોગ હશે ? માટે બંધુઓ ! દેશની દુર્દશા અને આપણી તથા આપણા બંધુઓની કંગાલીયત મટાડવા સારૂં પ્રથમ આપણે આપણી પોતાની માનસિક કંગાલીયત મટાડવી જોઇએ અને પોતાનું કર્ત્તવ્ય બજાવવામાં જેટલું બની શકે એટલું ઉદાર થવું જોઇએ. તોજ આપણી ઉન્નત્તિ થઇ શકશે. કારણકે એકલી બહારની ગરીબાઇને લીધેજ કાંઇ આપણી ઉન્નત્તિ અટકેલી નથી, પણ બહારની ગરીબાઇ કરતાં અંતરની ગરીબાઇને લીધેજ આપણી વધારે ખરાબી થઇ છે અને હજી પણ થાય છે. માટે ઇશ્વરે કૃપા કરીને આપણને જે ગુણો, જે વિદ્યા કે જે સમૃદ્ધિ આપી હોય તેનો આપણે આપણા બંધુઓને બહુ છુટથી લાભ આપવો જોઇએ અને ન હોય તોપણ જો ધારીએ તો અંતરની ભલી લાગણીથી તથા સાધારણ ઘરગતુ વસ્તુઓના સદુપયોગથી પણ ઘણુંએ ભલું કરી શકાય છે. એ માટે મારા એક મિત્રે એક વખત મને કહ્યું હતું કે;—

# નાના પરમાર્થની મોટી અસર.

વરસાદના દિવસોમાં એક વખત હું કોટના મેદાનમાં ચાલ્યો જતો હતો, એ વખતે વાદળ ખુલ્લું હતું અને વરસાદ આવે એવો કાંઇ સંભવ નહોતો; તેથી ઘણા માણસો છત્રી લીધા વિના ચાલ્યા જતા હતા. પણ ઓચિંતું એક વાદળું ચઢી આવ્યું ને ઝપાટાબંધ વરસાદ પડવા લાગ્યો. એ વરસાદ ફક્ત પાંચ સાત મિનિટનોજ હતો, પણ ઝાપટું જોરાવર હોવાથી રસ્તે ચાલતા સૌ લોકો દોડાદોડી કરવા મંડયા અને કપડાં ભીંજાઇ જાય નહીં એવી જગ્યા શોધવા લાગ્યા. એ વખતે ત્યાં એક ગોવાનીસ ફીરંગી હતો તેણે લુગડાં પહેરેલાં હતાં, પણ પાસે છત્રી નહોતી અને જેની ઓથે ઉભી શકાય એવાં મકાનો ત્યાંથી બહુ દૂર હતાં, તેથી તે નિરાશ જેવો થઇ એક ઝાડ નીચે ઉભો રહ્યો. કારણ કે નવાં કોટ પાટલુન ભીંજાઇ જાય અને કોઇ સારે ઠેકાણે જવું હોય ત્યાં ખરાબ દેખાવ લાગે એ દુઃખ પણ કાંઇ જેવું તેવું નથી. તેથી એ વખતનો ચ્હેરો બહુ દયા ખાવા જોગ બની ગયો હતો અને એજ વખતે તેની પાસેથી છત્રી ઓઢેલાં ઘણાંએ માણસો ચાલ્યાં જતાં હતાં, પણ તે કોઇને કહી શકતો નહોતો; કારણ કે બીજી જાતના લોકો ઉપર પોતે કોઇ દિવસ એવી મહેરબાની કરી નહોતી. પણ પોતે દેશી છતાં પણ હિંદુ, મુસલમાનો કે પારસીઓથી પણ જાણે અભડાઇ જતો હોય તેમ ઉલટો છેટો છેટો રહેતો હતો. એટલુંજ નહીં પણ આ વખતે કદી તેની પાસે છત્રી હોત અને કોઇ હિંદુ કે મુસલમાન તેની પેઠે છત્રી વિનાના ભીંજાતા હોત તો તેને પોતાની છત્રીમાં લેવાનો તેને ખ્યાલ પણ આવત નહીં અને કદી કોઇ અજાણ્યો માણસ એ ફીરંગી સાહેબ પાસે એવી માગણી કરત કે, સીનોર સાહેબ, તમારી છત્રીમાં મને આવવા દો; તો એમ કહેનાર માણસ

સામે ડોળા કાઢી પોતાનો ચ્હેરો બગાડી તેનો તિરસ્કાર કરી રોફમાંને રોફમાં ચાલ્યો જાત, પણ પોતાની છત્રીમાં તેને લેત નહીં. આવાં પોતાનાં આચરણ હોય એટલે પછી તે બીજાઓની મદદ કેમ માગી શકે? તેથી તે એરંડીયું પીધા જેવું મ્હોડું કરીને વરસાદનાં ફોરાંઓ લુંછતો એક ઝાડની નીચે ઉભો હતો. એવી કઢંગી સ્થિતિમાં જોઇને સ્વાભાવિક રીતેજ મેં તેને કહ્યું કે મીસ્તર, મારી છત્રીમાં આવી જાઓ. એ સાંભળીને તે ફિરંગી બહુ અજબ થયો, બહુ ખુશી થયો અને મારો બહુ ઉપકાર માનવા લાગ્યો. એ વખતે તેની અજાયબી, તેની ખુશાલી તથા તેની ઉપકારવૃત્તિ જોઇને મને પણ બહુ અજાયબી લાગી; કારણ કે આવી સાધારણ બાબતોમાંથી પણ લોકોને આટલી બધી અસર થઇ જતી હશે એમ હું જાણતો નહોતો. તેથી ઘણી વાર સુધી એ બાબત મારા મનમાં ઘોળાયા કરી અને હજી પણ એ ચિત્ર મારી નજર આગળ તર્યા કરે છે. એટલુંજ નહીં પણ આ દેખાવ જોયા પછી મને ખાસ એમ લાગી ગયું છે કે આવી જાતની મદદ તો આપણે સૌએ એકબીજાને જરૂર કરવી જોઇએ.

## પરમાર્થમાંથીજ આપણું કલ્યાણ થવાનું છે.

બંધુઓ! હવે વિચાર કરો કે અજાણ્યા માણસને જરાવાર આપણી છત્રીમાં લેવાથી જ્યારે આટલો બધો ઉપકાર મેળવી શકાય છે ત્યારે જે ભાગ્યશાળી માણસો અનાથ બાળકોના શિરછત્ર બનતા હશે, જેઓ અનાથ વિધવા બ્હેનોને શિરછત્ર અપાવવાનું કામ કરવામાં પોતાની ખરી કમાણીનું ધન ખરચતા હશે, જેઓ હજારો અજ્ઞાન લોકોને જ્ઞાનનાં છત્ર નીચે લાવવામાં પોતાનું ધન ખરચતા હશે, જે હરિજનો પાપી લોકોને ધર્મના પવિત્ર છત્ર નીચે લાવતા હશે, જેઓ ગુલામગીરીની સાંકળમાંથી લોકોને છોડાવીને

સ્વતંત્રતાના છત્ર નીચે લાવવા પાછળ પોતાના પૈસા અથવા શક્તિ ખરચતા હશે, તેઓને કેટલું બધું પુન્ય થતું હશે? તેઓનો લોકો કેટલો બધો ઉપકાર માનતા હશે? તેઓની કેટલી બધી કીર્તિ થતી હશે? તેઓને કેટલા બધા આત્મિક દિલાસા મળતા હશે? અને તેઓની ઉપર ઇશ્વર કેટલા બધા રાજી થતા હશે? એ જરા ખ્યાલ તો કરો? વળી એ ખ્યાલ કરતાં છતાં પણ જો તમારી લાગણી ન પીંગળે તો એમ સમજજો કે આ દાખલાઓ જેવી રીતે કહેવા જોઇએ તેવી રીતે મને કહેતાં આવડતા નથી, તેથી તમને અસર નહી થતી હોય, બાકી એવી જાતનાં નાનાં નાનાં પરમાર્થોથીજ મારૂં જીવન તો સુધરેલું છે. માટેજ હું વારે વારે ભાર મૂકીને કહું છું કે, જ્યારે આપણા લોકો પ્રથમ પોતાને ઘેરેથી પરમાર્થ કરતાં શીખશે, પોતાનાં ખીસ્સાં ઉપર કાતર મૂકતાં શીખશે, પોતાના સ્વાર્થનો ભોગ આપતાં શીખશે અને સાંસારિક બાબતોમાં, રાજદ્વારી બાબતોમાં, હુન્નર કળાની બાબતોમાં, નીતિની બાબતોમાં, કેળવણીની બાબતોમાં તથા ધર્મની બાબતોમાં જ્યારે લોકો ઉદાર વિચાર ધરાવતા થશે ત્યારેજ આપણા દેશની ઉન્નતિ થઇ શકશે, ત્યારેજ આપણામાં દેવપણું આવી શકશે અને ત્યારેજ આપણે સ્વર્ગની જીંદગી ભોગવી શકીશું. એ બધું આપણે આપણી શક્તિના પ્રમાણમાં પરમાર્થ કરીએ તેમાંથીજ થવાનું છે. તેટલા સારૂ મારી ઓળખાણવાળા શેડીયાને એક મહાત્મા કહેતા કે;—

## મોટાઓની મોટાઇ.

શેઠ, તમે અગ્નિ જેવા છો, કેમકે જો તમે ધારો તો ઘણાઓની ટાઢ ઉડાડી શકો. ઘણી ચીજોને ગરમી આપી શકો અને ઘણીએ નકામી વસ્તુઓને બાળીને ભસ્મ કરી શકો. તમે નદી જેવા છો

કેમકે તમારામાંથી ઘણીએ નહેરો નીકળી શકે અને એ નહેરોથી ઘણાંએ ખેતરો તાજાં રહી શકે તથા ઘણાએ ગરીબ ખેડુતો આબાદ થઇ શકે. તમે માળી જેવા છો, કેમકે આડાં અવળાં વધી ગએલાં ઝાડોને કાપીને સરખાં કરી શકો, નકામા છોડને જડમૂળથી ઉખેડી શકો, સારા રોપાને પોષણ આપી શકો અને પ્રયુક્તિવાં જુદા જુદા ઝાડની કલમો બાંધીને તેમાંથી કાંઇક ખાસ નવીજ જાતનાં ફળ ફુલો પેદા કરી શકો. તમે વિજળી જેવા છો, કેમકે તમારા જરાક આંચકાથી પણ બીજાઓમાં ઝમઝમાટી લાવી શકો, બધી બાબતોમાં પ્રવેશ કરી શકો અને અજાણતાં પણ તમારી અસર સૌને લાગ્યા કરે એવું છે. તમે આકર્ષણ જેવા છો, કેમકે સ્વાભાવિક રીતેજ સૌ તમારી તરફ ખેંચાયા કરે છે એટલે બહુજ સહેલાઇથી તેઓની ઉપર તમે તમારી ધારેલી અસર કરી શકો તેમ છો. તમે આંબાના ઝાડ જેવા છો, કેમકે તમારામાં ઘણાંએ પક્ષીઓ રહી શકે, ઘણાએ જણને તમારો છાંયો આપી શકો અને ઘણાંએ કિંમતી ફળો આપી શકો. તમે સૂરજ જેવા છો, કેમકે દૂર રહીને પણ બીજાઓની ઉપર તમે અસર કરી શકો, અજવાળું આપી શકો અને ઘણીએ બગડેલી વસ્તુઓને સુધારી શકો. તમે દેવ જેવા છો, કારણ કે આ ભવમાં અથવા આગલા ભવમાં તપ કરીને તમે ઇશ્વરને રાજી કરેલા છે. તેથીજ ખુશી થઇને ઇશ્વરે પોતાનું ઐશ્વર્ય તમને આપેલું છે અને જે ઇશ્વરનું ઐશ્વર્ય છે તેજ મનુષ્યમાં દેવપણું છે, માટે જો તમે ધારો તો સંસારમાં સ્વર્ગ બનાવી શકો તેમ છો. આ ઉપમાઓ કાંઇ અમે તમને નથી આપતા; પણ ઇશ્વરી ઐશ્વર્યને આપીએ છીએ અને એમાં કાંઇ ખોટું પણ નથી. માત્ર જે ખોટું છે તે એજ કે, આવું અમૂલ્ય ઐશ્વર્ય તમારી પાસે છે છતાં પણ તેનો લાભ તમે લેતા નથી. આવું અલૌકિક ઐશ્વર્ય તમારામાં છે છતાં પણ તમે

તમારી જીંદગીની સાર્થકતા કરી લેતા નથી અને આવું મહાન ઐશ્વર્ય તમારા કબજામાં છતાં તેને અંધારામાં નાંખી મૂકો છો અને કંગાલ જેવા થઇને ફરો છો. એજ ખોટું છે, એજ શરમ ભર્યું છે, એજ નાલાયકી છે અને એજ પાપ છે. માટે ભાઇ, મહાન ઇશ્વરે કૃપા કરીને તમોને જે પોતાનું ઐશ્વર્ય આપેલું છે તે ઐશ્વર્યને જીવોનાં કલ્યાણનાં કામોમાં વાપરો. તે અશ્વર્યને સંસારમાં સ્વર્ગ લાવવાના કામોમાં વાપરો અને તે ઐશ્વર્યને તમારી પોતાની તથા બીજાઓની જીંદગી સુધારવાના કામોમાં વાપરો. તોજ એ બધી ઉપમાઓ તમને ઘટી શકે. જો તમારી પાસે રહેલાં ઐશ્વર્યને તમે ન વાપરો અને છતાં સાધનોએ કાંઇ પણ સારાં કામો કર્યા વિના નમાલાપણામાંજ ફોગટ જીંદગી ગુમાવી નાખો તો પછી તમારામાં ને હલકા માણસોમાં ફેર શું? જો તમે તમારી પાસે રહેલા ઐશ્વર્યને ન વાપરો તો બીજાઓ કરતાં કોઇ પણ રીતે તમે મોટા નથી અને તમારામાં કાંઇ પણ આવી પડયું નથી. અમે કાંઇ તમને માન આપતા નથી પણ તમારી પાસે રહેલાં ઇશ્વરી ઐશ્વર્યને માન આપીએ છીએ. માટે શેઠ અત્યાર સુધી ધન સાચવી રાખવાનાં દુઃખ તો તમે ઘણાંએ જોયાં પણ

## હવે જરા માલ ફેંકવાની મજા તો જુઓ!

એ મજા બહુજ અનુભવવા લાયક છે ને એમાંથી તો ધારી શકાય એવાં કામ થઇ જાય તેમ છે. અત્યાર સુધી ધન મેળવવા સારૂ તથા સાચવવા સારૂ ભાઇઓ ભાઇઓમાં લડયા, બાયડીને વારે વારે રોવરાવી, ભાગીયાઓ સાથે વાંધા કર્યા, ઘરાકો સાથે ઘાલ-મેલ કરી, કોઇ કોઇ પ્રસંગે હકદારના હક ડૂબાવ્યા, ગરીબ નોકરોના બાર વગાડયા, સગાંઓમાં અળખામણા થયા, ન કરવો જોઇએ ત્યાં પણ લોભ કર્યો, ન માનવી જોઇએ તેની વાતો પણ માની, જેની

સાથે કામ ન પાડવાં જોઇએ તેની સાથે પણ કામ પાડયાં, જે ધંધા ન કરવા જોઇએ તે ધંધા પણ કર્યા, જે શબ્દો ન બોલવા જોઇએ તે બોલ્યા, જે ખરચ ન કરવું પડે તે ખરચ પણ કર્યું, જેની ખુશામતો ન કરવી જોઇએ તેની ખુશામતો કરી, જે પીડાઓ ન ભોગવવી જોઇએ તે ભોગવી, ધન મેળવવા સારૂ કોઇ બાબતમાં ધરાર અપકીર્તિ લીધી, કોઇ ઠેકાણે વગર મફતની ઉપાધિ વહોરી લીધી, કોઇ ઠેકાણે શરીર બગડે એમ કર્યું, કોઇ બાબતમાં દીલગીર થવું પડે એમ કર્યું અને ઘણીએ બાબતોમાં ઘણાએ માણસોના નિ:સાસા લીધા. અત્યાર સુધીમાં એ બધું તમે કરી જોયું અને એનાં દુ:ખો અગાઉ ભોગવ્યાં, હજી ભોગવો છો અને હવે પછી પણ ભોગવશો. પણ હવે જરા ધન ખરચવાનો આનંદ તો જુઓ. એ લ્હાવા હજી સુધી તમે લીધા નથી એટલે એની ખરી ખુબી તમે જાણતા નથી, પણ જો એ લ્હાવા લો તો તમને એમજ લાગી જાય કે, જે ખરો આનંદ છે તે તો માલ ફેંકવામાંજ છે. જીંદગીની જે ખરી સાર્થકતા છે તે તો જગતના સૌ જીવો ઉપરના પ્રેમમાંજ છે. આ દુનિયામાં જો કાંઇ મેળવવા જેવું હોય તો તે માત્ર પુણ્યજ છે. મરી ગયા પછી પણ આપણા જીવને કામ લાગી શકે એવી જો કોઇ વસ્તુ આ જગતમાં હોય તો તે ભલાં કામોનો આત્મિક દિલાસોજ છે. સહેલાઇથી ને જલદીથી આપણું કલ્યાણ થઇ શકે એવી જો કોઇ વસ્તુ આ જગતમાં હોય તો તે ગરીબોના આશીર્વાદજ છે. આપણી જીંદગીની જે મધુરતા છે તે કર્તવ્યમાંજ છે. દુનિયામાં જે મોટામાં મોટા મહાત્માઓ થયા છે તે સૌએ પોત પોતાનાં આચરણોથી એજ વાત સાબીત કરેલી છે કે પોતાના બંધુઓને અર્થે બની શકે તેટલો વધારે ત્યાગ કરવામાંજ વધારે સુખ છે.

## અસલના આપણા બાપદાદાઓનો સિદ્ધાંત. પણ એજ હતો.

"જેટલું અમે ભોગવ્યું એટલું અમે કમાયા." એ પછી તેઓનું બીજું વચન એ હતું કે, "અમે જેટલું દાન કર્યું એટલું અમારી પાસે છે." કારણ કે આ જીંદગીમાં અથવા મુવા પછી એ દાન કામ આવશે. તેઓનું ત્રીજું વચન એ હતું કે, "જે ધન અમે અહીં સંઘરી રાખ્યું તે ધન અમે ખોયું." કારણ કે મરી ગયા પછી અમને તે શું કામનું? પાછળથી એ ધન રહેશે કે નાશ પામશે અને સારા કામમાં ખરચાશે કે માઠા કામમાં ખરચાશે એ પણ અમને ખબર નથી. એટલુંજ નહીં પણ પાછળથી એ ધનનું ગમે તે થાય તો પણ તે અમારા હાથમાંથી તો ગયું, અમે તો એમાંથી કાંઇ સાર્થકતા કરી શકયા નહીં. માટે બંધુઓ! આપણે સૌએ જરૂર બને તેટલી વધારે ઉદારતા રાખવી જોઇએ અને કાંઇ સ્વાર્થ રાખ્યા વિના પ્રભુ પ્રીત્યર્થે ખૂબ સારાં કામ કરવાં જોઇએ. તેમાં પણ હાલમાં તો એક બીજાને મદદ કરવાની બહુજ જરૂર છે. કારણ કે એવી અરસપરસની મદદ વિનાજ આપણો દેશ પાયમાલ થઇ ગયો છે. માટે મારી ઓળખાણવાળા એક બાવાજી મહારાજ તો શ્રીમંતોને ખાસ એમજ કહે છે કે;–

## જેને ધન ખરચતાં આવડે તેને માટે અત્યારે સ્વર્ગનાં બારણાં ઉઘાડાં છે.

કુરૂક્ષેત્રના મેદાનમાં કૌરવ પાંડવના લશ્કરની વચ્ચે શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું હતું કે, હે અર્જુન! ભાગ્યશાળી માણસોને-જ આવું ધર્મ યુદ્ધ કરવાની તક મળે છે. એટલુંજ નહીં પણ જો તું આ યુદ્ધમાં માર્યો જઇશ તો સ્વર્ગમાં જઇશ અને જો દુશ્મનોને

જીતી લઇશ તો રાજ્ય ભોગવીશ. આ પ્રમાણે તને તો બે રીતે ફાયદો છે. માટે ઉઠ ને યુદ્ધ કર. શ્રીકૃષ્ણની એ શીખામણ માનીને પ્રથમથી હિંમત હારી ગએલા અર્જુને ફરીથી હોશિયાર થઇને યુદ્ધ કર્યું, તેથી તે આ પૃથ્વીનું રાજ્ય જીત્યો અને અંતે સ્વર્ગમાં પણ જઇ શક્યો. માટે જો તમે પણ પરમાર્થ કરો તો તમારે માટે પણ સ્વર્ગનાં બારણાં ઉઘાડાંજ છે. કારણ કે અત્યારે આપણો દેશ બહુ દુઃખી છે, તેથી તેને મદદની બહુજ જરૂર છે. હાલના વખતમાં તમારાથી બની શકે તેવું તમારૂં ધર્મયુધ્ધ કયું ? એ ધર્મયુદ્ધ તે પરમાર્થ છે. કારણકે ધર્મયુદ્ધનો અર્થ મહાત્માઓ એમ સમજે છે કે, પોતાનો સ્વધર્મ પાળવામાં આડી આવતી અડચણો સામે લડાઈ કરવી તેનું નામ ધર્મયુધ્ધ છે. પોતાના દેશના કલ્યાણ સારૂ પોતાના સ્વાર્થનો ભોગ આપવો તેનું નામ ધર્મયુધ્ધ છે. સાધકદશામાં જીજ્ઞાસુ માણસોના મનમાં જે દૈવી—આસુરી સંપત્તિનું યુધ્ધ થાય છે તેનું નામ ધર્મયુધ્ધ છે. કૃપાળુ ઇશ્વરે મનુષ્ય જાતને જે સ્વતંત્રતા આપેલી છે અને જે હકો આપેલા છે, તે સ્વતંત્રતા ને તે હકો મેળવવા માટે દેશકાળને અનુસરતો પુરૂષાર્થ કરવો તેનું નામ ધર્મયુધ્ધ છે. ગરીબોનો બચાવ કરવા તથા પાપીઓને શિક્ષા કરવા સારૂ જે જોખમો ખેડવાં તેનું નામ ધર્મયુધ્ધ છે. ટુંકામાં એજ કે, ઉત્તમ હેતુ રાખીને જગતના જીવોનાં સુખ સારૂ પોતે કષ્ટ સહન કરવાં અને પરમાર્થનાં કામો કરવામાંજ પોતાની જીંદગી અર્પણ કરી દેવી તેનું નામ ધર્મયુધ્ધ છે. જે એવું ધર્મયુદ્ધ કરે તેને માટે સ્વર્ગનાં બારણાં ઉઘાડાંજ છે. માટે હે શ્રીમંતો ! તમે તમારા પૈસાથી આવું ધર્મયુદ્ધ કરી શકો તેમ છો. એટલુંજ નહીં પણ યાદ રાખજો કે, અસલના વખતમાં કદી પણ ન મળેલી એવી તમારે માટે આ બહુજ ભારે તક છે. કારણ કે અસલના વખતમાં આપણો દેશ બહુ આબાદ હતો અને આપણા

લોકો બહુ સુખી હતા. વળી તેઓ બહુજ નિઃસ્પૃહી હતા, તેથી કોઇની પણ મદદ લેવા રાજી ન હતા. એટલે થોડા ધનમાં તેઓ મોટું કામ કરી શકતા ન હતા, પણ હાલમાં આપણો દેશ એટલો બધો પાયમાલ થઇ ગયો છે અને આપણા લોકો એટલા બધા દુઃખી થઇ ગયા છે કે હાલના વખતમાં તમારૂં ત્રાંબાનું દોઢીયું પણ તેઓને મન સોનાના મૂલનું થઇ પડે છે અને માત્ર ચણા કુરમરાના દાનથી પણ લોકોની જીંદગી બચાવી શકાય તેમ છે. માટે જો જરાકજ વિચાર કરો તો તુરતજ તમોને એમ લાગશે કે, ખરેખર અમારા હાથમાં બહુજ મોટી તક છે. છતાં પણ અમે એવા અભાગીયા છીએ કે તેનો જેવો જોઇએ તેવો લાભ લઇ શકતા નથી.

## આપણા દેશની અસલની ને હાલની સ્થિતિ.

અરે જરા જુઓ તો ખરા કે આપણા દેશમાં એક વખત એવો પણ હતો કે જ્યારે અતિથિઓને લોકો દેવ જેવા સમજતા હતા. એટલુંજ નહીં પણ અતિથિઓને જમાડયા પછીજ જમવું એવો પણ કેટલાક ગૃહસ્થો નિયમ લેતા હતા. દેશમાં એટલી બધી સમૃદ્ધિ હતી અને લોકો એટલા બધા નિઃસ્પૃહી હતા કે એવા નિયમ લીધેલા ગૃહસ્થોને પણ વખતસર અભ્યાગતો મળતા ન હતા, તેથી તેઓને ઉપવાસ કરવા પડતા હતા. આજુબાજુ શોધવા છતાં પણ કોઇ અભ્યાગત ન મળવાથી સગાળશા શેઠને સાત અપવાસ થયા હતા. એ તમે ક્યાં નથી જાણતા? એ પણ એક વખત હતો કે જ્યારે દેશમાં કોઇ ભીખારી શોધ્યો મળતો નહોતો અને હાલમાં એ પણ એક વખત છે કે જ્યારે ભીખારીઓનોજ સૌથી મોટો ત્રાસ થઇ પડેલો છે. ગલીએ ગલીએ ભીખારીઓ, ઘેરે ઘેરે ભીખારીઓ, મંદિરો પાસે ભીખારીઓ, નાતો જમતી હોય ત્યાં ભીખારીઓ, સ્ટેશન ઉપર

ભીખારીઓ, બજારમાં ભીખારીઓ, હવા ખાવા કે ફરવા જઇએ ત્યાં પણ ભીખારીઓ, મેળાઓમાં ભીખારીઓ, નાટકશાળા પાસે ભીખારીઓ, ગોદીમાં ભીખારીઓ, સરકારી ઓફીસો પાસે ભીખારીઓ, ઇસ્પીતાલો પાસે ભીખારીઓ, નિશાળો પાસે ભીખારીઓ, તીર્થોમાં ભીખારીઓ અને મુડદાંને દાટવા કે બાળવા મસાણમાં ગયા હોય ત્યાં પણ ભીખારીઓના ત્રાસ ભોગવવા પડે છે. કારણ કે આપણા દેશમાં હાલમાં છ કરોડ ભીખારીઓ છે. એટલે કે દર પાંચ માણસે એક માણસ ભીખારી છે, તેથી અસલના વખતમાં ભીખારીઓને શોધવા સારૂ સગાળશા શેઠ જેવાને નોકરો રાખવા પડતા તેને બદલે હાલમાં ભીખારીઓને ધક્કા મારવા સારૂ આપણા હાલના શ્રીમંતોને ભૈયાઓ રાખવા પડે છે. ભીખારીઓના ત્રાસમાંથી છુટવા સારૂ પોલીસની મદદ લેવી પડે છે અને ભીખારીઓના ત્રાસમાંથી છુટવા સારૂ ભીખ માગવાની બંધી કરનારા કાયદાઓ બાંધવાની રાજ્યોને જરૂર પડે છે. પ્રભુ! દયા કરો, દયા કરો, અમારા દેશ ઉપર દયા કરો. જે દેશમાં દાન લેવા માટે માણસો મળતાં નહીં તેથી યુક્તિ પ્રયુક્તિ કરીને અને પગે લાગીને સ્નેહપૂર્વક ને માનપૂર્વક દાન આપવામાં આવતું, છતાં પણ તે લેવાવાળા મળતા નહીં એ પણ એક કાળ હતો અને હાલમાં અનાજની અતિશય મોંઘવારી ને ઉપરાઉપરી દુકાળ છતાં પણ એવા આફતના વખતમાં પણ દર વરસે કરોડો રૂપિયાનું અનાજ પરદેશ ચાલ્યું જાય તેથી લોકોને મમમમના વાંધા પડે અને ભૂખના દુઃખથીજ હજારો માણસ મરી જાય એ પણ એક કાળ છે!! આવી આપણા દેશની દુર્દશા છે અને આવા આપણા લોકોના માઠા હાલ છે. માટે આ અણીનો વખત છે, આ ખરેખરો વખત છે, આ આફતનો વખત છે અને આ તરી જવાનો કાં બુડી મરવાનો વખત છે. માટે શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું હતું તેમ પરમાર્થનું ધર્મયુદ્ધ કરનારાઓ માટે અત્યારે સ્વર્ગનાં બારણાં ઉઘાડાં છે. માટે

ભાઇઓ! જો દિવસ ઠેકાણે હોય તો દેશના કલ્યાણને અર્થે પરમાર્થનાં કામો કરવામાં તમારૂં તન, મન ને ધન ખરચો, એટલે તમારે માટે સ્વર્ગનાં બારણાં ઉઘાડાંજ છે. હે પ્રભુ! એવા દિવસો તે ક્યારે આવશે કે જ્યારે અમે અમારા દેશના કલ્યાણ સારૂ કમર કસી હોય, જ્યારે અમે અમારા બંધુઓનાં દુઃખો દૂર કરવા સારૂ જીંદગી અર્પણ કરી દીધી હોય, જ્યારે અમે અમારૂં તન મન ને ધન દેશની સેવામાં સોંપી દીધું હોય અને આ બધી વાતો અમે સમજીએ છીએ તે પ્રમાણે પાળી શકીએ એવું બળ અમારામાં ક્યારે આવશે? ક્યારે આવશે? કારણ કે અમને જરા જરા બોલતાં આવડે છે, પણ અફસોસ છે કે તે પ્રમાણે પાળતાં આવડતું નથી. માટે હે પ્રભુ! અમારા આચારોમાં આવે એવી કૃપા કરો તથા પરમાર્થનું ધર્મયુધ્ધ કરીને ઉઘાડાં રહેલાં સ્વર્ગનાં બારણાંમાં અમારા બંધુઓ દાખલ થાય એવી અમારી ઉપર કૃપા કરો, કૃપા કરો, કૃપા કરો.

## છતાં સાધનોએ આપણે કાંઇ કરી શકતા નથી તેનું કારણ.

આ સાંભળીને વામનરાવે કહ્યું કે આજ દિવસ સુધી તો હું એમ સમજતો કે આપણા દેશની ઉન્નતિ કરવા સારૂ આપણી પાસે ધન નથી, આપણી પાસે વખત નથી, આપણા લોકોમાં એવી જબરી અક્કલ નથી અને હાલમાં આપણા દેશમાં જેવાં જોઇએ તેવાં અનુકુળ સાધનો નથી, તેથી આપણે પાછળ પડયા છીએ. પણ હવે આ વાત સાંભળ્યા પછી તો ચોખ્ખી રીતે એમ સમજાય છે કે, આપણા દેશનું ભલું કરી શકીએ એવાં આપણી પાસે ઘણાંએ સાધનો છે. અને આપણા કરોડો ભાઇબંધોનો ઘણો વખત સાવ ફોગટ જાય છે, એટલુંજ નહીં પણ આપણે બહુજ સહેલાઇથી, બહુજ ટુંકા વખતમાં,

બહુજ થોડા પૈસાથી અને સાવ સાદી સમજણથી પણ આપણું પોતાનું અને આપણા દેશનું ઘણુંએ કલ્યાણ કરી શકીએ તેમ છીએ. આટલી બધી અનુકૂળતા છતાં પણ આપણે કાંઇ પણ કરી શકતા નથી એનું કારણ શું?

ત્યારે ત્રિવેદીએ કહ્યું કે;—આપણા લોકોમાં દુઃખ સહન કરવાની શક્તિ નથી તેથીજ આપણે કાંઇ કરી શકતા નથી, માટે હવે તો આપણે મહાત્મા શ્રીકૃષ્ણના હુકમ પ્રમાણે દુઃખ સહન કરતાં શીખવું જોઇએ.

## આપણા દેશનાં ભયંકર દુઃખો.

એ સાંભળીને પારેખે કહ્યું કે, શું! આપણા લોકોમાં દુઃખ ખમવાની શકિત નથી? મને તો એમ લાગે છે કે આપણા લોકો જેટલું દુઃખ ભોગવે છે તેટલું દુઃખ આખી દુનિયામાં બીજા કોઇપણ લોકો ભોગવતા નથી. અરે! જરા જુઓ તો ખરા! મરકી કોલેરાથી દરેક દાયકામાં કરોડો માણસ આપણા દેશમાંથી મરી જાય છે અને તે શા માટે? એટલાજ સારૂ કે એવા રોગો સામે ટકી રહેવા સારૂ જે જાતની સગવડો ને જ્ઞાન જોઇએ તે આપણા લોકો પાસે નથી. જેમકે એવા રોગોથી બચવા માટે સ્વચ્છતા રાખવી જોઇએ. વળી એક એક નાની ઓરડીમાં પાંચ પાંચ સાત સાત માણસો રહેતા હોય, પાસેજ ગંધાતી ગટર હોય, પહેરવાને માટે એકજ લુગડું હોય, ખાવાને માટે જે માગેલું, ભીખેલું કે સડેલું પડેલું મળે તે ઉપરજ આધાર હોય અને દવાનું ઠેકાણું હોય નહીં, તે માણસો મરકીના ભોગ થઇ પડે તેમાં નવાઇ શું? આવીજ રીતે આપણા દેશમાં બાળ ઉમરે રાંડેલી દસ લાખ કરતાં વધારે વિધવાઓ છે અને તેઓની જીંદગી રોવા કુટવામાંજ જાય છે. એટલુંજ નહીં પણ એવી બાળરાંડોને લીધે તેઓનાં માબાપને કેટલું દુઃખ થાય છે અને તેઓનાં સાસરાં·

ઓમાં કેવી લડાઇઓ થાય છે, એ ભયંકર સ્થિતિ તમે જાણો છો? જો એ દુઃખદાયક સ્થિતિ તમો જાણો તો તમોને એમજ લાગે કે, વિધવાપણાને લીધે સુકોમળ સ્ત્રીઓની છાતી ઉપર આજ દિવસ સુધીમાં જેટલો માર પડયો છે તેટલો માર જો હિમાલય પહાડની ઉપર પડયો હોત તો ક્યારના હિમાલયના ટુકડે ટુકડા થઇ ગયા હોત. એટલુંજ નહીં પણ એ ટુકડાઓની ધૂળ પણ મળત નહીં અને વિધવાપણાને લીધે આપણા દેશે જે દુઃખ ભોગવેલું છે તથા હજી પણ જે દુઃખ ભોગવે છે તે દુઃખનો જો ડુંગર બનાવ્યો હોય તો મને લાગે છે કે મેરૂ પર્વત કરતાં પણ તે વધારે મોટો થાય, અને જો વિધવાઓનાં આંસુઓ સાચવવાની જુદી જગ્યા હોત તો તેમાંથી કયારનો એક નવો સમુદ્ર બની શક્યો હોત. તેમ છતાં તમે કહો છો કે આપણા લોકો દુઃખ ખમતા નથી! આ કરતાં વધારે દુઃખો બીજાં શું હોય? આપણા દેશમાં સાપ કરડવાથી દર વરસે વીસ હજારથી વધારે માણસો મરી જાય છે તથા વાઘ વરૂ વિગેરે જંગલી જાનવરોના ઝપાટામાં આવીને પણ દર વરસે હજારો માણસો મરી જાય છે. એવાં ભયંકર જાનવરોની સામે થવા માટે હથીયાર પણ તેઓથી રખાય નહીં, આ કરતાં વધારે દુઃખ બીજું શું? આવીજ રીતે દુષ્કાળના વખતમાં લાખો માણસો ભૂખે ટળવળી ટળવળીને મરી જાય છતાં દરવરસે આપણા દેશમાંથી કરોડો રૂપિયાનું અનાજ પરદેશ ચાલ્યું જાય, એ કરતાં વધારે દુઃખ બીજું કયું?

આ સિવાય દુકાળીયાંઓની છાવણીઓમાં કૉલેરા વગેરે ભયંકર રોગો ચાલે છે અને સંખ્યાબંધ માણસો કુવરાને મોતે મરી જાય છે; આ કરતાં વધારે દુઃખ બીજું શું? આપણા દેશની તુરંગોના હેવાલ તમે જાણો છો? જેલોની અંદર લાખો કેદીઓ પડીને ઉલટા વધારે ગુન્હાઓ કરતાં શીખે છે, એ શું શરમાવા જેવું નથી? યાદ રાખજો

કે એમાંનો ઘણો મોટો ભાગ ખાસ ગરીબાઇને લીધેજ ગુના કરનારો હોય છે, કેટલાક ગુન્હેગારો તો ખુલ્લી રીતે કહે છે કે, જો જેલમાં જઇએ તો ખાવાનું મળે. બહાર રહીએ તો ભૂખે મરવું પડે છે, એ સારૂ જેલમાં જવા તેઓ ચાહીને ગુન્હાઓ કરે છે. હવે વિચાર કરો કે માત્ર ખોરાક સારૂ કરીને લોકો કેદમાં રહેવાનું પસંદ કરે એ કરતાં દેશની વધારે ખરાબી અને દુર્દશા બીજી કયી? તેમ છતાં તમે એમ કહો છો કે આપણા લોકોને દુઃખ ખમતાં આવડતું નથી? ત્યારે શું દુઃખનાં તે માણસોની ઉપર ઝાડ ઉગતાં હશે કે દુઃખના તે ડુંગર થતા હશે!

## આપણા પગે લાગવા જોગ સાધુઓ!!

આવીજ રીતે આપણા દેશમાં ભીખ માગનારા ને દેશની ઉપર બોજારૂપ થઇ પડેલા બાવન લાખ બાવાઓ છે, અને એમાં સેંકડે નવાણું ટકા કેવી અધમદશા ભોગવે છે એ તમે જાણો છો? જો એ બધાની ભયંકર હકીકત જાણો તો તમોને ત્રાસ થયા વિના રહે નહીં. એમાંથી ઘણા લોકો વગર મફતના પોતાની મૂર્ખાઇને લીધેજ પોતાના દેહને દુઃખ દીધા કરે છે. કેટલાકો પોતાના ચેલાઓને ચીપીયાઓથી માર મારવામાંજ પોતાની બહાદૂરી સમજ્યા કરે છે. કેટલાક બાવાઓ પોતાની મંડળીના ઉંટો ચરાવવામાં, બોજાઓ ઉપાડવામાં, બાફણું બાફવામાં, વાસણો માંજવામાં અને ચોકા કર્યા કરવામાંજ પોતાની જીંદગી ખોઇ નાખે છે. કેટલાક બાવાઓ ધંતરમંતરમાં ને ઢોંગ–સોંગમાંજ રહી જાય છે. કેટલાક બાવાઓ ઉપરથી મોટા મોટા આડંબર રાખે પણ અંદરથી સેતાનના સગાથી હોય છે. બાવાઓ કાંઇપણ શુભ ઉદ્દેશ વિના ગમે તેમ ભટકયા કરવામાંજ પોતાની જીંદગી પૂરી કરી નાખે છે. કેટલાક બાવાઓ લોકોની પાસેથી પૈસા કઢાવવા સારૂ નવી નવી જાતના વહેમો વધારવામાંજ શૂરા પૂરા

હોય છે. કેટલાક બાવાઓ મલિન ચીજોનો ઉપયોગ કરવામાંજ પોતાની મહત્તા સમજે છે અને ઘણા બાવાઓ ધર્મનું કાંઇપણ રહસ્ય સમજ્યા વિના કે પૂરો વૈરાગ્ય આવ્યા વિના મૂર્ખાઓને હાથે મુંડાઇ જવાથી દેશમાં ધુતારાપણું ને વ્યભીચારજ વધારી રહ્યા હોય છે. કેટલાક તો બાયલાપણું અથવા ગુન્હો છુપાવવા માટેજ બાવા બની ગએલા હોય છે. અફસોસ કે આ બધા નમુનાઓ મહાત્માઓ ગણાય છે. તેઓની પૂજા થાય છે, તેઓને દાન દક્ષિણા અપાય છે અને અજ્ઞાન લોકોની જીંદગી ઉપર તેઓની ઘણી મોટી અસર પહોંચે છે. હવે વિચાર કરો કે આ કરતાં મોટું દુઃખ બીજું કયું? અને તેમ છતાં તમે કહો છો કે હજી પણ દુઃખ ખમતાં આવડતું નથી!

## આપણી સ્ત્રીઓની સ્થ ત.

હવે આપણા દેશની સ્ત્રીઓની કેવી માઠી દશા છે, એ જરા જુઓ કે સેંકડે એક સ્ત્રી પણ હજી સુધી ભણેલી નથી. તેથી ઉંચી કેળવણી તો બાજુએ રહી, પણ શ્રીગણેશાય નમઃ એટલે કે મંગળાચરણ પણ તેઓને આવડતું નથી; ત્યારે તેઓની તરફથી બીજી વધારે મોટી આશા તો કયાંથીજ રાખી શકાય? જ્યાં સુધી કેળવણી વધે નહીં ત્યાં સુધી ખરેખરા જરૂરના વિચારો પણ તેઓ કયાંથી સમજી શકે? તેથી ભાઇ ખગોળમાં રમે છે ને બાઇ ભૂગોળમાં રમે છે. આવી રીતે ઉન્નત્તિની ગાડીમાં જમણું પૈડું બહુ ઉંચું છે ને ડાબું પૈડું બહુજ નીચું છે, તેથી ગાડી ઉથલી પડે તેવી રીતે ચાલે છે અને આવી સ્થિતિમાં કેટલું સુખ હોય તે વિચારવું કાંઇ મુસ્કેલ નથી. ટૂંકામાં એજ કે આપણી બ્હેનોની જીંદગી બહુજ અજ્ઞાન ભરેલી છે, બહુજ વહેમ ભરેલી છે, બહુજ રોગીષ્ટ છે, બહુજ સાંકડા વિચારની છે, બહુજ અદેખાઇ વાળી છે, બહુજ નકામી ચાલી જનારી

અને ઘણી જાતનાં સુખનાં સાધનો છતાં વિના કારણ ધરાર ઉભાં કરેલાં ઘણી જાતનાં દુઃખોમાંજ તેઓની જીંદગી ચાલી જાય છે. એટલુંજ નહીં પણ હાલના જમાનાની નવી નવી વહુઓના મરડાટ, સાસુઓના જુલમો, નણંદોની નફ્ટાઇ, જેઠાણીઓની અકકડતાઇ, દેરાણીઓનો લટકો મટકો, ભાભીઓના મિજાજો, પાડોશણોના છણુ-છણાટ અને ડોશીઓના રડાપા જોવા જેવા હોય છે. એ બધું જો જરાક ધ્યાનપૂર્વક જોઇએ તો એમાં કયાંઇ સુખનો છાંટો પણ દેખાતો નથી. તેમ છતાં તમે કહો છો કે હજી આપણા લોકોને દુઃખ ખમતાં આવડતું નથી! તે સ્ત્રીઓ સ્વર્ગની દેવીઓ જેવી છે, જે સ્ત્રીઓ જગતમાં અમૃત ફેલાવનારી છે, જે સ્ત્રીઓના હાથમાં ભવિષ્યની પ્રજાની દોરી છે, જે સ્ત્રીઓના પ્રેમથી પુરૂષોનો મોક્ષ થવાનો છે, જે સ્ત્રીઓના સૌન્દર્યથી જગતમાં સૌદર્ય ફેલાવાનું છે, જે સ્ત્રીઓની ભલાઇથી જીંદગીમાં મિઠાશ આવવાની છે અને જે સ્ત્રીઓને સુખી રાખવાથી દેવતાઓ રાજી રહે છે, તે સ્ત્રીઓની આવી માઠી દશા હોય એ કરતાં વધારે દુઃખ બીજું કયું?

## ઉતરતા વર્ગની દયાજનક સ્થિતિ.

હવે આપણે જેને નીચ સમજીએ છીએ, જેને અડવાથી અભડાઇ જઇએ છીએ, જેનાથી દૂરના દૂર ભાગીએ છીએ અને હજારો વરસો થયાં જે લોકોને સુધારવા માટે આપણે કે આપણા વડીલોએ કંઇ પણ મહેનત લીધી નથી પણ ઉલટો સૌ ઠેકાણેથી જેનો ચોખ્ખો રીતે તિરસ્કારજ થાય છે, એવા ઢેડ, ભંગી, ચમાર, મહાર, પારીઆ વિગેરે અંત્યજ જાતિનાં આપણા દેશમાં સાડાચાર કરોડ માણસો છે. તે બધા લોકો બહુજ કંગાળ છે, બહુજ અજ્ઞાન છે અને બહુજ દુઃખી છે. તેમ છતાં અજાયબી તો જુઓ કે આપણા દેશના

ઉચ્ચ વર્ણના કોઈ પણ સારા માણસો તેઓની સ્થિતિ સુધારવા માટે હજી સુધી કાંઇ પણ કરતા નથી. આ શું દિલગીરીની વાત નથી ? આપણો આર્યધર્મ આખી દુનિયામાં સૌથી શ્રેષ્ઠ છે એમ આપણે કહીએ છીએ, પણ અફસોસ કે બીજાઓને ઉંચે ચઢાવવામાં, નિર્બળોને બળ આપવામાં, દુઃખીઓને દિલાસો દેવામાં, નીચને ઉચ્ચ કરવામાં, ગરીબોને મદદ કરવામાં, રડતાંઓનાં આંસુ લૂંછવામાં, પડી ગએલાઓને ટેકો દેવામાં અને અજ્ઞાનીઓને જ્ઞાન આપવામાં તથા પાપીઓને પવિત્ર બનાવવામાં એ ઉંચા ધર્મનો ઉપયોગ થતો નથી, પણ તેને બદલે પડેલા ઉપર પાટુ મારવામાંજ આપણે ઉંચાપણું સમજીએ છીએ. કંગાળો ને વધારે કંગાળ બનાવવામાંજ આપણે ઉંચાપણું સમજીએ છીએ. પાપીઓને ડામ દેવામાંજ આપણે ઉંચાપણું સમજીએ છીએ. પાપીઓને વધારે પાપ કરવાની તક આપવામાંજ આપણે આપણા ધર્મનું ઉંચાપણું સમજીએ છીએ. આપણાથી ઉતરતા અને નબળા હોય તેનો તિરસ્કાર કરવામાંજ આપણે આપણા ધર્મનું ઉંચાપણું સમજ્યા કરીએ છીએ. જગતના બધા માણસો ઇશ્વરનાં બાળકો છે, માટે સૌની ઉપર પ્રેમ તથા માનથી વર્તવું જોઇએ, એ આપણા ધર્મનો મુખ્ય સિદ્ધાંત છે, તેને બદલે ભ્રાતૃભાવ તોડી નાંખવામાંજ આપણે આપણા ધર્મનું ઉંચાપણું સમજ્યા કરીએ છીએ અને આપણે એટલા બધા નીચ બની ગયા કે આ બધી બાબતો આપણે પાળી શકતા નથી: એટલુંજ નહીં પણ આવી જાતના વિચારો સમજવા કે સાંભળવા પણ ગમતા નથી અને જે માણસો આપણી આગળ આવી વાતો કહે તેઓને પણ આપણે ગાળો ભાંડવામાંજ આપણે આપણા ધર્મનું ઉંચાપણું સમજ્યા કરીએ છીએ. અજ્ઞાન બૈરાંઓ કે જંગલી ગામડીયાઓ નહીં પણ કેળવણી પામેલા ઘણાએ ભલા માણસો પણ આમજ કરે છે. કોણ જાણે શું

છે કે તેઓ બધી બાબતોમાં બહુ ભલા અને ઉદાર હોય પણ જ્યાં આ વાત આવે ત્યાં સાંકડા બની જાય છે, મોળા પડી જાય છે, ચૂપ રહી જાય છે અને "સસેકા તીન પાઉ" કરી જાય છે. અફ઼સોસ કે એવા સારા માણસોને પણ આવા બિચારા લાચાર જીવડાઓની દયા આવતી નથી. આ શું ઓછું દુઃખ છે? ભલે બ્રાહ્મણો ઇશ્વરનું મુખ હોય, ક્ષત્રિયો તેના બાહુ હોય, વૈશ્યો તેનું પેટ હોય અને શૂદ્રો તેના ચરણ હોય, તોપણ યાદ રાખજો કે શૂદ્રો ભગવાનનાંજ ચરણ છે. માટે એ ચરણને નીચા સમજવાનો કે તેને દુઃખ દેવાનો આપણને કંઇ પણ હક નથી. એટલુંજ નહીં પણ આજના વખતના લોકો કદી ઉપલી વાત ન માને અને તેને બદલે એમ માને કે, વિદ્વાનો એ દેશનું મુખ છે, બહાદૂર લડવૈયાઓ એ દેશના હાથ છે, વ્યાપારીઓ, ખેડુતો તથા કારિગરો એ દેશનું પેટ છે અને મજૂરવર્ગ એ દેશના પગ છે. માટે એ પ્રમાણે જોતાં પણ દેશના પગને નુકસાન થાય એ નુકસાન પણ કાંઇ જેવું તેવું નુકસાન નથી, કારણ કે જેના ટાંટીયા ભાગી પડે તેના પણ બાર વાગી જાય છે. આપણે આપણા દેશના અંત્યજ અને મજૂરવર્ગોને સુધારવા સારૂ તેઓની મદદમાં રહેવું જોઇએ, છતાં પણ એ કાંઇ પણ આપણે કરતા નથી, પણ તેને બદલે ઉલટા એવા લોકોને નીચ સમજ્યા કરવામાં ને તેઓથી છેટે છેટે ભાગ્યા કરવામાંજ આપણે ધર્મ સમજ્યા કરીએ છીએ! આ શું ઓછું દુઃખ છે?

## જીવદયાનો ખરો રસ્તો?

અરે! જરા વિચાર તો કરો કે જો નીચ ગણાતા એ સાડાચાર કરોડ માણસો સુધરે અને તેઓ માંસાહાર તજી દે તો હંમેશના કેટલા બધા જીવો મરતા બચી શકે એ જરા ખ્યાલ તો કરો?

આપણે જીવદયાની વાતો બહુ કર્યા ીએ પણ જેઓ જીવદયા પાળે છે તેઓની પાસેજ એ વાતો કર્યા કરીએ છીએ, પણ નીચ ગણાતા લોકો જીવદયા પાળતા નથી તેઓની પાસે ખાસ ચાહીને કોઇ દિવસ એ વાતો કરીએ છીએ ? કહો કે નહીંજ. તેમજ આપણો ધર્મ બહુજ ઉંચો છે એ વાત સાચી અને એ લોકો પણ આપણાજ ધર્મવાળા છે, છતાં પણ આપણા કોઇપણ સારા વિદ્વાનો એ લોકોને આપણા ધર્મની ઉત્તમતા સમજાવવા જાય છે ? કહો કે નહીંજ. આનું પરિણામ શું ? એનું પરિણામ એજ કે તેઓ પરધર્મમાં વટલી જાય છે અને આપણાજ ધર્મના પાછા દુશ્મનો બને છે, અને આપણીજ સામે ઉભી આપણાજ ધર્મની નિંદા કરે છે તથા આપણાજ બીજા બંધુઓને તેઓ વટલાવે છે. આ કરતાં વધારે દુઃખ બીજું કયું ? અને તેમ છતાં તમે કહો છો કે હજી આપણા લોકો દુઃખ ભોગવી જાણતા નથી ! !

## ગુન્હાઓ અટકાવવાનો ઉપાય.

યાદ રાખજો કે અજ્ઞાન તથા ગરીબ લોકો વધારે ગુન્હા કરે છે. માટે જો આપણે આપણા નીચ ગણાતા સાડાચાર કરોડ બંધુઓને સુધારી સારી સ્થિતિમાં મૂકીએ તો આપણા દેશમાંથી ઘણી જાતના ગુન્હાઓ ને ઘણી જાતનાં પાપો ઓછાં થઇ જાય; કારણ કે જો તુરંગોમાં જઇને જોશો તો ખબર પડશે કે ત્યાં કાંઇ વિદ્વાનો હોતા નથી, ત્યાં કાંઇ શ્રીમંતો હોતા નથી, ત્યાં કાંઈ અમલદારો હોતા નથી, ત્યાં કાંઇ ધર્મગુરૂઓ હોતા નથી અને ત્યાં કાંઇ આગળ વધેલા માણસો હોતા નથી, પણ હલકી ગણાતી કોમોના લોકોજ ખાસ વધારે હોય છે. માટે જો આપણે એ લોકોને સુધારીએ તો ઘણી જાતનાં મોટાં પાપો થતાં અટકી શકે. એટલુંજ નહીં પણ તેથી તેઓની

તથા આપણા આત્માની ઉન્નતિ થાય અને ઇશ્વર રાજી થાય, પણ અફસોસ કે એ બધું કરવું છે કોને?

## હલકા વર્ણના લોકોને સુધારવાથી થતા ફાયદા.

આ સિવાય એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે નીચ ગણાતા સાડાચાર કરોડ માણસો બહુજ કંગાળ છે અને બહુજ પાછળ પડેલા છે તથા બહુજ અજ્ઞાની છે, તેથી દેશના કલ્યાણનાં કોઇ પણ સારાં કામોમાં તેઓ ભાગ લઈ શકતા નથી અને જરા વિચાર તો કરો કે જે દેશમાં સાડાચાર કરોડ માણસો નકામા થઇ પડે તે દેશની દુર્દશા થાય તેમાં નવાઈ શું? જો એ સાડાચાર કરોડ માણસો રાજદ્વારી બાબતોમાં ભાગ લેતાં શીખે તો દેશને કેટલો બધો ફાયદો થાય? જો એ સાડાચાર કરોડ માણસો વિદ્યા હુન્નરમાં ભાગ લે તો દેશની કેટલી બધી સમૃદ્ધિ વધી જાય? અને જો એ સાડાચાર કરોડ માણસો કે જેઓ તદ્દન પશુ જેવી સ્થિતિ ભોગવે છે ને તજાઇ ગએલા છે તથા અપમાન પામેલા છે તેઓને જો સુધારવામાં આવે, તેઓની પાસે જો નવા નવા ધંધારોજગાર કરવામાં આવે અને તેઓને જો અસલ ધર્મ શીખવવામાં આવે તો આપણા દેશને કેટલો બધો ફાયદો થાય? એટલુંજ નહીં પણ જો એ સાડાચાર કરોડ માણસોની મદદ આપણને મળી જાય તો આપણામાં કેટલું બધું નવું બળ આવી જાય? તેમ છતાં અફસોસ કે આટલી બધી મદદ અને આવા મોટા લાભો આપણે કારણ વિના ગુમાવી નાખીએ છીએ. આ કરતાં વધારે મોટું દુઃખ બીજું કયું? અને તેમ છતાં તમે એમ કહો છો કે હજી આપણા લોકો દુઃખ ભોગવી શકતા નથી!

આ બધું સમજાવીને હું કાંઇ એમ નથી કહેતો કે આપણે એ લોકોની સાથે ખાવા પીવા મંડી જવું જોઇએ, પણ હું માત્ર એટલુંજ

કહું છું કે આપણે તેઓની તરફ તિરસ્કારને બદલે મિઠી નજર ફેંકતાં શીખવું જોઇએ. તેઓની દુઃખદાયક સ્થિતિ સમજવાની કોશીશ કરવી જોઇએ. તેઓનાં બાળકો માટે ઠેકાણે ઠેકાણે સ્કૂલો કાઢવી જોઇએ. મોટી ઉમ્મરના માણસો માટે રાત્રિની શાળાઓ ખોલવી જોઇએ. એવા ગરીબ લોકો માટે તેઓના લતામાં ધર્માદા દવાખાનાંઓ ઉઘાડવાં જોઈએ. એવા ગરીબ લોકોને રહેવા માટે તંદુરસ્તી જળવાય તેવાં સસ્તા ભાડાનાં મકાનો પૂરાં પાડવાં જોઇએ. તેઓને માટે ફ્રી લાયબ્રેરીઓ ખોલવી જોઇએ. તેઓને વખતો વખત નીતિના ઉપદેશ આપવા જોઇએ અને તેઓના હૃદયમાં પ્રેમ જાગૃત થાય એવો ધર્મ તેઓને શીખવવો જોઇએ. એટલુંજ નહીં પણ તેઓને માટે તેઓનાથી બની શકે તેવા સહેલા સહેલા ધંધા રોજગાર શીખવાની હુન્નરશાળાઓ કાઢવી જોઇએ. તેઓની હાલની અધમ સ્થિતિનું ભાન કરાવવું જોઇએ તથા સાથે સાથે એમ સમજાવવું જોઇએ કે તમે પણ ડાહ્યા થઇ શકો તેમ છો, તમે ભલા થઈ શકો તેમ છો, તમે બહાદૂર થઇ શકો તેમ છો, તમે પૈસાદાર થઇ શકો તેમ છો અને તમે પણ મોટા માણસ થઈ શકો તેમ છો માટે એવા થવાની તજવીજ કરો. ટુંકામાં એજ કે મનુષ્ય તરિકેની ફરજ તેઓને સમજાવવી અને એ ફરજ બજાવતાં તેઓ શીખે એમ આપણે કરવું જોઇએ અને એ ઉપાયો કરવા સારૂ શ્રીમંતોએ પોતાના ધનની, વિદ્વાનોએ પોતાની વિદ્યાની, ગુણીજનોએ ગુણોની, સત્તાવાળાઓએ સત્તાની અને બીજા જે માણસોથી જે જે જાતની મદદ બની શકે તે તે જાતની મદદ કરવી જોઇએ. પણ અફસોસ કે કોઇ પણ માણસો જીગરની લાગણીથી આવાં શુભ કામો કરતા નથી, તેથી આપણા સાડાચાર કરોડ બંધુઓ પશુ જેવી સ્થિતિમાં પડયા રહેલા છે ને બહુજ દુઃખી થાય છે. છતાં પણ તમે કહો છો કે આપણા લોકો દુઃખ-

ખમી શકતા નથી, ત્યારે તમને તે હજી કેવાં દુઃખો જોઇએ છે ?

## નાતજાતની આભડછટથી થતી ખરાબી.

બનાવટી આભડછટોના લફરાંઓથી આપણા હાથ પગ કેટલા બધા બંધાઇ ગયા છે ને એથી આપણા દેશની કેટલી બધી ખરાબી થાય છે એ તમે જાણો છો? જો એ દુઃખો જાણો તો તમોને ત્રાસ લાગ્યા વિના રહે નહિં. કારણ કે બધી જાતનાં સાધનો તૈયાર હોય છતાં પણ માત્ર એક કલ્પિત ખ્યાલથીજ તેનો લાભ ન લઇ શકાય એ દુઃખ શું થોડું છે? જેમકે કોઇ મેળામાં કે મેળાવડામાં ગયા હોય ત્યાં પાણી તૈયાર હોય અને આપણને તરસ લાગી હોય છતાં પણ પાણી પી શકાય નહીં, તેમજ ખાવાનું તૈયાર હોય, પાસે પૈસા હોય અને ભૂખ લાગી હોય છતાં પણ ખાઈ શકાય નહીં, એ દુઃખ શું થોડું છે ? એથી પરિણામ એ થાય છે કે લાખો લોકોથી પરદેશ જઇ શકાતું નથી, એથી પરિણામ એ થાય છે કે ઘણી જાતની સગવડો સચવાતી નથી તેથી શરીર સારાં રહેતાં નથી, એથી પરિણામ એ થાય છે કે બહુ કમાણીવાળા ઘણી જાતના ધંધા રોજગારો કરી શકતા નથી અને એથી પરિણામ એ થાય છે કે બહુ બુદ્ધિશાળી સારા સારા માણસોને પણ હલકી જાતનાં કામોમાં રોકાઈ રહેવું પડે છે. જેમકે રસોઇ કરવી, પાણી ભરવું, કોઇને ત્યાં આંટા ફેરા ખાવા, કોઇકને કંકોત્રીઓ પુગાડવી વગેરે કેટલાંક સાધારણ કામો અસલના વખતમાં શુદ્ર લોકો કરતા હતા તેને બદલે પોલમપોલવાળી આભડછટને લીધે એવી જાતનાં હલકાં કામો બ્રાહ્મણો કરે છે અને તેમાંજ પોતાની ઉત્તમતા સમજે છે, એ શું દિલગીરીની વાત નથી ? શાસ્ત્રના શબ્દોમાં કહીએ તો બ્રહ્માના મુખમાંથી પેદા થયેલા ને દુનિયામાં સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ગણાતા પૂર્વના સંસ્કારથીજ અલૌકિક બુદ્ધિવાળા

પવિત્ર બ્રાહ્મણો ભઠીયારખાનામાંજ રોકાઇ રહે એ શું ઓછું છે? એટલુંજ નહીં પણ આભડછટને લીધે બહુજ ટુંકી ટુંકી નાતોમાં પોતાના બધી જાતના વ્યવહાર ચલાવવા પડે છે તેથી ઘણી નાતોમાં કન્યાઓની બહુજ અછત હોય છે અને ઘણી નાતોમાં વરના વાંધા હોય છે, તેથી સમજુ માબાપોને પણ ફરજીયાત રીતે કજોડાં કરવાં પડે છે, કન્યાવિક્રય કરવા પડે છે, બાળલગ્ન કરવાં પડે છે, બ્હેન આપીને બાયડી લેવાનાં સાટાં કરવાં પડે છે, બુઢ્ઢાઓને બાળકીઓ આપવી પડે છે, એવી અડચણોને લીધે લાખો માણસોને વાંઢા રહેવું પડે છે અને ઘણી નાતોમાં ત્રણ ત્રણ ચાર ચાર બૈરીઓ પરણે છે. આ બધી આભડછટનીજ મોકાણો છે. એટલુંજ નહીં પણ આભડછટને લીધે ઘણા લોકો સિપાઇગીરી કરી શકતા નથી, ઘણા લોકો લશ્કરી નોકરી કરી શકતા નથી અને ઘણા લોકો વહાણ ઉપરની દરિયાઇ નોકરી કરી શકતા નથી. તેથી આપણી પ્રજા બ્હીકણ રહી જાય છે, બાયલી બની જાય છે અને દેશના ઉદ્ધાર માટે જે બહાદૂરી તથા જે પુરૂષાર્થ જોઇએ તે બહાદૂરી તથા તે પુરૂષાર્થ વિનાની નમાલી પ્રજા થઇ જાય છે. તેથી હમેશાં ગુલામગીરીમાં સડયા કરવું પડે છે, આ દુઃખ શું થોડું છે? અને તેમ છતાં તમે કહો છો કે હજી આપણા લોકો દુઃખ ભોગવી જાણતા નથી!

## સારાં કામો કરી શકે તેવાં માણસોએ હલકાં કામોમાં રોકાઈ રહેવું એ પાપ છે.

આભડછટના બચાવમાં કેટલાક લોકો કહે છે કે એ વૈદકના નિયમો છે અને એથી આપણે ઘણી જાતના રોગોથી બચી શકીએ છીએ અને વળી એ નિયમો કાંઇ નવા નથી પણ ઋષિઓના વખતના છે. પણ આ બધા બચાવમાં મને તો સાવ પોલાણ લાગે છે. કારણ કે

હું નજરે જોઉં છું કે યુરોપિયનો આપણા જેવી આભડછટ પાળતા નથી, છતાં પણ તેઓમાં પ્લેગ, કૉલેરા ને શિતળા વગેરે ચેપી રોગોથી થતાં મરણો બહુજ ઓછાં થાય છે અને આપણે આભડછટ પાળીએ છીએ છતાં પણ એવા ચેપી રોગોથી આપણા લોકોમાં દરવરસે હજારો ને લાખો મરણ થાય છે. તેમ છતાં એમ કહેવું કે હાલમાં ચાલતી આભડછટ એ વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે છે તો તે એક જાતનું હંબગજ છે. બેશક, એટલું ખરૂં કે આભડછટના મૂળ સિદ્ધાંતોમાં કાંઇક રહસ્ય છે, પણ હાલમાં આપણે જે રૂપમાં તેને પાળીએ છીએ તે રૂપમાં તો બહુજ મોટો ગોટાળો છે અને તેમ છતાં એ બધું સાચું છે એમ બચાવ કર્યા કરવો એ પણ લોકોને ખાડમાં નાંખવા જેવું છે. તેમજ અસલના વખતમાં હાલના જેવી આભડછટ હતી એમ કહેવું એ પ્રાચીન ઋષિઓનું અપમાન કરવા જેવી વાત છે; કારણ કે કોઇ પણ ઋષિ રાંધવાના કામોમાં પોતાનો વખત ગુમાવતા ન હતા, પણ તેઓને ત્યાં હમેશાં શૂદ્ર લોકોજ રસોઇ બનાવવાનું કામ કરતા હતા. કારણ કે એ વખતના મહાન સદ્‌ગુણી પવિત્ર બ્રાહ્મણો તથા ક્ષત્રિયો એમ સમજતા કે ઉંચામાં ઉંચાં કામો કરવા માટે અમારી જીંદગી છે. અમારે તો અમારો વખત દેશની સેવા કરવામાં, અમારા આત્માની શક્તિઓ ખીલવવામાં, ઉંચી જાતના અભ્યાસો કરવામાં, કુદરતના મહાન ભેદો સમજવામાં, અમારા બંધુઓને આનંદ આપવામાં, સંસારમાં સ્વર્ગ લાવવામાં, ઇશ્વર ભજનમાં અને ટુંકામાં એજ કે અમારે અમારો વખત દેવતાઓની પેઠે સ્વર્ગની જીંદગી ભોગવવામાં ગાળવો જોઇએ. કારણ કે ઇશ્વરકૃપાથી રૂડા દેશમાં, ઉત્તમ કુળમાં, શુભ કાળમાં અને અનુકુળ સાધનો વચ્ચે અમારો જન્મ થયેલો છે. એટલુંજ નહીં પણ તેની કૃપાથી અમોને અલૌકિક બુદ્ધિબળનો શુભ કામોમાં ઉપયોગ કરવામાં વખત ગાળવો જોઇએ; તેને

બદલે જો અમે ભઠીયારખાનામાં બાફણું બાફવામાં રોકાઈ રહીએ ને એમાંજ અમારો વખત ગુમાવી નાખીએ તો એ કરતાં અમારી વધારે નાલાયકી બીજી કયી ? કારણ કે પાણી ભરવાનું કે બાફણું બાફવાનું કામ તો કોઇ પણ માણસો કરી શકશે, પણ જગતને આગળ વધારનારાં બુદ્ધિબળનાં કામો તથા આત્માનું કલ્યાણ કરનારાં ભક્તિભાવનાં કામો કાંઇ બધા લોકો કરી શકશે નહીં. માટે એવાં ઇશ્વરનાં વહાલાં કામો છોડીને બાફણું બાફવાના કામમાં રોકાઇ રહેવું એ તો એક જાતનો મહા અપરાધ છે. એટલુંજ નહીં પણ કોઇ મોટા જડજને ઝાડુ કાઢવાનું કામ સોંપવા જેવું તથા કોઈ રાજાને ભીખ માગવાનું કામ સોંપવા જેવું એ કામ છે. આમ સમજીને વેદના વખતના બ્રાહ્મણો પોતાને હાથે રસોઇ કરવાના કામમાં રોકાઇ રહેતા નહીં, પણ તેઓ બીજાઓએ બનાવેલી તૈયાર રસોઇ જમતા હતા એ નિર્વિવાદ વાત છે અને તેમ છતાં એમ કહેવું કે અસલના બ્રાહ્મણો હાલના જેવી અડબંગપણાની આભડછટ પાળતા હતા એ તો એક જાતનું ઠગારાપણુંજ છે અને એ લોકાનું લાઇબલ કરવા જેવુંજ છે. માટે હવે તો આપણે એવી કલ્પિત જાળોમાંથી છુટવાની કોશીશ કરવી જોઇએ; તેને બદલે કેટલાક દાંભિક સ્વાર્થી ગુરૂઓ એ જાતના લફરાંઓ વધારતા જાય છે ને લોકોને વ્હેમમાં નાખતા જાય છે એ શું થોડું દુઃખ છે ? અને તેમ છતાં તમે કહો છો કે હજી આપણા લોકો દુઃખ ખમી જાણતા નથી !

## આપણા ગૃહસ્થાશ્રમની હાલત ! !

ગૃહસ્થાશ્રમ એ સૌથી મોટો આશ્રમ છે એમ શાસ્ત્રમાં કહેલું છે ને મહાત્માઓએ માનેલું છે; કારણ કે બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ ને સંન્યાસ એ ત્રણે આશ્રમનો આધાર ગૃહસ્થાશ્રમ ઉપર છે. એવા ઉત્તમ

ગૃહસ્થાશ્રમના હાલમાં શું હાલ છે? હાલમાં ગૃહસ્થાશ્રમ છેજ ક્યાં? કારણ કે ગૃહસ્થાશ્રમનો પાયોજ એ છે કે કુટુંબના સૌ માણસોએ પોતાના વડીલના હાથ નીચે રહેવું જોઇએ ને તેની ઇચ્છા મુજબ ચાલવું જોઇએ. વડીલોએ ઉંચામાં ઉંચા શુભ હેતુઓ ધ્યાનમાં રાખીને પ્રભુપ્રીત્યર્થે જગતની ઉન્નત્તિ કરવામાંજ પોતાની જીંદગી ગાળવી જોઇએ અને એજ સંસ્કારો પોતાના કુટુંબનાં માણસોમાં બેસાડવા જોઇએ. કારણકે બધી જાતના પ્રેમને જાગૃત કરવાનું મધ્યબિંદુ ગૃહસ્થાશ્રમ છે, બધી જાતના પ્રેમને ખીલવવાનું મેદાન ગૃહસ્થાશ્રમ છે અને બધી જાતના પ્રેમને પ્રેકટીકલ બનાવવાનું મુખ્ય સાધન ગૃહસ્થાશ્રમ છે. એટલુંજ નહીં પણ બીજા ત્રણે આશ્રમો ગૃહસ્થાશ્રમ ને આધારેજ રહેલા છે; માટે ગૃહસ્થાશ્રમમાં જેમ વધારે ઉત્તમતા હોય તેમ તે ઉત્તમતા સૌ ઠેકાણે વધારે વધારે પહોંચી શકે છે, તેથીજ મહાત્માઓ તથા શાસ્ત્રો ગૃહસ્થાશ્રમનો મહિમા ગાયા કરે છે. એવા ઉત્તમ ગૃહસ્થાશ્રમના હાલમાં આપણા દેશમાં શું હાલ છે? હાલમાં આપણાં ઘરો હોટેલો જેવાં બની ગયાં છે અને વિષયો ભોગવવાનાં સ્થાન જેવાં બની ગયાં છે. આપણા ઘરોમાં બાપના વિચારો જુદા, દીકરાના વિચારો જુદા, ભાઇઓના વિચારો જુદા, વર વહુ વચ્ચે મતભેદ તો હોયજ, દેરાણી જેઠાણીના જગડા તો હમેશના, નણંદ ભોજાઇના ભવાડા તો વંશપરંપરાના અને સાસુ વહુની લડાઇ ન હોય એવાં ઘર તો કોઇકજ હોય છે, તેથી જેમ હોટેલમાં મળેલા જુદા જુદા મુસાફરો એક બીજાની દરકાર કરતા નથી તેમજ આપણા ઘરોમાં પણ કુટુંબના દરેક માણસો કોઇ કોઇની દરકાર કરતા નથી પણ માત્ર જેટલો પોતાનો સ્વાર્થ સચવાતો હોય તેટલીજ તેઓને સગાઇ હોય છે. જેમકે ભાઇઓ એમ સમજે છે કે બાઇડીની અને જરૂર છે, માટે ભલે આ ઠાઠિયું ઘરમાં પડયું, એમ સમજીને

પોતાના વિષયોની તૃપ્તિ સારૂ તથા ખાવા પીવાની સગવડતા સારૂજ બાયડીને નભાવે છે અને બાયડીઓ પણ બીજો કાંઇ ઉપાય ન હોવાથી પરાણે પરાણે ચલાવી લે છે. ગૃહસ્થાશ્રમનું મૂળ જે સ્ત્રી અને પુરૂષ તેઓનાજ આવા હાલ હોય છે ત્યારે એવા માઠા સંસ્કારોમાંથી ઉપજેલાં તેઓનાં બાળકો તથા કુટુંબીઓના કેવા હાલ હોય એ વિચારવાનું કાંઇ મુશ્કેલ નથી. આથી પરિણામ એ થાય છે કે બાપ જ્યારે ઘરમાં ન હોય ત્યારે દીકરો જમવા આવે છે. ભાઇઓ વખતે જમવા ટાણે ભેગા થઇ જાય તો થઇ જાય, નહીં તો પોત પોતાના ઓરડામાં બેઠા બેઠા એક બીજાની અદેખાઇના વિચારો કર્યા કરે છે. મોટા ભાઇ જાણે કે બાપના માલમાંથી હું વધારે કેમ પડાવી લઉં અને નાનો ભાઇ જાણે કે હું મોટા ભાઇ પાસેથી મોટો ભાગ કેમ કઢાવી લઉં. આવી જાતના વિચારોમાં ભાઇઓ રહે છે. બ્હેનો પોતાની ભાભીઓ સાથે નાકનું ટીચકું ચ્હડાવીને ફરવામાં પોતાની મોટાઇ સમજ્યા કરે છે. ભાભીઓ પોતાની નણંદોના પગ પોતાના ઘરમાંથી કાઢવામાંજ પોતાની ચતુરાઇ વાપર્યા કરે છે. સાસુઓ મૂળ જેવી વાતમાં પણ વહુઓને વગોવ્યા કરે છે અને વહુઓ પ્રાર્થનાઓ કર્યા કરે છે કે સાસુ જલદી મરી જાય તો સારૂં. આવા આપણા ઘરસંસારના હાલ છે, તેથી કુટુંબના માણસો વચ્ચે જે અન્યોઅન્ય હેત પ્રીત હોવાં જોઇએ તે હેત પ્રીત હાલમાં રહ્યાં નથી. ઘરની અંદર કુટુંબ મંડળમાં જે સ્નેહ ભરેલી આધિનતા જોઇએ તે આધિનતા આજે રહી નથી. ઘર ચલાવવામાં જે પરમાર્થ જોઇએ તે હાલમાં રહ્યો નથી. ઘર ચલાવવામાં જે સહનશિલતા જોઇએ તે સહનશિલતા હાલમાં રહી નથી અને ગૃહસ્થાશ્રમ ભોગવવાના જે મહાન ને ઉત્તમ હેતુઓ છે તે હેતુઓ પ્રમાણે આપણા લોકો વર્તતા નથી. એટલુંજ નહીં પણ

હાલમાં તે હેતુઓ આપણે સમજતા પણ નથી; તેથી આપણો ઘર-સંસાર સાવ બગડી ગયો છે અને એ બગડયાનું પરિણામ એ થાય છે કે, ધણી ધણીયાણીને બનતું નથી, બાપ દીકરાને બનતું નથી, સાસુ વહુને બનતું નથી, મા દીકરીને બનતું નથી, ભાઇઓ ભાઈઓને બનતું નથી, નણંદ ભોજાઇને બનતું નથી, દેરાણી જેઠાણીને બનતું નથી, વર વહેવાઇને બનતું નથી અને સ્ત્રીઓને તો એક બીજીઓની સાથે જરા પણ બનતું નથી. તેથી ધરાર ફાટે ડાચે ગમે તેમ ગાળો દેવાય છે અને તે પણ એક દહાડો નહીં કે કોઇક વખત નહીં પણ એ કજીયા તો હંમેશના હોય છે અને છતાં પણ રિવાજના એટલા બધા ગુલામ, જાહેર હિંમતની એટલી બધી ખામી, પોતાની શક્તિ ઉપર એટલો બધો થોડો વિશ્વાસ અને આજુબાજુના સંજોગોને એટલા બધા આધિન થઇ ગએલા કે જુદા થઇ શકે નહીં, તેથી હમેશાં કલેશ થયા કરે અને મનમાં મનમાં રીબાયા કરે. આ પણ કોઇક ઠેકાણે નહીં પણ સેંકડે સત્તાણું ઘેરે આમજ બને છે. આ શું થોડું દુઃખ છે? તેમ છતાં તમે કહો છો કે આપણા લોકોને દુઃખ ભોગવતાં આવડતું નથી !

## આપણા દેશનાં નિરાધાર બાળકો.

આપણા દેશમાં એવાં હજારો ને લાખો બાળકો છે કે જેઓને રહેવા માટે ઘર નથી, ખાવા માટે અન્ન નથી, પાણી પીવાને વાસણ નથી, પહેરવાને લુગડાં નથી અને જ્ઞાન મેળવવાનાં કાંઇ પણ સાધન નથી; તેથી તેઓની જીંદગી ઘણીજ કંગાળ હાલતમાં ભીખારીપણામાં અને ગુન્હાઓ કરવામાંજ પૂરી થાય છે. આ શું થોડું દુઃખ છે ? આ શું થોડું પાપ છે ? બાળકો એટલે શું ? બાળકો એ દેશની ભવિષ્યની આશા છે, માટે આપણા બાળકો રખડે એ દેશની ભવિષ્યની આશા રખડવા જેવું છે. બાળકો એ સ્વર્ગના તારાઓ

છે, માટે બાળકો રખડે એ સ્વર્ગનો પ્રકાશ ખોઇ નાખવા જેવું છે. આપણાં બાળકો એ આપણું રૂડું નશિબ છે, માટે બાળકો રખડે એ આપણું નશિબ રખડે છે. આપણાં બાળકો એ ઉન્નતિનાં પગથિયાંઓ છે, માટે આપણાં બાળકો રખડે એ આપણી ઉન્નતિની સીડીનાં પગથિયાં તૂટી જવા જેવું છે. આપણાં અધૂરાં રહેલાં કામો પૂરાં કરવા માટે દયાળુ પ્રભુએ આપણને બાળકો આપેલાં છે, માટે આપણાં બાળકો રખડે એ આપણાં કામો રખડાવા જેવું છે. આપણાં બાળકો એ ઇશ્વરની કૃપા છે, માટે આપણાં બાળકો રખડે એ ઇશ્વરની કૃપા રખડાવવા જેવું છે. આપણાં બાળકો એ દેશનું કલ્યાણ છે, માટે આપણાં બાળકો રખડે એ દેશના કલ્યાણને રખડાવવા જેવું છે. આપણાં બાળકો એ આપણી મોટી મદદ છે, માટે આપણાં બાળકોને રખડવા દેવાં એ આપણને મળનારી મોટી મદદ ખોઈ નાંખવા જેવું છે. આપણાં બાળકોમાં દેવતાઇ ગુણો રહેલા છે, માટે આપણાં બાળકોને રખડાવવાં એ દેવતાઇ ગુણોને રખડાવવા જેવું છે અને આપણાં બાળકો તે કાંઇ માત્ર આપણાંજ બાળકો નથી પણ એ સર્વ શક્તિમાન પવિત્ર પિતા મહાન ઇશ્વરનાં બાળકો છે; માટે આપણાં બાળકો રખડે તે ઇશ્વરથી વિમુખ થવા જેવું તથા ઇશ્વરનું અપમાન કરવા જેવું છે. માટે આટલા બધાં પાપો ન થાય તે સારૂ આપણે આપણા દેશનાં અનાથ બાળકોની સંભાળ લેવી જોઇએ. તેઓને માટે ઠેકાણે ઠેકાણે અનાથાશ્રમ ખોલવાં જોઇએ અને તેઓને સારી કેળવણી મળે એમ કરવું જોઇએ. કારણ કે આજના વખતમાં ઉપરાઉપરી પડતા દુષ્કાળોને લીધે નિરાધાર છોકરાંઓના બહુ બૂરા હાલ થાય છે. દુષ્કાળ, મરકી, કૉલેરા, ધરતીકંપ વગેરે આફતોને લીધે હાલના વખતમાં આપણા દેશમાં લાખો ગરીબ માણસો મરી જાય છે, તેથી તેઓનાં નાનાં નાનાં બાળકો રખડી પડે છે. આ

સિવાય ગરીબાઇને લીધે, મોંઘારતને લીધે છોકરાંઓના ને માબાપોના વિચારોમાં ફેર પડતો જાય છે તેને લીધે, યુરોપીયનોના સહવાસથી કુટુંબ સ્નેહની લાગણીઓ મોળી પડતી જાય છે તેને લીધે અને બીજી ઘણી જાતની આફતોને લીધે અને સાધનોની ખોટને લીધે ગરીબ માણસોને લાચારીથી પોતાનાં બચ્ચાંઓ તજી દેવાં પડે છે. એટલે હાલના વખતમાં આપણા દેશમાં અનાથ બચ્ચાંઓની સંખ્યા બહુજ વધી ગએલી છે, પણ એને માટે કાંઇ સારાં સાધનો નથી; તેથી તેઓ ગમે ત્યાં રખડે છે, ગમે તે ધર્મમાં વટલી જાય છે, મરજી પડે તેઓને હાથે મુંડાઇ જાય છે, લાગ મળે તેવા ગુન્હાઓ કરી લે છે અને આપણે ગટરોમાં ફેંકી દીધેલી એઠી પત્રાવળીઓ ચાટયા કરવામાંજ તેઓ પોતાની જીંદગી પૂરી કરે છે. તે છતાં હજી સુધી આપણા લોકોની આંખ ઉઘડતી નથી, તેથી છતાં સાધનોએ વિના કારણ પ્રભુનાં બાળકો અને આપણાં ભવિષ્યનાં રત્નો રખડે છે, પણ તેઓને ઠેકાણે પાડવા તથા તેઓને સુધારવા માટે કોઈ ભગીરથ પ્રયત્નો કરતા નથી એ શું થોડું દુઃખ છે ? જો કોઇ પણ ઉત્તમ લાગણીવાળા ભલા માણસો ધારે તો એ મહાન કામમાં ઘણીજ મોટી ફતેહ મેળવી શકે તેમ છે; કારણ કે હવે પરમાર્થી સજ્જનોનું આવી બાબત તરફ લક્ષ ખેંચાતું જાય છે. ઘણાએ કેળવાયલા જુવાન બંધુઓ આવી જાતનાં કામો કરવા સારૂ થોડો ઘણો પોતાના સ્વાર્થનો ભોગ આપવા પણ તૈયાર છે. દેશી રાજાઓ તથા નામદાર અંગ્રેજ સરકાર પણ આવાં દયાનાં કામોને ઉત્તેજન આપવા રાજી છે અને બીજા પણ આસપાસના ઘણાએ એવા સારા સંજોગો છે કે જો લાયક માણસો આ બાબત મજબુતીથી ધ્યાન ઉપર લે તો એ ખાતામાં મોટું કામ કરી શકે તેમ છે અને મોટું નામ તથા મોટું પુણ્ય મેળવી શકે તેમ છે. છતાં પણ અફસોસ કે જીંદગી

અર્પણ કરનારા કોઇ વીરલા હીરાઓ નીકળતા નથી. અફસોસ કે હજી સુધી પાકા પાયા ઉપર એ બાબતમાં કાંઈ મજબુત યોજના થએલી નથી, એ શું થોડું દુઃખ છે ? અને તેમ છતાં તમે કહો છો કે હજી આપણા લોકો દુઃખ ખમી શકતા નથી !

## ધર્મગુરૂઓના સ્વાર્થથી થતી ખરાબીઓ.

પોતાના સ્વાર્થ, મોજશોખ અને વંશપરંપરા ગાદી કાયમ રહે તે સારૂ જુદા જુદા પંથના ધર્મગુરૂઓ કેવી કેવી યુક્તિથી ભોળા લોકોને પોતપોતાના વાડામાં બાંધી લે છે અને એથી દેશના તથા દુનિયાના ભ્રાતૃભાવને કેવી રીતે તોડી નાખે છે એ હકીકત તમે જાણો છો ? જો એ જાણો તો તમને ત્રાસ લાગ્યા વિના રહે નહીં. જેમકે, હિંદુઓમાં શિવપંથી ને વિષ્ણુપંથીના ઝઘડા, ગોંસાઈઓ ને વૈરાગીઓના ઝઘડા, શંકરાચાર્ય ને સ્વામીનારાયણના ઝઘડા, આર્યસમાજ ને સનાતન ધર્મના ઝઘડા, જૈનોમાં શ્વેતાંબરી ને દિગાંબરીના ઝઘડા, મુસલમાનોમાં શીઆ ને સુન્નીનાં હુલ્લડો અને ખ્રિસ્તીઓમાં રોમન કેથોલિક તથા પ્રોટેસ્ટંટની લડાઇઓ એ કાંઈ કોઇથી અજાણ્યું નથી. આ બધા કજીયાઓ ધર્મગુરૂઓના સ્વાર્થોમાંથીજ ઉત્પન્ન થાય છે. આ બધાં ખાતાંઓના મૂળ હેતુઓ એ છે કે જેમ બને તેમ જગતમાં ભ્રાતૃભાવ વધારવો, પણ તેને બદલે પોતાના જરાક સ્વાર્થ સારૂ તથા લોકો એક બીજા સાથે વધારે ખુલ્લું મન ન રાખે તે સારૂ તેઓ દુનિયાને ઉંધે રસ્તે દોરી જાય છે અને ઘેટાંનાં ટોળાં ગોવાળની પાછળ ચાલ્યાં જાય તેમ કાંઈ પણ ખાસ વિચાર કર્યા વિના વંશપરંપરાની રીત પ્રમાણે માણસોનાં ટોળાંઓ તેઓની પાછળ ચાલ્યાં જાય છે ને વિના કારણ કોઇ એકજ સાંકડા વાડામાં પૂરાઇ જાય છે, આ શું થોડું દુઃખ છે ?

જો કે તેઓના વાડાઓમાં થોડોક સંપ દેખાય છે, પણ જગત સામે જોતાં તો એવા વાડાઓથી ઉલટો કુસંપજ દેખાય છે. શિયાળ ખેંચે સીમભણી ને કુતરૂં ખેંચે ગામભણી એવીજ રીતે જુદાજુદા પંથો વચ્ચે તાણાતાણી થાય છે અને એ તાણાતાણીમાંથી અંતે કજીયાજ થાય છે. યાદ રાખજો કે આ બધું ધર્મગુરૂઓના ખાનગી સ્વાર્થમાંથીજ થાય છે અને તેમ છતાં આપણા લોકો જરાએ ચેતતા નથી, પણ દિન પ્રતિદિન ઉલટા વધારે વધારે નવી નવી જાળોમાં બંધાતા જાય છે. એથી પરિણામ એ થાય છે કે તેઓ પોતાની સ્વતંત્રતા ખોઇ બેસે છે, પોતાના મનને નજીવી નજીવી બાબતોમાં રોકી રાખે છે, પોતાની બુદ્ધિને આગળ વધવાના દરવાજા પોતાને હાથેજ પોતે બંધ કરે છે અને પોતાની જીંદગીને વધારેમાં વધારે ઉપયોગી બનાવવાને બદલે નમાલા બની જવામાંજ ધર્મ સમજ્યા કરે છે, આ શું થોડું દુઃખ છે ? જે માણસો પોતાના દેશબંધુઓની સેવા કરી શકે તેવા, રાજ્યોમાં ઉથલપાથલ કરી શકે તેવા, હુન્નરકળાના મેદાનમાં સરત જીતી જાય તેવા અલૌકિક બુદ્ધિવાળા હોય અને સંસારમાં સ્વર્ગ લાવી શકે તથા સ્વર્ગની જીંદગી ભોગવી શકે તેવા હોય; તે માણસો સાંકડા વિચા-રના સ્વાર્થી ધર્મગુરૂઓના વાડામાં પૂરાઇ રહે અને આપલપોપલીયા-માંજ પોતાની જીંદગી ખોઇ નાખે એ શું થોડું દુઃખ છે? જરા વિચાર તો કરો કે હવે ગુલામગીરીઓમાં બંધાઇ રહેવાનો વખત છે કે છુટાપણું મેળવવાનો વખત છે? હવે તે ધર્મને નામે ધતીંગો ચલાવવાનો વખત છે કે સત્ય શોધવાનો વખત છે? હવે તે વંશપ-રંપરાની પોલમપોલમાં પડયા રહેવાનો વખત છે કે જીંદગીના હેતુઓ સમજવાનો તથા પાળવાનો વખત છે? હવે તે ગાડરીયા પ્રવાહનો વખત છે કે સ્વતંત્રતાનો વખત છે? હવે નમાલા વિચારોમાં ને નજીવી બાબતોમાં પડયા રહેવાનો વખત છે કે નવી રોશની મેળવવાનો

વખત છે? હવે મૂર્તિઓનાં રમકડાં રમાડયા કરવાનો વખત છે કે દેશની સેવા કરવાનો વખત છે? હવે ઉપરચોટીયા આચાર વિચારોમાં પડયા રહેવાનો વખત છે કે કાંઇક નવિન ભભક અનુભવવાનો વખત છે? હવે સ્વાર્થી ધર્મગુરૂઓને ખાતર તેઓના વાડામાં પૂરાઇ રહી આપણી જીંદગી બગાડી નાખવાનો વખત છે કે જીંદગીના ઉત્તમ હેતુઓ, મનુષ્યનું સ્વતંત્રપણું તથા આત્માનું અલૌકિક બળ સમજી સ્વર્ગની જીંદગી ભોગવવાનો વખત છે? આમ છતાં આપણા કરોડો બંધુઓ ધર્મગુરૂઓનાં પોલાણો જાણ્યા વિના કેવી રીતે વંશ-પરંપરાની રીતિ પ્રમાણે ધર્મગુરૂઓની જાળમાં બંધાઇ જાય છે અને તેથી કેવા નમાલા થઇ જાય છે એ જરા જુઓ તો ખરા? આ શું થોડું દુઃખ છે?

## આવક થોડી ને ખરચ ઝાઝું, એ દુઃખ શું થોડું છે?

આપણા દેશમાં હાલમાં દરેક માણસની દરરોજની આવક તથા વાર્ષિક આવક ઓછી થઈ ગઈ છે અને ખરચો વધી ગયાં છે, તેથી બધાં માણસોને બહુ તણાઈ મરવું પડે છે અને તેમ છતાં ખીસાં ખાલી ને ભપકા ભારી રાખવા પડે છે, એ દુઃખ કાંઇ ઓછું છે? અસલના વખતમાં છત્રી, ચશ્મા, ઘડીઆળ, બટન, સાબુ વિગેરે ઘણી ચીજોની જરા પણ જરૂર પડતી નહીં, પણ હાલના જમાનામાં એવી સેંકડો જાતની વસ્તુઓની લોકોએ જરૂર વધારી દીધી છે તથા ખરચ વધતાં જાય છે. ખરચ વધવાનું બીજું કારણ એ છે કે અસલના લોકો જીંદગીની જરૂરીયાત તરીકે જે ચીજો વાપરતા નહીં તેવી ચીજો જેમ કે ચાહ, કાફી, બીડી, પાન, સોડા, લેમન, આઇસ વગેરે ઘણી ચીજોનો ઉપયોગ વધતો જાય છે અને એ બધી ચીજો કાંઈ

મફત મળતી નથી તેમજ તે કોઈક દહાડો જોઈએ છે તેમ પણ નથી. દિવસમાં ત્રણ ત્રણ વખત ચાહ પીવાના શોખીન ગરીબ લોકો પણ બનતા જાય છે. આ સિવાય કપડાંનો, ધોબીનો તથા હજામતનો ખરચ હાલના જમાનામાં બહુ વધી ગયો છે. અસલના વખતમાં એક રેશમી સાડી ત્રણ પેઢી સુધી લોકો વાપરતા હતા. સાસુનું પાનેતર વહુને આપતા અને તેજ પાનેતર પાછું તેના દીકરાની વહુ પણ વાપરતી. તેને બદલે હાલમાં નાજુક બની ગયેલી સ્ત્રીઓને નવી નવી ફેશનની અનેક સાડીઓ જોઈએ છે. એક પાઘડી બે પેઢી સુધી ચાલતી તેને બદલે નવી નવી ફેશનની ને મોંઘી કિંમતની ઘણી જાતની ટોપીઓ આપણા જુવાનીવાઓને જોઈએ છે. અંગરખાને બદલે મોટી કિંમતના ડગલાઓ જોઈએ છે અને તે પણ આખી જીંદગીમાં બે ત્રણજ નહીં પણ ઘણાજ જોઈએ છે, તેથી ખરચો વધતાં જાય છે. વળી હાલના વખતમાં મુસાફરીનાં સાધન બહુ સહેલાં થઈ પડવાથી મોજશોખને ખાતર અને જ્યાં ખાસ જરૂર ન હોય ત્યાં પણ ગમ્મતને ખાતર લોકો દોડયા કરે છે. તેથી મુસાફરીનું ખરચ બહુ વધી જવાને લીધે આવક ઓછી દેખાય છે. એ શિવાય હાલના વખતમાં મોજશોખની વસ્તુઓ, નવી નવી ફેશનના દાગીનાઓ, વાસણ કુસણો તથા બીજી નવી નવી જાતની ઘરગથુ ચીજો બહુ વધી ગઈ છે અને દહાડે દહાડે આપણા લોકોનાં મન એવાં નિર્બળ થતાં જાય છે કે, એ બધી ચીજોનો ઉપયોગ કર્યા વિના આપણે રહી શકતા નથી, તેથી ખરચો વધતાં જાય છે ને આવક ઘટતી જાય છે. નવી નવી ફેશનોની બાબતોમાં આપણે યુરોપિયનોનું અનુકરણ કરીએ છીએ, તેથી તેઓની મડમોની ફેશનેબલ ખરચાળુ રીતિઓ આપણામાં આવતી જાય છે. આપણી સ્ત્રીઓનાં પોલકાંઓ, નવી નવી ફેશનની ચોળીઓ, નવી નવી બાનકની સાડીઓ અને તેની કોરો, ભરવા ગુંથવાના

સંચાઓ, મોઢે લગાડવાના પાઉડરો, સેંટ પોમેટમો, લટકો મટકો કરવા સારૂ હાથમાં રાખવાનાં પાકીટો, રેશમી રૂમાલો, ખોટી ચાવીઓના ઝુમખાઓ અને એવાંજ બીજાં ઘણી જાતનાં વધારે પડતાં નકામાં ખરચો વધતાં જાય છે ને આવક ઓછી થાય છે. એ દુઃખ શું થોડું છે?

## પરદેશી વસ્તુઓ વાપરતા પહેલાં વિચાર કરો.

આપણી આવક ઓછી થાય છે ને ખરચ વધારે થાય છે તેનું આ શિવાય બીજું મુખ્ય કારણ એ છે કે આપણને નવી નવી બનાવટની વસ્તુઓ વાપરવા જોઇએ છે, પણ એ ચીજો બનાવવાનું આપણને સુઝતું નથી, તેથી ખાડામાં ઉતરતા જઇએ છીએ. કારણ કે જે લોકો નવી શોધો કરી શકે નહીં, નવી વસ્તુઓ બનાવી શકે નહીં અને એ બધી બાબતોમાં પરદેશનેજ આધારે રહે તેઓની આવક ઓછી થાયજ ને ખરચ વધારે લાગેજ એમાં નવાઇ શું? જેને હંમેશનું ખરચ વધારે હોય અને આવક ઓછી હોય તેનું દેવાળું નીકળી જાય એમાં પણ નવાઈ શું? માટે જો એવું દેવાળું ન નીકળવા દેવું હોય તો આપણે નવી નવી શોધો કરવી જોઇએ, નવા ઉદ્યોગો ખીલવવા જોઇએ અને હાલના વખતમાં પ્રજાને જે જે ચીજોની જરૂર હોય તે તે ચીજો બનાવવાનાં કારખાનાંએ કાઢવાં જોઇએ અને જો એ બધું ન બની શકે તો પરદેશી વસ્તુઓ વાપરતા અટકવું જોઇએ. જો એ એમાંથી કાંઇપણ ઉપાય થાય તોજ દેવાળાંમાંથી બચી શકાય, પણ નવાઇ તો એજ છે કે આ બધું જાણતાં છતાં પણ હજી સુધી આપણી કોઇની આંખો ઉઘડતી નથી. આ શું થોડું દુઃખ છે?

## આપણા વ્યવહારમાં ચાલતી પોલ્યો.

અરે! આપણાં દુઃખોની તે કેટલીક વાતો કરૂં? કારણ કે જ્યાં

જ્યાં નજર ફેંકીએ ત્યાં ત્યાં દુઃખ દુઃખ ને દુઃખજ દેખાય છે. આપણા સંસાર વ્યવહારનાં દરેક કામોમાં કાંઇક કાંઇક પ્રપંચ કરવો પડે છે, જરા તરા ઘાલમેલ કરવી પડે છે, થોડું ઘણું જુઠું બોલવું પડે છે અને ઘરસંસારી, ધાર્મિક, રાજદ્વારી કે ધંધા રોજગારની દરેક બાબતોમાં હૃદય વેચીનેજ કામ કરવું પડે છે, એ શું થોડું દુઃખ છે ? પાપ વૃત્તિવાળાઓને આ બાબતમાં દુઃખ ન દેખાય એ જુદી વાત છે પણ સજ્જનોને તો આવી વાતોથી બહુજ કષ્ટ થાય છે. તેમ છતાં અફસોસ કે એ કષ્ટ મટાડવા માટે તેઓથી કાંઇ બની શકતું નથી, પણ રિવાજોને આધિનજ રહેવું પડે છે; તેથી તેઓનું અંતઃકરણ ડંખ્યા કરે છે અને તેઓને વધારે વધારે દુ;ખ થાય છે. જેમકે માત્ર દોઢીયાનાં દાતણ લેવા જઇએ તો ત્યાં પણ બે ચાર મીનીટ પંચાતી કરવી પડે અને એમાં પણ વેચનારને ચાર જુડી આપવી હોય છતાં બે જુડી કહે અને આપણે જાણતા હોય કે દોઢીયાની ચાર જુડી મળે છે છતાં પણ છ જુડી માગવી પડે ત્યારે અંતે ચાર જુડી મળે અને એમાં જેને વધારે તાણ કરતાં આવડે તેને ફાયદો થાય અને ન બોલે તે ઠગાઇ જાય. તેથી એવી નાની નાની વાતોમાં પણ કાંઇક કાંઇક યુક્તિઓ કરવી પડે છે અને આપણને એ દાતણ ગમતાં હોય છતાં પણ એમ કહેવું પડે છે કે આ દાતણ બરોબર નથી. આપણે બીજી દુકાને ન પૂછ્યું હોય અથવા બીજી દુકાને આના કરતાં વધારે મોંઘાં મળતાં હોય છતાં પણ એ દુકાનદારને કહીએ છીએ કે બીજી દુકાનવાળો સસ્તાં આપે છે ને તું મોંઘાં આપે છે. બીજી દુકાને તાજાં દાતણ છે ને આ બરોબર નથી. એવી એવી યુક્તિયો કરીએ ત્યારે દાતણની ખરીદી થાય છે ! ! ! હવે વિચાર કરો કે દાતણ જેવી નાની વસ્તુ માટે પણ આટલો બધો પ્રપંચ કરવો પડે ત્યારે બીજી મોટી બાબતોમાં કેટલું બધું વધારે તરકટ કરવું પડતું હશે, એ જરા ખ્યાલ તો કરો ?

## લગ્નમાં ચાલતું પોલાણ.

કોઇનું વેશવાળ કરવું હોય ત્યારે કેટલા બધા પ્રપંચો કરવા પડે છે ને કેવી કેવી ઉંધી ચતી વાતો કરવી પડે છે એ હકીકત તમે જાણો છો? જો એ બધી પોલ જાણો તો તમોને ત્રાસ લાગ્યા વિના રહેજ નહિ. એટલુંજ નહીં પણ સરળ હૃદયના સાચા માણસોને તો એમજ લાગે કે હાય હાય! લગ્ન જેવી જીંદગીની સાર્થકતાવાળી ગંભીર બાબતોમાં પણ આટલું બધું પોલાણ! વરવાળાને કાંઇક સમજાવવું પડે, કન્યાવાળાને એથી કાંઇક ઉંધુંજ કહેવું પડે, વર-કન્યાના જે જે દોષો આપણે જાણતા હોય તે છુપાવવા પડે, બજારના માલની પેઠે પલ્લાં માટે તાણ ખેંચ કરવી પડે, દસ્તાવેજો લખવામાં કાંઇક કાંઇક બારિકીઓ રાખવી પડે, જેનું મોં જોવું પણ ન ગમતું હોય તેની ખુશામતો કરવી પડે અને પરિણામ સારૂં નહીં આવે એમ ખાતરી હોય છતાં પણ લગ્ન કરવાં પડે, એ શું થોડું દુઃખ છે?

## ધર્મમાં ચાલતું પોલાણ.

આવીજ રીતે ધર્મની બાબતમાં પણ સાવ પોલાણ ચાલે છે. અને વિનાકારણ અંતઃકરણ વેચીને વર્તવું પડે છે. જેમકે ઘણી નાતોમાં જમતી વખત હમેશાં ન્હાવાનો રિવાજ છે પણ હાલના વખતમાં ઘણા જુવાનીયાઓને વારંવાર ન્હાવાનો ટાઇમ મળતો નથી અથવા વારંવાર ન્હાવાનું ફાવતું નથી તેથી વારે વારે ન્હાતા નથી અને તેમ છતાં પોતાની નાતવાળાઓની આગળ એવો ડોળ રાખવો પડે છે કે અમે હમેશાં બન્ને વખત ન્હાઇએ છીએ. કેટલીક નાતોમાં અબોટીયાં પહેરીને જમવાનો રિવાજ હોય છે પણ ઘણા જુવાનીયાઓ પોતાના ઘરમાં હમેશાં અબોટીયાં પહેરતા નથી અને તેમ છતાં તેના ઘરનાં માણસો બીજાઓની આગળ એવો દેખાવ કરે છે કે અમે હમેશાં

અબોટીયાં પહેર્યા વિના જમતા નથી. આવીજ રીતે કેટલીક નાતોમાં એવો રિવાજ હોય છે કે રસોઇ કરતી વખત બીજી કોઈ ચીજોને અડી શકાતું નથી, પણ આવી રીતે વર્તતાં બહુ અગવડ ભોગવવી પડે છે, તેથી હાલના વખતની ઘણી સ્ત્રીઓ તે નિયમો પાળી શકતી નથી અને પોતાના ઘરમાં જ્યારે પોતે એકલી હોય ત્યારે ત્યારે જરૂરની વસ્તુઓને અડે છે, પણ જ્યારે બહારનું કોઈ માણસ પોતાના ઘરમાં આવે ત્યારે એવો ડોળ કરે છે કે અમે નવેણે છીએ તેથી કોઇને અડતાં નથી. આવીજ રીતે હાલના ઉછળતા જુવાનીયાઓ પોતાની આજુબાજુના સંજોગો પ્રમાણે ચાહ, કોફી, પાણી વિગેરે બીજે ઠેકાણે પી લે છે તથા ભજીયા પૂરી વિગેરે બજારમાંથી લઇને ખાઇ લે છે અને તેમ છતાં તેઓને પોતાનાં સગાં વ્હાલાંઓ પાસે એમ જુઠું બોલવું પડે છે કે અમે કાંઈ ખાતા પીતા નથી. આવીજ રીતે ઘણા જુવાનીયાઓ પરદેશથી કેળવણી લેવા સારૂ બહારગામની કૉલેજોમાં જાય છે અને ત્યાં વિશીઓમાં જમે છે. એ વિશીઓ કાંઇ પોતાની નાતવાળાઓની હોતી નથી છતાં પણ બીજાં સાધનો ન હોવાથી તેઓને ત્યાં જમવું પડે છે, પણ એવી રીતે બીજી નાતવાળાઓનું જમવું તે ઘણી નાતોમાં ગેરવાજબી ગણાય છે, તેથી બી. એ. ના ને એમ. એ. ના અભ્યાસીઓને પણ પોતાની નાતવાળાઓ આગળ જુઠું બોલવું પડે છે કે અમે કોઇનું જમતા નથી. બનાવટી આભડછટનાં બંધનો હાલના જમાનાને અનુકૂળ નથી, તેથી જરાક જાહેર હિંમતની ખામીને લીધે આવી જાતની સેંકડો બાબતોમાં સારા માણસોને પણ વિનાકારણ જુઠું બોલવું પડે છે અને હૃદય વેચીને કામ કરવું પડે છે. તે થોડે ઘણે ઠેકાણે નહીં પણ હાલમાં દરેક બાબતમાં એવુંજ થઇ પડેલું છે. જેમકે દુનિયામાં સૌથી ઉંચો સંબંધ ગુરૂ શિષ્યોનો છે, છતાં તેમાં પણ આજના વખતમાં બહુજ

મોટા ગોટાળા થાય છે. કારણ કે ગુરૂઓ જૂના વિચારના હોય છે અને શિષ્યો નવા વિચારોમાં રમનારા હોય છે, તેથી પોતાના શુદ્ધ અંતઃકરણથી ગુરૂઓની વાતો માની શકતા નથી, છતાં પણ કુટુંબના દબાણને લીધે, નાતોના રિવાજોને લીધે અને જાહેર હિંમતની ખામીને લીધે હાએ હા કરવું પડે છે, તેથી બહારથી હાએ હા કરવા છતાં પણ અંદરથી ગુરૂ ચેલાનાં મન જુદાં હોય છે અને દુનિયામાં જે સૌથી મોટામાં મોટો ગુરૂ શિષ્યનો સંબંધ છે તેમાંજ આવું પોલાણ હોય, એ શું થોડું દુઃખ છે ? અને તે પણ એક ઠેકાણે કે એક સંપ્રદાયમાં નહીં પણ ઠેકાણે ઠેકાણે અને દરેક સંપ્રદાયમાં એ પ્રમાણે બની ગએલું છે, તેથીજ આપણો ધર્મ આપણને ખરેખરૂં બળ આપી શકતો નથી. કારણ કે ગુરૂ શિષ્યના મતભેદને લીધે આપણા અંતઃ-કરણના ઉંડાણમાં ધર્મ ઉતરી શકતો નથી, તેથી આપણે પોલમ-પોલમાંજ રહી જઇએ છીએ અને જે જીંદગીને સુધારનારી બાબત છે, જે આત્માનું કલ્યાણ કરનારી બાબત છે અને જે જીવને ઇશ્વર સાથે જોડનારી બાબત છે તે બાબતમાંજ આવું પોલાણ હોય એ કરતાં વધારે દુઃખ બીજું કયું ?

## રાજદ્વારી બાબતોમાં પણ આપણે પોલમપોલ ચલાવીએ છીએ.

આવીજ રીતે રાજદ્વારી બાબતોમાં પણ આપણે સૌ પોલમપોલજ ચલાવીએ છીએ. જેમકે કોઇ મોટા અમલદારની રાજનીતિ પ્રજાને ગમતી ન હોય છતાં પણ જાહેર મેળાવડાઓમાં તે અમલદા-રોનાં વખાણ કરવાં પડે છે, ખાનગીમાં તે અમલદારોની ખુશામતો કરવી પડે છે અને તે જાય ત્યારે તેની યાદગીરી માટેના ફંડમાં આપણા શેઠીયાઓને નાણાં ભરવાં પડે છે. હવે જુઓ કે પ્રજાના

હક લૂટી લેનારા તથા સખ્તાઇથી અમલ ચલાવનારા અમલદારો માટે કુદરતી રીતેજ કોઇ માણસોને માનની લાગણી હોતી નથી, તેથી પાછળથી ખાનગી રીતે એ અમલદારોની વિરૂદ્ધમાં ઘણી જાતની ટીકાએ થાય છે અને તેમ છતાં જાહેર હિંમતની ખામીને લીધે, ધર્મના બળની ખામીને લીધે, સત્યના બળની ખામીને લીધે, બહાદૂરીની ખામીને લીધે, નીતિના બળની ખામીને લીધે અને પોતાના નજીવા સ્વાર્થ સારૂ કરીને બ્હીકણુપણાને લીધે જે માણસોનાં કામો આપણને ખાસ વાંધા ભરેલાં લાગતાં હોય તે માણસોનાં વખાણ કરવાં પડે છે અને તે માણસોની યાદગીરીના ફંડમાં પૈસા ભરવા પડે છે ! આવી રીતે અંતઃકરણ વેચીને કામ કરવું પડે એ શું થોડું દુઃખ છે ? છતાં પણ અફસોસ કે દરવરસે ઘણે ઠેકાણે આવા બનાવો બન્યા કરે છે આથી રાજા પ્રજા વચ્ચે જેવો માન ભરેલો સંબંધ રહેવો જોઇએ તેવો માન ભરેલો સંબંધ રહી શકતો નથી, પણ થોડાક અમલદારોની ભૂલોને લીધે, થોડાક અમલદારોના જોરહુકમીપણાને લીધે અને થોડાક અમલદારોના મનસ્વી ફાંટાઓને લીધે રાજા તથા પ્રજા વચ્ચેના સંબંધમાં મતભેદ થાય છે અને તેમ છતાં એવો મતભેદ કરાવનારા અમલદારોને માનપાન આપવાં પડે છે, તેઓની યાદગીરીના ફંડમાં પૈસા ભરવા પડે છે અને જેણે આપણા દેશને આગળ વધતો અટકાવેલો હોય તેઓનાં પણ પુતળાં ઉભાં કરવાં પડે છે એ શું થોડું દુઃખ છે ? હવે વિચાર કરો કે જોરહુકમી ચલાવનારા અમલદારોને માનપત્રો આપવાં તથા તેઓનાં પુતળાં ઉભાં કરવાં એ વાજબી છે કે રાજ્યના ભલા સારૂ જાહેર હિંમતથી કાયદાની રીત પ્રમાણે એવા અમલદારોની સામે પ્રજાનો પોકાર ઉઠાવવો એ વાજબી છે ? આપણે જાણીએ છીએ કે એવી રીતે પ્રજામતનો અવાજ બહાર પાડવો એજ રાજ્યના તથા પ્રજાના કલ્યાણની વાત છે, છતાં પણ વિનાકારણ મનમાંથી

આપણે ઇર્ષા કરીએ અને ખાનગીમાં તેઓ માટે ખરાબ બોલીએ છીએ અને જાહેરમાં તેઓને માનપત્રો આપીએ છીએ. આવી નબળાઇ આપણી પ્રજામાં આવી ગઇ છે એ શું થોડી દિલગીરી છે અને એ શું થોડું દુઃખ છે ?

આવી રીતે દરેક બાબતોમાં જ્યાં ત્યાં સાવ પોલાણુજ છે અને તેથી દરેક બાબતોમાં અંતઃકરણ વેચીને કામ કરવું પડે છે અને તે પણ પાંચ પચાસ કે હજાર બે હજાર માણસોને નહીં પણ આખા દેશની બધી પ્રજાની આવી નિર્માલ્ય સ્થિતિ થઇ ગએલી છે, છતાં પણ એવા નમાલાપણામાંથી છુટવાના આપણે કાંઇપણ મજબુત ઉપાયો કરતા નથી, એ શું થોડું દુઃખ છે ?

## શ્રીમંતો તે શું કરવા કાંઇ કામકાજ કરે ?

આપણા દેશના લોકોમાં ઘણાં વરસો થયાં કાંઇ એવોજ ખ્યાલ બેસી ગયો છે કે પૈસાદારને તે શું ફિકર ! પૈસાદાર લોકો તે શા માટે ભણે ? જેને નોકરી ચાકરી કરવી હોય તે ભણે અને જેને પરમેશ્વરે આપ્યું હોય તે માણુસો તે શું કરવા કાંઇ કામકાજ કરે ! એ તો બેઠા બેઠા ખાય પીએ ને મોજમજા કરે. આવા વિચારોને લીધે આપણા દેશનો શ્રીમંતવર્ગ બિલકુલ નકામો થઇ પડેલો છે અને તેઓનો બધો વખત પણ નકામો જાય છે. યાદ રાખજો કે જે વખત નકામો જાય તેમાં હમેશાં કાંઇક ને કાંઇક નાનાં મોટાં પાપજ થયા કરે છે. આવા લોકો એમ વિચારતા નથી કે ઇશ્વરે અમારી ઉપર કૃપા કરીને બીજાઓના કરતાં અમોને વધારે સગવડતા આપી છે, માટે એ સગવડતાનો લાભ લઇને અમારે ખૂબ આગળ વધવું જોઇએ. એ સગવડતાનો લાભ અમારા બંધુઓને આપવો જોઇએ. કારણ કે ઇન્સાફને વખતે ઇશ્વરની હજુરમાં ગરીબો એમ બચાવ કરી શકશે કે

અમારી પાસે કાંઇ સાધનો ન હતાં, તેથી અમે કાંઇ કરી શક્યા નથી, પણ શ્રીમંતોથી કાંઇ એવો બચાવ થઇ શકશે નહીં. અફસોસ કે આવી સાચી વાતો પણ હાલમાં અમોને સમજાતી નથી, તેથી અમે સંતોષને નામે એક જાતના આળસમાં પડ્યા રહીએ છીએ અને વધારે નકામા બનતા જઇએ છીએ. આ શું થોડું દુઃખ છે? ઇશ્વરનું ઐશ્વર્ય આવી રીતે નકામું ગુમાવવું એ શું થોડું પાપ છે? અને પોતાના આત્માનું કલ્યાણ કરવાની હાથમાં આવેલી તક છોડી દઇને ચોરાશી લાખના ફેરામાં પડી જવું એ શું થોડું અજ્ઞાન છે?

## દેશની સેવા નહીં કરનારા શ્રીમંતોની દશા.

આપણા દેશના શ્રીમંતો બીજાઓની સેવા કરવામાં પોતાના ધનનો ઉપયોગ કરતા નથી પણ પોતાના નજીવા સ્વાર્થોમાંજ હમેશાં મચેલા રહે છે, તેથી તેઓ દહાડે દહાડે સાંકડા વિચારના બનતા જાય છે, નમાલા બનતા જાય છે, મૂર્ખ બનતા જાય છે, બ્હીકણ બનતા જાય છે અને છતાં ધને દરિદ્રી સ્વભાવના બનતા જાય છે. કારણ કે જે માણસો હમેશાં પોતાના સ્વાર્થમાંજ મચેલા રહે અને પરમાર્થ તરફ બિલકુલ લક્ષ ન આપે તે માણસોને તેઓની પ્રકૃતિજ શિક્ષા કરે છે, તે માણસોને તેઓનું મનજ શિક્ષા કરે છે, તે માણસોને તેઓનો સ્વભાવજ શિક્ષા કરે છે અને તે માણસોને તેની આસપાસના સંજોગો તથા કુદરત પોતેજ શિક્ષા કરે છે. તેથી એવા શિક્ષા પામેલા માણસો તેજ વિનાના, ખોટા સંતોષી, પોતાની કિંમત સમજી શકે નહીં તેવા નમાલાને બ્હીકણ બની જાય છે; અને તેથી એવા શિક્ષા પામેલા માણસો ધર્મથી તથા ઇશ્વરથી વિમુખ થાય છે. કારણ કે પોતે એકલા મોજમજા કરે, પોતે એકલા પોતાની તીજોરીઓ ઉઘાડીને રાજી થયા કરે, પોતે એકલા નાચ પાર્ટીઓમાં જયા કરે, પોતે એકલા નવી નવી જાતની સ્વાદિષ્ટ ચીજો જરૂર કરતાં વધારે

ખાયા કરે અને પોતે એકલા " હમબી નવાબ ભરૂચકે " બની ને મિજાજમાં ને મિજાજમાં ફર્યા કરે, પણ છતાં સાધનોએ પોતાના ગરીબ બંધુઓને મદદ કરે નહીં, પોતાના દેશના કલ્યાણની દરકાર રાખે નહીં, પોતાના પંડને સુધારવાની કાળજી રાખે નહીં, પોતાની નાતમાં સુધારા કરે નહીં, પોતાના ધંધા રોજગારને ખીલવે નહીં અને કાંઈ પણ ઉચ્ચ હેતુ રાખ્યા વિના પાનપટીમાં, બીડી–તંબાકુમાં, ચહા–કૉફીમાં, વિષયો ભોગવવામાં, ઠઠ્ઠા મશ્કરીઓ કરવામાં અને અલેલટપુપણે જેમ મરજી પડે તેમ મનને રખડવા દેવામાંજ પોતાની જીંદગી ગુમાવી નાખે તે પોતાનું કર્તવ્ય નહીં સમજનારા માણસોને કુદરત શિક્ષા કરે એમાં નવાઇ શું ? યાદ રાખજો કે આપણા દેશમાં કુદરતના શ્રાપ પામેલા આવા પાંચ પચાસ માણસો નથી, પણ આવા કર્તવ્ય ભ્રષ્ટ થએલા ને તેથી શ્રાપ પામેલા લાખો ને કરોડો માણસો છે અને એ બધા છતાં સાધનોએ નમાલાપણામાં પડયા રહે છે ને ખોટા સંતોષમાં કંગાળ જીંદગી ભોગવે છે. તેઓ કોઇના પણ ઉપયોગમાં આવ્યા વિના કટાઇ કટાઇને મરી જાય છે અને નરકના રસ્તામાં ચાલ્યા જાય છે. આ શું થોડું દુઃખ છે?

## પરમાર્થ કરવામાં જે ધન ન ખરચાય તે ધન કોરટોમાં લડવામાં ખરચાય છે.

ઘરમાં એટલો બધો માલ પડયો હોય કે એ સાચવવાની ફિકરમાંજ ઘણી જાતની ઉપાધિઓ કરવી પડે, પેટમાં એટલો બધો માલ પડયો હોય કે એ પચાવવોજ મુશ્કેલ થઇ પડે અને તેથી ઘણી જાતનાં દરદો થાય, શરીર ઉપર દાગીના એટલા બધા હોય કે એ દાગીનાના ભારથીજ જીવ અકળાયા કરે, ઉંચી ઉંચી જાતનાં ને નવી નવી ફેશનોનાં કપડાં એટલાં બધાં હોય કે એ બધાં કપડાં પહેરવાનો

પોતાને તો વારોજ ન આવે, પણ એ કપડાંઓ જંતુઓજ ખાયા કરે, તાજાનાં માણસો એટલાં બધાં હોય કે જેને પોતે ઓળખતા પણ ન હોય, મકાનો એટલાં બધાં હોય કે જે બધાં પોતે નજરે જોયાં પણ ન હોય અને બીજા ઘણી જાતના વૈભવો એટલા બધા હોય કે જે ભોગવતાં ભોગવતાં પોતેજ થાકી જતા હોય; છતાં પણ—આટલી બધી સગવડો છતાં જે માણસોને પોતાના દેશની કે પોતાના બંધુઓની સેવા કરવાનું ન સૂઝે તેઓને તેઓનું પોતાનુંજ અંતઃકરણ શિક્ષા કરે તેમાં નવાઇ શું? કારણકે પોતાના નજીવા સ્વાર્થ સારૂ તેઓ ઘણી જાતના બોજા ઉપાડે છે. જેમકે રૂપાળા દેખાવા સારૂ દાગીનાના બોજા ઉપાડે છે, લોકલાજની આબરૂ સારૂ નાતવરાના બોજા ઉપાડે છે, મિત્રોના વખાણ સારૂ નાચ—પાર્ટીઓના ખરચના બોજા ઉપાડે છે અને પોતાના હલકી જાતના શોખ સારૂ બીજા ઘણી જાતના મોટા મોટા ખર્ચો કરે છે; પણ દેશની સેવા કરવાનો કે પોતાના બંધુઓની સેવા કરવાનો આનંદ લેવા તેઓ ચ્હાતા નથી. આ શું થોડું દુઃખ છે? એ સ્વાર્થીપણાનો બદલો આપવાનું કાંઇ કુદરત ભૂલી જાય કે? નહીંજ. તેથી એવાઓને ત્યાં કુટુંબમાં કલેશ થાય છે અને જે ધન સેવામાં ન ખરચાય તે ધન કોરટો લડવામાં ખરચાય છે. કારણ કે મનુષ્ય જાતનો એવોજ સ્વભાવ છે કે જો મનને કોઇ પણ સારા કામમાં રોકેલું ન રાખ્યું હોય તો તે ખરાબ બાબતમાં ઉતરી જાય છે. યાદ રાખજો કે જે માણસો જગતની સેવા કરવાના કામમાં ન લાગે, પરમાર્થનાં કામો ન કરે અને પોતાની સ્થિતિના પ્રમાણમાં તથા પોતાની આજુબાજુના સંજોગોના પ્રમાણમાં પોતાના બંધુઓનું ભલું કરવાનાં કામોમાં ન રોકાય તે માણસોનાં મન કુદરતી રીતેજ મોજશોખ તરફ દોડી જાય છે; અને પછી એમાંથી ઘણી જાતના નજીવા

સ્વાર્થો, નાના મોટા મતભેદો તથા અભિમાન થાય છે. એ બધું બહુ વધી જાય ત્યારે તે જીરવી શકાતું નથી તેમજ બીજી બાજુએ મન વાળવા માટે પરમાર્થનું સાધન પણ હોતું નથી, તેથી એવા શ્રીમંતોના કુટુંબોમાં અંદર અંદર કજીયાઓજ થયા કરે છે. એ કજીયાઓથી તેઓના જીવને શાંતિ રેહેતી નથી પણ મમતમાં ને મમતમાં દહાડે દહાડે તેઓ વધારે ને વધારે ખરાબ થતા જાય છે અને અંતે એમાંથીજ નરકનો રસ્તો પકડે છે. આ બધું સેવા ન કરે તેમાંથીજ થાય છે. તેમ છતાં અફસોસ કે આપણા દેશમાં લાખો શ્રીમંતોને આ બાબત સૂઝતી નથી.

## ભીખારીઓને ધંધે લગાડવા સારૂ તેઓનું સંસ્થાન વસાવવું જોઇએ.

હાલમાં આપણા દેશમાં હજારો નહીં, લાખો નહીં પણ કરોડો ભીખારીઓ છે. છેલ્લી વસ્તી ગણત્રી ઉપરથી નક્કી થયું છે કે હિંદુસ્તાનમાં છ કરોડ ભીખારીઓ છે, એટલે કે દર પાંચ માણસે એક માણસ ભીખારી છે. આ શું થોડું દુઃખ છે? જો આ પ્રમાણે ભીખારીઓ વધતા જાય તો આપણા દેશની કેવી દુર્દશા થાય અને એ ગરીબ બિચારા ભીખારીઓના પણ કેવા ભુંડા હાલ થાય એ જરા ખ્યાલ તો કરો? શું એ ભીખારીઓ ભીખારીપણામાંજ રહેવા માટે પેદા થયા છે? શું એ ભીખારીઓ પોતાના અંતઃકરણથી ભીખનો ધંધો પસંદ કરે છે? શું એ ભીખારીઓ સુધરી શકે તેમ નથી? મને ખાત્રી છે કે જો આપણે ખરેખરા જીગરની લાગણીથી મહેનત કરીએ તો દશ વરસની અંદર છ કરોડ ભીખારીઓમાંથી પાંચ કરોડ ભીખારીઓને ભીખ માગતા અટકાવી શકીએ તેમ છીએ અને ભીખનો ધંધો છોડાવીને તેમને બીજા ધંધારોજગારમાં લઇ જઇ શકીએ તેમ

છીએ. કારણ કે બધા ભીખારીઓ કાંઇ ભીખારીઓજ રહેવા ઇચ્છતા નથી, પણ ઘણા ભીખારીઓને તો કામ ન મળે તેથી લાચારીને લીધે ફરજીયાત પણે ભીખ માગવી પડે છે. માટે જો કોઇ મુક્તિફોજવાળા જનરલ બુથ જેવો પરોપકારી સજ્જન આપણામાં નીકળે અને ભીખારીઓનું સંસ્થાન વસાવે તો થોડાં વરસોની અંદર ઘણાએ ભીખારીઓની જીંદગી સુધરી જાય અને દેશમાંથી લાખો ભીખારીઓ ઓછા થઇ જાય અને એમ કરવું એમાં કાંઇ બહુ મુશ્કેલી પણ નથી. કારણ કે આપણા દેશમાં હજી ઘણાંએ જંગલો ઉજ્જડ પડેલાં છે. તે જમીન દેશી રાજાઓ તથા નામદાર અંગ્રેજ સરકાર એવાં સંસ્થાન વસાવવા માટે થોડાંક વરસો સુધી કાંઇ પણ કર લીધા વિના મફત આપી શકે તેમ છે અને ખેતીનાં ઓજારો પૂરાં પાડવા માટે શ્રીમંતો તરફથી મદદ મળી શકે તેમ છે તથા જો પ્રજા માગે તો ભીખ માગવાની બંધી કરવાનો કાયદો સરકાર કરી શકે તેમ છે. તેથી કામ મળવા છતાં પણ જે માણસો હરામનું ખાઇને ભીખના ધંધામાં પડયા રહેવા ઇચ્છતા હોય ને દેશ ઉપર બોજા રૂપ થઇ પડવા ઇચ્છતા હોય તેઓને પોલીસ અટકાવી શકે તેમ છે. એટલુંજ નહીં પણ આપણા દેશમાં ઘણી જાતનાં એવાં કુદરતી અનુકૂળ સાધનો છે કે ખેતીના ધંધામાં બહુ ટુંક વખતમાં આવું ખાતું ફતેહ મેળવી શકે તેમ છે. કારણ કે વારંવાર પડતા દુષ્કાળ વખતે લાખો માણસોને દુષ્કાળનાં બાંધકામો ઉઘાડીને ખાવાનું પૂરૂં પાડે છે, તેમજ જો આવા ખાતાના માણસોને થોડા મહિના નામદાર સરકાર ખાવાનું પૂરૂં પાડવાની મહેરબાની કરે તો બહુ ટુંક મુદતમાં ચોમાસાના વખતમાં બહુ સહેલાઇથી એવાં સંસ્થાનવાળાઓ મોટી કિંમતના નવા પાકો ઉપજાવી શકે તેમ છે. એમાંથી ઘણા માણસોનું પોષણ થઇ શકે તેમ છે તથા ઘણા માણસોની જીંદગી સુધરી શકે તેમ છે. યાદ રાખજો કે આ બધી કાંઇ

હવાઇ ખ્યાલોની વાતો નથી, પણ આપણી નજર આગળ થોડાં વરસોમાં એ બધું બની શકે તેમ છે. છતાં પણ અફસોસ કે હજી સુધી આપણને કોઇને એવાં ભલાં કામો કરવાનું સૂઝતું નથી. એ શું થોડું દુઃખ છે ?

# ભીખારીઓના છોકરાંઓને ભીખના ધંધામાં પડવા દો માં.

આવાં ભીખારીઓનાં સંસ્થાન વસાવવાને હજી કદાચ વાર લાગે તો એટલું તો હમણાંજ કરવાની જરૂર છે કે ભીખારીઓને સમજાવીને તેઓની પાસેથી તેમનાં છોકરાંઓને લઇ લેવાં જોઇએ. એ છોકરાંઓને ભીખના ધંધામાં પડવા દેવાં નહીં, પણ તેઓને જુદાં જુદાં કારખાનાંઓમાં, મીલોમાં, સ્કૂલોમાં, ઍાઈનેજોમાં અને હુનરશાળાઓમાં દાખલ કરાવવાં જોઇએ. જો આ કામ ઉપર કોઇ માણસો ખરેખરી લાગણીથી મંડી જાય તો બહુ ટુંક વખતની અંદર એમાં ઘણીજ મોટી ફતેહ મેળવી શકે તેમ છે. કારણ કે ઘણાએ ભીખારીઓ પોતાનાં છોકરાંઓને સારે ઠેકાણે ગોઠવાયલાં જોવા ઇચ્છે છે. ઘણાએ ભીખારીઓ પોતાનાં છોકરાંઓથી કંટાળી ગએલા હોય છે તેથી તેઓને તજી દેવા માગે છે અને ઘણાએ ભીખારીઓ પોતાનાં છોકરાંઓના પેટનું પૂરૂં કરી શકતાં નથી; તેથી જો તેઓને ખાવા પીવાનું સારૂં ઠેકાણું મળી જાય તો તેઓ બહુ ખુશીથી પોતાનાં છોકરાંઓ આપી દે તેમ છે. એટલુંજ નહીં પણ ઇશ્વર કૃપાથી હવે આપણા દેશના શ્રીમંતો પણ જાગતા જાય છે અને વધારેમાં વધારે ઉપયોગી થઇ શકે એવાં ધર્મનાં કામો કરવાનું સમજતા જાય છે, તેથી આવાં પરમાર્થનાં ખાતાંઓને સારી રીતે મદદ મળી શકે તેમ છે. કારણ કે એવા અમીરો તો કોણ હોય કે છતાં સાધનોએ આવું મહા પુન્ય લેવાની તક

ખોઇ નાખે! એવા કમનસીબ તે કોણ હોય કે આવા કંગાળોને મદદ કરવાને તૈયાર ન થાય! એવા હલકા ખવાસના તે કોણ હોય કે જેને નિર્દોષ બચ્ચાંઓ ઉપર પણ દયા ન આવે! અને એવા કઠોર લાગણીના તે કોણ હોય કે જેને આવાં ભલાં કામોને ટેકો આપવાનું મન ન થાય! જરૂર થાય જ. તેમાં પણ આપણા લોકો તો અતિશય દયાળુ છે અને એટલા બધા ભલમનસાઇવાળા છે કે આટલી બધી ગરીબાઇ વચ્ચે પણ દર પાંચ માણસે એક ભીખારીને મુફત નિભાવે છે. ત્યારે આવાં કંગાળોનાં બાળકોને થોડો વખત નિભાવવાં એમાં શું મોટી વાત છે! ખાત્રી રાખજો કે જો દઢતાથી ને જીગરની લાગણીથી કામ કરનાર સજ્જનો નીકળે તો એમાં કાંઇ પણ મોટી વાત નથી. આજથીજ એ મહાન કામમાં ફતેહ મળી શકે તેમ છે, પણ અફસોસ કે આવાં ઇશ્વરનાં વ્હાલાં કામો કરવાવાળા પણ કોઇ નથી! એ શું થોડું દુઃખ છે? આથી આપણી તથા આપણા દેશની શું થોડી ખરાબી થાય છે? યાદ રાખજો કે આવાં પરમાર્થી માણસોની ખામીને લીધેજ આપણું સત્યાનાશ વળતું જાય છે. માટે હવે તો આપણે એજ પ્રાર્થના કરવી જોઇએ કે, હે પ્રભુ! અમારા દેશમાં પોતાની કિંમત સમજનારાં, જાહેર હિંમતવાળાં, જીગરની લાગણીથી કામ કરનારાં, પરમાર્થમાં જીંદગી અર્પણ કરનારાં, ગરીબોનાં દુઃખે દુઃખી થનારાં અને કાંઈ પણ સ્વાર્થ રાખ્યા વિના પ્રભુ પ્રીત્યર્થે કામ કરનારાં માણસો અમારા દેશમાં, અમારી જાતમાં ને અમારા કુળમાં ઉત્પન્ન થાય તેમ કરો અને અમારામાં પણ એવું બળ આવે તેમ કરો.

## ભીખારીઓની દુર્દશા આપણા શ્રીમંતો ન જાણે એ શું થોડું દુઃખ છે?

ભીખારીઓની સ્થિતિ સુધારવા માટે આપણને ખાસ તીવ્ર લાગણી

થતી નથી તેનાં ઘણાં કારણોમાં આ પણ એક મુખ્ય કારણ છે કે, ભીખારીઓની સ્થિતિ કેટલી બધી દુઃખદાયક છે તે બરોબર રીતે દયાળુ સજ્જનો જાણતા નથી; તેથી તેઓ એવી બાબતોમાં જેટલું જોઇએ તેટલું ધ્યાન આપતા નથી ને બેદરકાર રહે છે. પણ જો તેઓ જાણે કે છ કરોડ ભીખારીઓમાંથી લાખો માણસોને પહેરવા માટે લુગડાં નથી, રહેવા માટે ઘર નથી, ખાવા માટે અન્ન નથી, ત્યારે કાંઇપણ જ્ઞાન મેળવવાની કે ભલાઇ કરવાની તકો તો હોયજ ક્યાંથી? જ્યાં મમ મમનાજ વાંધા ત્યાં નીતિ તો હોયજ ક્યાંથી? જ્યાં પોતાને પણ લંગોટી વાળવા માટે ફાટેલાં કપડાંનો ટુકડો પણ ન મળે ત્યાં પરમાર્થ હોયજ ક્યાંથી? જેને પોતાનેજ પાણી પીવા માટે ફુટેલું વાસણ પણ ન હોય તેઓની પાસે બીજાં શું સારાં સાધનો હોય કે તેઓ ભલાં કામો કરી શકે? જેઓ ભૂખના દુઃખથી અધમુવા થઇ ગયા હોય તેઓ શાંતિ રાખવાનો ધર્મ કેમ પાળી શકે? જેઓ દવાની મદદ વિના તથા અન્નની મદદ વિના ભૂખે ટળવળી ટળવળીને જાહેર રસ્તાઓ ઉપર ખુલ્લી રીતે સૌના દેખતાં ટપોટપ મરી જતાં હોય પણ તેઓને માટે કોઇને જીગરની લાગણી ન થતી હોય તે દેશને શ્રાપ લાગે તેમાં નવાઇ શું? દર વરસે એવા લાખો ને કરોડો માણસોના શ્રાપથી આપણું ભૂંડું થાય તેમાં પણ નવાઇ શું? એટલુંજ નહીં પણ જો તેઓની ખરેખરી દુઃખદાયક સ્થિતિ આપણે સમજીએ તો આપણને એમજ લાગે કે, એવા દુઃખી માણસો તરફ જેઓને જરા પણ દયા આવતી નથી તેઓ માણસો નથી પણ રાક્ષસો છે. કારણ કે જરા વિચાર તો કરો કે એવા ગરીબ માણસોની સ્ત્રીઓની સુવાવડ વખતે શું હાલ થતા હશે? એવા ગરીબ માણસોનાં બાળક છોકરાંઓને અન્ન ન મળવાથી તેઓ કેવાં તરફડતાં હશે અને કોઇ જાતનાં બીજાં સારાં સાધનો ન હોવાથી

ઘણીજ મોટી સંખ્યામાં તેઓનાં બાળકો મરી જાય છે, એ જોઇને તેઓના માયાવાદી અજ્ઞાન માબાપોને કેટલું બધું વસમું લાગતું હશે, એ જરા ખ્યાલ તો કરો? આમ છતાં તેઓને ત્યાં વધારે બાળકો જન્મે છે અને તેનો મોટો ભાગ વગર મોતે નાની ઉમરમાંજ મરી જાય છે. આ શું થોડું દુઃખ છે? આ શિવાય એવા કંગાળ લોકોમાં ઘણી જાતના રોગો થાય છે, કારણ કે તેઓને વખતસર ખાવાનું મળતું નથી, તેઓને કોઇ વખત ટાઢમાં રહેવું પડે છે, કોઇ વખત વરસાદમાં ભીંજાવું પડે છે, કોઇ વખત ચેપી રોગવાળાંઓની સોબતમાં રહેવું પડે છે અને ઘણી વખત વાસ મારતી મલિન જગ્યાઓમાં પડ્યું રહેવું પડે છે. એટલુંજ નહીં પણ રોગોથી બચવા માટે મનુષ્ય જાતને જે જે જાતની સગવડો જોઇએ તેવી કોઇપણ જાતની સગવડો ન હોવાથી તેઓનો મોટો ભાગ રોગી હોય છે. એટલુંજ નહીં પણ એવા લોકો બહુજ અજ્ઞાન હોય છે ને પશુ જેવી વૃત્તિમાંજ રહેનારા હોય છે, તેથી તેઓ પોતાની લાગણીઓને રોકી શકતા નથી. એટલે જ્યારે સારૂં ખાવાનું મળે ત્યારે ઘણુંજ વધારે ખાઇ જાય છે. તેઓ વ્યસનના ગેરફાયદા જાણતા નથી, તેથી એ બાબતોમાં પણ બહુ બેદરકાર રહે છે. એટલે જ્યારે મળી જાય ત્યારે કેટલું અફીણ ખાઇ લેવું, કેટલો ગાંજો પી લેવો કે કેટલો દારૂ પી લેવો તેની પણ કાંઈ હદ રાખતા નથી તથા કામ, ક્રોધ, લોભ વિગેરે વિકારોને પોતાના કાબુમાં રાખી શકતા નથી. એટલુંજ નહીં પણ અતિશય ગરીબાઇને લીધે તેઓ બળેલા સ્વભાવના ને ચીડીયા બની ગએલા હોય છે, તેથી તેઓ વાત વાતમાં જેની તેની સાથે લડયા કરે છે ને મિજાજ બગાડયા કરે છે. આવાં આવાં કારણોને લીધે એવા ગરીબ લોકોમાં "કમજોર ને ગુસ્સા બોત" એવું બહુજ વધારે હોય છે. તેઓ બહુજ બિમારી હોય છે અને તેઓ બહુજ દુઃખી

હોય છે. છતાં પણ બીજું તો રહ્યું પણ તેઓને વખતસર દવા પણ મળી શકતી નથી, તેથી તેઓને કેટલું બધું દુઃખ ખમવું પડે છે અને કેવા ભુંડા હાલ થાય છે એ જો આપણે વિચારીએ તો આપણને ત્રાસ લાગ્યા વિના રહે નહીં. તેઓની આવી ભયંકર સ્થિતિ આપણા પરમાર્થી સજ્જનો બરોબર રીતે જાણતા નથી, તેથી તેઓની એવી દુર્દશા છે. આપણા બંધુઓની આવી દુર્દશાની વાતો પણ આપણા શ્રીમંતો ન જાણે એ શું ઓછું દુઃખ છે? એ શું આપણા દેશનાં ઓછાં કમભાગ્ય છે? પ્રભુ! પ્રભુ!

## ભીખારીઓથી થતી ખરાબીઓ.

આપણા દેશમાં લાખો ને કરોડો ભીખારીઓ બહુજ દુઃખી છે, માટે તેઓને મદદ કરવી જોઈએ. એટલુંજ નહીં પણ તે ભીખારીઓથી જે ભયંકર ખરાબીઓ થાય છે તે ખરાબીઓ અટકાવવાને ખાતર પણ આપણે તેઓની ઉપર દયા કરવી જોઇએ. કારણ કે ભીખારીઓને લીધેજ આપણા દેશમાં ઘણી જાતના વહેમો, રોગો અને ઘણી જાતની નીચતા ફેલાય છે અને ભીખારીઓને લીધેજ ઘણી જાતના ગુન્હાઓ થાય છે. કેમકે ભીખારીઓ ભીખ માગવા શિવાય બાકીના બધા વખતમાં સાવ નવરા હોય છે, તેથી તેઓનો એ ફુરસદનો વખત ગપ્પાં મારવામાં, અંદર અંદર લડવામાં, હલકા પ્રકારના પ્રપંચો કરવામાં અને એવીજ જાતની બીજી ખરાબીઓ કરવામાંજ જાય છે. કારણ કે તેઓને જ્ઞાન, સારી સોબત અને સારાં કામો કરવાનાં સાધનો હોતાં નથી અને કંગાલીયતને લીધે આગળ વધવાની તેઓની ઇચ્છા દબાઇ ગયેલી કે મરી ગયેલી હોય છે, તેથી તેઓ એવી અધમતામાંજ પડયા રહે છે; અને તેઓ દરરોજ વધારે ને વધારે સાંકડા વિચારના, સ્વાર્થી વિચારના અને રોગી તથા કંગાલ

બનતા જાય છે. એટલુંજ નહીં પણ જુદા જુદા રોગવાળાઓને રહે-વાની કે ખાવા પીવાની જુદી જુદી સગવડો ન હોવાથી તેઓ પોત પોતાની અંદર બહુ છુટથી ભળે હળે છે અને એક બીજાનું એઠું ખાય છે, તથા શરીરના સુખાકારીના નિયમો તેઓ જાણતા નથી; તેથી ચેપીરોગવાળાઓની સાથે પણ તેઓ બહુ છુટથી સંબંધ રાખે છે. તેઓમાં એકદમ ઘણી જાતના રોગો ફેલાઇ જાય છે અને એથીજ આપણે જોઇએ છીએ કે કોલેરા, મરકી, શીતળા વિગેરે ઘણી જાતના રોગોમાં ગરીબોનો ખાસ મરો થાય છે અને આ બધા ગરીબો હમેશાં કોઇને કોઇ રીતે બીજાં માણસોના સંબંધમાં આવ્યા કરે છે. કારણકે ભીખ માગવા સારૂ ગામડાંઓમાં તથા શહેરોમાં ઘેરે ઘેરે તેઓ ભટકયા કરે છે, તેથી સાધારણ લોકોની ઉપર તેઓની ઘણી અસર થાય છે. આથીજ ધીરે ધીરે તેઓના વહેમો, તેઓના હલકી જાતના વિચારો, તેઓની કપોળ કલ્પિત વાતો, તેઓના હલકી જાતના સ્વાર્થો, તેઓના શરીરની તથા મનની મલિનતા અને તેઓના ભયંકર રોગો પ્રજામાં ફેલાય છે. માટે આવું ન થાય તે સારૂ આપણે ગરીબોને મદદ કરવી જોઇએ અને તેઓને દુઃખમાંથી છોડાવવા જોઇએ, તેમજ તેઓને લીધે જાણ્યે અજાણ્યે આપણી ઉપર આવી પડતાં દુઃખોમાંથી બચવાની પણ આપણે કોશિશ કરવી જોઇએ. અફસોસ કે હજી સુધી આપણા દેશના ભલા માણસોને પણ આ વાતો જેવી જોઇએ તેવી રીતે બરોબર સુઝતી નથી. એ દુઃખ શું થોડું છે ?

## જુદી જુદી જાતના ભીખારીઓ માટે જુદાં જુદાં આશ્રમો સ્થાપવાં જોઇએ.

બધી જાતના ભીખારીઓ સાથે સાથે રહેવાથી ઉપર મુજબ એક બીજામાં રોગો ફેલાય છે અને એક બીજાની બુરી અસરો એક

બીજાને પહોંચે છે. એટલુંજ નહીં પણ બધા ભીખારીઓ સાથે હોવાથી તેઓની સંખ્યા એટલી બધી મોટી દેખાય છે કે એ જોઇને તેઓને મદદ કરવાની બાબતમાં તથા સુધારવાની બાબતમાં લોકો હારી જાય છે. તેઓને એમ લાગી જાય છે કે, આમાં કાંઇ આપણી નજર પહોંચી શકે તેમ નથી. એમ ધારીને જે કાંઇક કરી શકે એવા સારા માણસો હોય તેઓ પણ કાંઇ કરતા નથી. એટલુંજ નહીં પણ ઘણા માણસોની દયા કરવાની રીતિ પણ જુદી જુદી હોય છે. જેમકે કોઇને રક્તપીતિયાંઓ ઉપર દયા આવે છે, કોઇને આંધળાઓની ઉપર દયા આવે છે, કોઇને અનાથ બાળકોની દયા લાગે છે, કોઇને નિરાધાર થઇ પડેલી લાચાર સ્ત્રીઓની દયા લાગે છે, કોઇને ધંધા વિના રખડતા જુવાન માણસોની દયા લાગે છે કોઇને રોગીઓની દયા આવે છે અને એ શિવાયનાં બીજાં ઘણાં ભીખારીઓ તેઓને ગમતાં નથી; તેથી જે જાતના ભીખારીઓની તેઓને દયા લાગતી હોય તે જાતનાં ભીખારીઓનેજ તેઓ કાંઇક મદદ કરવા ઇચ્છે છે, પણ એ શિવાયનાં બીજાં ભીખારીને તેઓ મદદ કરવા ચ્હાતા નથી. પણ પોતાના વિચાર મુજબના ભીખારીઓનાં ખાતાં જુદાં જુદાં ન હોવાથી અને બધા ભીખારીઓ સેળભેળ હોવાથી તેઓ મદદ કરતા અટકી પડે છે. માટે આમ ન થાય તે સારૂ દેશના બધી જાતના ભીખારીઓ સારૂ દરેક મોટા શહેરોમાં જુદા જુદા આશ્રમો બનાવવા જોઇએ. જેમકે, આંધળાંઓને માટેનાં ખાતાં જુદાં હોવાં જોઇએ, તેમાં દેશના બધા ભાગમાંથી આંધળાં ભીખારીઓને ભેગાં કરી રાખવાં જોઇએ અને એ ખાતાના પેટામાં અંધ વિદ્યાર્થિઓનું ખાતું જુદું, અંધ અશક્તોનું ખાતું જુદું, કોઇ પણ જાતનાં કામકાજો કરી શકે તેવા અંધ જુવાનિયાઓનું ખાતું જુદું અને અંધ સ્ત્રીઓનું ખાતું જુદું રાખવું જોઇએ.

આવીજ રીતે રક્તપિતીયાંઓ માટેનાં ખાતાં થવાં જોઇએ. લાંબા વખતના રોગીઓ માટે તથા અસાધ્ય રોગીઓ માટેનાં ખાતાંઓ જુદાં થવાં જોઇએ. લૂલાં લંગડાં માટેનાં જુદાં ખાતાં થવાં જોઇએ. બ્હેરાં મુંગાં માટેનાં આશ્રમો થવાં જોઇએ. નિરાધાર અશક્ત વૃધ્ધોને રાખવાનાં આશ્રમો ખોલવાં જોઇએ. માબાપ વગરનાં બાળકો માટે અનાથાશ્રમો કાઢવાં જોઇએ. નિરાધાર થઇ પડેલી દુઃખી વિધવાઓને મદદ કરવાને આશ્રમો સ્થાપવાં જોઇએ. એ આશ્રમમાં જેઓ કામ કરી શકે તેઓને કામ આપવું જોઇએ. જેઓ પરમાર્થને અર્થે પોતાની જીંદગી ગાળવા ઇચ્છે તેઓને એવી જાતની સગવડો કરી આપવી જોઇએ. જેઓ ધર્મનું જ્ઞાન મેળવવા ઇચ્છે ને ભક્તિ કરવામાંજ પોતાની જીંદગી અર્પણ કરે તેઓને એ જાતની સગવડો કરી આપવી જોઇએ. જેઓ પુનર્જન્મ કરવા ઇચ્છે તેઓને એ જાતની સગવડો કરી આપવી જોઇએ અને જેઓથી એવું કાંઇ પણ ન બની શકે એવું હોય તેઓને મફત મદદ કરવી જોઇએ. આ સિવાય સાધારણ પ્રકારના રોગીઓ માટે જુદી જુદી જાતની ધર્માદા ઇસ્પીતાલો કાઢવી જોઇએ અને બીન રોજગાર માણસોને રોજી અપાવવા એક જુદુંજ ખાતું ખોલવું જોઇએ. જ્યાં સુધી કામ ન મળે ત્યાં સુધી બીન રોજગાર ભીખારીઓને ખાવા પીવાનું તથા સૂવા બેસવાનું પૂરૂં પાડવું જોઇએ. આ ખાતાંવાળાઓએ દેશના જુદા જુદા ધંધા રોજગારનાં મંડળો સાથે સંબંધ રાખવો જોઇએ કે જેથી કરીને જુદાં જુદાં ખાતાંઓમાં બીન રોજગાર ભીખારીયોને ગોઠવી શકાય. જેમ કે સ્વદેશી હીલચાલને લીધે અમદાવાદમાં મીલો વધતી જાય છે, તેથી ત્યાં મજૂરોની તાણ પડે છે અને ચાર વરસ પહેલાં જે મજૂરી મળતી તે કરતાં હાલમાં દોઢી મજૂરી આપે છે તો પણ મજૂરો મળતા નથી. અમદાવાદમાં જ્યારે આ

પ્રમાણે છે ત્યારે દેશના બીજા ભાગોમાં જયાં સારો વરસાદ ન પડયો હોય ત્યાં લોકો ભૂખે મરે છે અને ત્યાંના મજૂરોને કામ ન મળવાથી તેઓ બીન રોજગાર થઇને રખડે છે અને પરમાર્થીઓ ઉપર અથવા રાજ્ય ઉપર બોજારૂપ થઇ પડે છે પણ જો આવી રીતે જયાં મજૂરોની જરૂર હોય ત્યાં તેઓને મોકલવામાં આવે તો એથી દેશના ઉદ્યોગોને ફાયદો થાય અને તે મજુરોને પણ ફાયદો થાય. પણ આપણા દેશના મજૂરો અજ્ઞાન હોવાથી કયે ઠેકાણે રોજી મળી શકે એમ છે તે જાણતા નથી, પણ જો કોઇ આવી પરમાર્થી મંડળી તેઓને ખરી હકીકત સમજાવે અને કામ અપાવે તો તેઓ દેશના કોઇ પણ ભાગમાં જવાને તૈયાર હોય છે. માટે બીન રોજગાર ભીખારીઓને કામ આપવાનું ખાતું ખોલવું જોઇએ. જો આવી રીતે જુદાં જુદાં ખાતાંઓ નીકળે ને ભીખારીઓના વિભાગ પડી જાય તો દરેક ખાતાંઓ માટે કામ કરનારા જુદા જુદા પરમાર્થીઓ નીકળે, કારણ કે કોઇ માણસને રકતપિતીયાંઓને જોઇને ત્રાસ છુટે છે પણ આંધળાંઓની સેવા કરવી ગમે છે; કોઇ માણસ બાયડીઓથી બ્હીએ છે પણ બાળકોને ચ્હાય છે અને કોઇ માણસો રોગીઓથી ડરે છે પણ બીન રોજગારવાળાઓની સેવા કરવા તૈયાર હોય છે. આવી રીતે જુદાં જુદાં માણુસોનાં જુદાં જુદાં અંગ હોય છે. માટે જો આવી રીતે ભીખારીઓના વિભાગો પાડવામાં આવે તો તેઓને પોતાને અને દેશને ઘણોજ ફાયદો થાય. કારણ કે એથી તેઓનો મોટો ભાગ ધંધો કરતાં શીખે, એથી તેઓનો મોટો ભાગ સારી ચાલ ચલગત રાખતાં શીખે, એથી તેઓમાંથી કેટલાક માણસો ઇશ્વર ઉપર તથા ધર્મ ઉપર પ્રેમ રાખતાં શીખે અને તેથી તેઓનો મોટો ભાગ ઘણી જાતનાં દુઃખોમાંથી તથા રોગોમાંથી છુટે, પણ અફસોસ કે આ બધું કરવાવાળા સજ્જનો ક્યાં છે ? આપણા બંધુઓની આવી માઠી

સ્થિતિ હોય ને તેઓને માટે આટલું બધું કરવાનું હોય છતાં આજના સુધરેલા જમાનામાં પણ હજી સુધી તેઓને માટે હજારમા ભાગનું કામ પણ થાય નહીં. એ દુઃખ શું થોડું છે ?

## આપણા દેશમાં દારૂથી થતી ખરાબી.

અસલના વખતમાં આપણા લોકો દારૂને બહુજ ખરાબ સમજતા હતા. એટલુંજ નહીં પણ જે જગ્યાએ દારૂનું ટીપું પડ્યું તે જગ્યાને તથા તે વાસણને પણ બાળી નાખવું જોઇએ એમ શાસ્ત્રનો હુકમ કરેલો છે. જે માણસ દારૂ પીએ તે જો એ પાપમાંથી છુટવા ઇચ્છતો હોય તો પશ્ચાતાપ તરીકે સીસાને ઊકાળીને તેનો ધગધગતો રસ તેણે પી જવો જોઇએ. આવી રીતે ધર્મશાસ્ત્રમાં લખેલું છે અને તે માન્યતા ઉંચ વર્ણના લોકોમાં બહુ મજબૂતીથી ઠસી ગઇ હતી; તેથી કોઇ પણ માણસો દારૂ પીતા નહતા. માત્ર કોઇ કોઇ વામમાર્ગીઓ ધર્મની ક્રીયા નિમિત્તે બહુજ છુપી રીતે ક્વચિત્ દારૂ પીતા હતા અને તે દારૂ પણ બહુ નરમ પ્રકારનો હતો; કારણ કે તેઓને યુરોપીયનોના બ્રાન્ડી ને વ્હીસ્કી જેવા જલદ દારૂઓ બનાવતાં આવડતું ન હતું. જ્યારથી અંગ્રેજ સરકારનું રાજ થયું ત્યારથીજ દારૂના વેપારને ઉત્તેજન મળવા લાગ્યું, તેથી આપણા પવિત્ર દેશમાં હિંદુ મુસલમાન બંનેને અણગમતો ધર્મ ભ્રષ્ટ કરનારો અપવિત્ર પરદેશી દારૂ આવવા લાગ્યો અને દારૂનાં પીઠાંઓ વધવા લાગ્યાં; તેથી આપણા વર્ગના ગરીબ લોકોમાં દરરોજ દારૂનું વ્યસન વધતું જાય છે અને પરદેશી દારૂનો ઉપયોગ પણ બહુજ વધતો જાય છે. દારૂના વેપારમાંથી સને ૧૮૭૫માં સરકારને અઠાવન લાખ રૂપિયા મહેસુલ ઉપજ્યું હતું. તે પછી દર વરસે એ રકમ વધતે વધતે અંગ્રેજ સરકારને હવે દારૂ ઉપરના કરમાંથી ચૌદ પંદર કરોડની આવક થાય છે. હવે વિચાર કરો

કે દારૂ જેવી મહાન અપવિત્ર ને ખાના ખરાબી કરનાર કેફી વસ્તુનું અતિશય બૂરૂં વ્યસન આપણા કરોડો બંધુઓમાં દિન પ્રતિદિન વધતું જાય અને આપણા ગરીબડા દેશમાંથી આપણી ખરી કમાણીના આટલા બધા પૈસા દારૂ જેવી બૂરી ચીજ પાછળ ચાલ્યા જાય એ દુઃખ શું થોડું છે ?

માત્ર એકજ વરસમાં જ્યારે આટલા બધા રૂપિયા તો સરકારની જકાતનાજ થયા ત્યારે દારૂ પાછળ લોકોએ કુલ કેટલા બધા રૂપીઆ ગુમાવ્યા હશે ? એ જરા ખ્યાલ તો કરો ? પવિત્ર ભારતભૂમિમાં અને સદાય દારૂનો તિરસ્કાર કરનાર ઉત્તમ આર્યલોકમાં એટલું બધું દારૂનું વ્યસન ફેલાતું જાય અને તેમ છતાં આપણને ત્રાસ લાગે નહીં, આપણી આંખો ઉઘડે નહીં અને એના આપણે કાંઇ ઉપાય કરીએ નહીં એ દુઃખ શું થોડું છે ? હવે એ જુઓ કે જે લોકોમાં એટલો બધો દારૂ પીવાતો હોય તે દારૂડીઆના કેવા બૂરા હાલ હોય, તેનાં દુઃખો કેવાં ત્રાસદાયક હોય, તેનો ઘરસંસાર કેવો ખરાબ હોય, તેનામાં કેટલા બધા રોગો હોય, તે લોકોમાં કેટલા બધા લડાઇ ટંટા હોય, તે લોકોમાં કેટલું બધું દીવાનાપણું હોય અને તે લોકોમાં કેટલા બધા આપઘાતો થતા હોય તથા એ લોકો કેટલા બધા વગર મોતે મરતા હોય એ જરા ખ્યાલ તો કરો ? તેમ છતાં તમે કહો છો કે આપણા લોકો દુઃખ ખમી જાણતા નથી !

## આ બધું કરવું કયાંથી ?

હવે સવાલ એ ઉઠે છે કે આ બધું કરવું કયાંથી ? આમ કરવું જોઇએ ને તેમ કરવું જોઈએ એમ કહી જવું બહુ સહેલું છે, પણ એ પ્રમાણે કરવું કયાંથી ? કારણ કે કરી બતાવવામાં તો ઘણો વખત, ઘણા પૈસા, સારા માણસો અને બીજાં ઘણી જાતનાં અનુકૂળ

સાધનો જોઇએ છે. એ બધાં જોઇતાં સાધનો આપણી પાસે ક્યાં છે ? આ સવાલ વ્યાજબી છે, પણ જો જરા વધારે ઉંડા ઉતરીને વિચાર કરીએ તો એનો પણ ખુલાસો થઈ શકે એમ છે. કારણ કે હાલમાં આપણી આટલી બધી ગરીબાઇ વચ્ચે પણ જ્યારે આપણી મદદથી છ કરોડ ભીખારીઓ નભી શકે છે ત્યારે જો લાગણીથી કામ લેવામાં આવે તો થોડાજ વખતમાં અરધો અરધ (ત્રણ કરોડ) ભીખારીઓ ઓછા થઈ જાય; અને જો ત્રણ કરોડ માણસો કામ કરતા થઇ જાય તો તેઓની મહેનતથી દેશને કેટલો બધો ફાયદો થાય એ જરા ખ્યાલ તો કરો ? યાદ રાખજો કે જ્યારે આવી રીતે સમજીને જમાનાને અનુસરતી રીતે કામ લેવામાં આવશે ત્યારે હમણાં જે માણસો એવાં કામોમાં મદદ નથી કરતા તે લોકો પણ ખાસ ચાહીને આવાં પરમાર્થનાં ખાતાંઓમાં મદદ કરશે. એ શિવાય હાલમાં જે ધર્મશાળાઓ, જે સદાવતો, જે પાંજરાપોળો અને જે મંદિરોનો ઉપયોગ થાય છે તે મટીને તેને બદલે એ બધાં ખાતાંઓ આવી જાતના પરમાર્થના ઉપયોગમાં વાપરી શકાશે. તેથી થોડી મહેનતે ઘણું કામ થઈ શકશે અને જે સદાવતોનો હાલમાં તદ્દન મરતાનીઆઓ લાભ લઇ જાય છે તેને બદલે ખરેખરા લાચારોને એ લાભ મળી શકશે. એ શિવાય મુઠી ફંડ, પૈસા ફંડ, તહેવારોને નિમિત્તે થતાં ફંડો અને ઘેરે ઘેરથી રોટલા ઉઘરાવનારી મંડળીઓ નીકળશે અને તે બધાં મંડળો પણ આવાં ખાતાંઓને બહુ મદદ કરશે. એટલે એવાં ખાતાંઓને જરૂર જેટલી મદદ બહુ સહેલાઇથી મળી શકશે એમાં શક નથી. કારણ કે ઇશ્વર એવો દયાળુ છે કે એવાં કામોમાં ગમે ત્યાંથી મદદ મોકલી આપે છે. યાદ રાખજો કે જે ખરેખરાં દયાનાં કામો હોય અને જે નિઃસ્વાર્થી પણે પ્રભુપ્રીત્યર્થે થતાં હોય તેઓને મદદ મળ્યા વિના રહેજ નહીં. મહા-

લોકો કહે છે કે, જે દયાનાં કામો છે તે પ્રભુનાં કામો છે અને જે પ્રભુનાં કામો છે તે પ્રભુ પોતેજ અણધારી રીતે પૂરાં કરે છે; માટે જો કામ કરવાવાળાં માણસો હોય, પ્રભુપ્રીત્યર્થે કામ કરવાનું હોય અને સાદી સમજ વાપરીને કામ લેતાં આવડતું હોય તો યાદ રાખજો કે કદી પણ પૈસાની ખોટ પડવાની નથી.

ભાઇ ! અત્યારે દરેક બાબતમાં આપણા લોકોની આવી દુર્દશા છે. આપણા કરોડો બંધુઓ અતિશય દુઃખી થાય છે છતાં પણ આપણને હજી સુધી ખરેખરી લાગણીથી કાંઇ પણ ભલાં કામો કરવાનું સૂઝતું નથી, એ શું થોડું દુઃખ છે ? અને તેમ છતાં તમે કહો છો કે આપણા લોકો દુઃખ ખમી શકતા નથી ! એ તે તમારી જોવાની આંખો કેવી ! ત્યારે શું દુઃખનાં તે ઝાડ ઉગતાં હશે કે દુઃખના તે ડુંગર થતા હશે ! એમ કહી એક ગંભીર નિશ્વાસ નાંખી પારેખ ચૂપ રહ્યા.

## આપણા ઘરની અંદરનાં દુઃખો.

ત્યારે ત્રિવેદીએ કહ્યું કે, ભાઇ, આ બધાં દુઃખો હું જાણું છું. એટલુંજ નહીં પણ આ શિવાય બીજાં સેંકડો પ્રકારનાં દુઃખો છે તે પણ હું જાણુંછું. જેમકે બાયડી મૂર્ખ હોય તેથી પોતાના માબાપમાં ને પોતાનાં છોકરાંમાંજ સર્વસ્વ માની બેઠી હોય, ખરાબ રિવાજોને જડની પેઠે વળગી રહેવામાંજ ડહાપણ સમજતી હોય અને પતિ મોટો વિદ્વાન હોય તેથી ભાત ભાતના દિવ્ય સંકલ્પોની સૃષ્ટિમાં રમતો હોય અને वसुधैव कुटुम्बकम् એમ સમજીને એ પ્રમાણે વર્તવા ચ્હાતો હોય; પણ વાત વાતમાં પેલી મૂર્ખી આડી આવ્યા કરતી હોય, એ દુઃખ શું થોડું છે ? મા મરજાદી હોય તેથી તે છાંટાવી છોવાઇ જતી હોય અને દીકરો એવા વધારે પડતા વ્હેમોનો દુશ્મન

હોય, એ દુઃખ શું ઓછું છે? બાપ સરકારી નોકરીમાં હોય તેથી અમલદારોની ખુશામતો કરવાના સ્વભાવવાળો થઇ ગયો હોય અને દીકરો પ્રજામતની તરફેણનો હોય તેથી રાજ્યની ભૂલો માટે તેની વિરૂદ્ધમાં ભાષણો આપતો હોય; બાપ દીકરા વચ્ચે આવું બીયાબારૂં હોય એ દુઃખ શું ઓછું છે? બાપનો વેપાર પરદેશી હોય તેથી તે પરદેશી માલ ખપાવવાની કોશિશ કરતો હોય અને દીકરાએ પરદેશી માલ બૅાયકોટ કર્યો હોય, એટલુંજ નહીં પણ પરદેશી માલ તજી દેવાની સૌને ભલામણ કરતો હોય તેથી સ્વાર્થી સ્વભાવના બાપ સાથે વારંવાર લુલ્લડો થતાં હોય, એ દુઃખ શું થોડું છે? વેપારમાં, નોકરીમાં, આ પ્રમાણે રિવાજોમાં, કાયદાઓમાં અને ધર્મના વિચારો તથા ક્રિયાઓમાં સારા સારા માણસોને પણ પોતાના અંતઃકરણના વિચારોને દાબી દઇને વર્તવું પડે, એ દુઃખ શું થોડું છે? અંતરનો ને બહારનો ધર્મ એકજ હોય તેનુંજ નામ ધર્મ કહેવાય છે, પણ આપણા દેશમાં ખરાબ સંજોગોને લીધે તથા આપણી નબળાઇને લીધે અંતરનો ને બહારનો જૂદો ધર્મ રાખવો પડે, એ દુઃખ શું થોડું છે? વિદ્યા ભણાવનારા ગુરૂઓ સાંકડા વિચારના હોય, તેથી ઉન્નતિના દરેક વિચારોમાં વિદ્યાર્થીઓની આડે આવતા હોય અને આગળ વધેલા વિદ્યાર્થીઓ જમાનાના જોસમાં તણાતા હોય, તેથી તેઓની વચ્ચે વારંવાર મતભેદ થતો હોય અને ગુરૂજીના ઘર ઉપર નળીયાં ફેંકાતાં હોય, એ દુઃખ શું થોડું છે? ધર્મગુરૂઓ ધરાર પોલમપોલ ચલાવતા હોય અને તેમ છતાં સમજદાર માણસોને પણ લોકલાજે કે કુટુંબના દબાણથી અથવા એવાંજ બીજાં કાંઇ કારણસર તેઓને સારા કહેવા પડે અને તેઓની મદદમાં રહેવું પડે, એ દુઃખ શું થોડું છે? ગરીબ બાળરાંડો ઉપર, કન્યાવિક્રયને લીધે થતાં કજોડાં ઉપર તથા પશુઓની હિંસા થાય છે તે બાબતોમાં આપણને બહુ દયા આવે

છતાં પણ રિવાજોની અડચણોને લીધે, કાયદાઓની અડચણોને લીધે તથા આપણી નબળાઇને લીધે આપણે કાંઇ કરી શકીએ નહીં ને એ બધું જોઇ જોઇને અંતરમાંથી બળ્યા કરીએ, એ દુઃખ શું થોડું છે ?

## આપણે દુઃખો ભોગવીએ છીએ તેનાં કારણો.

ભાઇ, યાદ રાખજો કે આવાં આવાં તો હજારો જાતનાં દુઃખો છે અને તે કાંઈ પાંચ પચીસ માણસોને નહીં, પણ લાખો-કરોડો માણસોને એવાં દુઃખો છે અને એ બધાં દુઃખો આપણે બહુ દયાજનક રીતે ભોગવીએ છીએ. એ બધાં દુઃખો આપણે આપણા શરીરની, મનની તથા બુદ્ધિની નબળાઈને લીધે ભોગવીએ છીએ. એ બધાં દુઃખો આપણે આપણા ચાલતા આવેલા રિવાજોને ખાતર, આપણા પરાધિનપણાને લીધે અને આપણામાં ઘૂસી ગયેલા ઘણી જાતના મૂર્ખાઇ ભરેલા વહેમોને ખાતર ભોગવીએ છીએ. એ બધાં દુઃખો બહાદૂરીની ખામીથી આપણામાં જે બાયલાપણું આવી ગયું છે તેને લીધે, અજ્ઞાનપણાને લીધે, ખોટા અભિમાનને લીધે, કોઇ કોઈ જાતની હઠીલાઇને લીધે, લોભને લીધે અને દુઃખોની સામે થવાનું આપણામાં બળ ન હોવાને લીધે ભોગવીએ છીએ. કેટલીક સગવડો ભોગવવા સારૂ પણ આપણે કેટલીક જાતનાં દુઃખો ખમીએ છીએ. સગવડ ન હોય તોપણ બાપદાદાની આબરૂ સારૂ આપણે તણાઇ મરીએ છીએ, તેથી કેટલીક જાતનાં દુઃખો ખમીએ છીએ અને મારા નશિબમાં લખ્યું હશે તેથી આ દુઃખ હું ભોગવું છું, એમ માની લઇને પણ ઘણી જાતનાં દુઃખો આપણે ભોગવીએ છીએ. વંશપરંપરાના સંસ્કારોને લીધે અનેક જાતનાં દુઃખો ખમવાની આપણને ટેવ પડી જવાથી બુઠ્ઠી થઇ ગયેલી લાગણીઓને લીધે ઘણી

જાતનાં દુઃખો આપણને દુઃખો જેવાં લાગતાં નથી. પણ યાદ રાખજો કે આવી ફરજિયાત રીતે દુઃખો ભોગવીએ તેમાં કાંઇ વળે નહીં. કારણ કે એ તો લાચારીનું ફળ છે, એ તો નબળાઇનું, અજ્ઞાનનું અને સ્વાર્થનું ફળ છે, માટે એવાં દુઃખો ભોગવવાથી કાંઇ વળે નહીં. એથી તો ઉલટી પોતાની અને દેશની વધારે ખરાબી થાય. કારણ કે હજારો જાતનાં દુઃખો આપણને ભોગવવાં પડે છે એ વાત સાચી, પણ આપણી નબળાઇને લીધે તથા આજુબાજુના સંજોગોને લીધેજ આપણે એ દુઃખો ભોગવીએ છીએ. માટે એવી રીતે પોતાના સ્વાર્થ કે નબળાઇને લીધે હજારો વરસ સુધી રીબાયા કરીએ એમાં કાંઈ વળે નહીં. જો શુભેચ્છા રાખીને ઇરાદાપૂર્વક સમજી સમજીને પ્રભુપ્રીત્યર્થે દુઃખો ભોગવતાં શીખીએ તોજ આપણું તથા આપણા દેશનું કલ્યાણ થાય.

## હવે તો આપણે આપણા દેશનું ભલું કરવા સારૂ ખાસ ચાહીને દુઃખો ભોગવતાં શીખવું જોઇએ.

હવે તો આપણે આપણા દુઃખીયારા બંધુઓને ઘણી જાતનાં દુઃખોમાંથી છોડાવવા સારૂ આકરી પ્રતિજ્ઞાઓ લઇને ઇરાદાપૂર્વક દુઃખો સહન કરવાં જોઇએ. હવે તો આપણે આપણા ધર્મના રક્ષણ સારૂ હિંમત રાખીને તથા સત્ય સમજીને અસલના મહાત્માઓની પેઠે મહાભારત દુઃખો સહન કરવાં જોઇએ. હવે તો આપણે આપણી ભવિષ્યની પ્રજાના કલ્યાણ સારૂ આપણા સ્વાર્થનો ભોગ આપતાં શીખવું જોઇએ અને હવે તો આપણે આ સંસારમાંજ સ્વર્ગ લાવવા સારૂ તથા આ જીંદગીમાંજ સ્વર્ગ ભોગવવા સારૂ આપણે દુઃખ ખમતાં શીખવું જોઇએ. જ્યારે એવી જાતના વિચારોથી અને એવી જાતની લાગણીથી આપણે દુઃખ ખમવા તૈયાર થઇશું અને જ્યારે

આપણા દેશમાં હજારો માણસોને એવી રીતે દુઃખ ખમતાં આવડશે ત્યારેજ આપણા દેશનો ઉદ્ધાર થશે, ત્યારેજ આપણા આત્માનું કલ્યાણ થશે. માટે હવે તો શુભેચ્છાથી ઇરાદાપૂર્વક પ્રભુપ્રીત્યર્થે દુઃખ ભોગવતાં શીખો. જેમકે,

## ખુશીથી ભોગવવાનાં દુઃખો.

સંસાર સુધારાનાં કામો કરીએ પણ એ કામો નાતીલાઓને પસંદ ન હોય તેથી તેઓ નાત બહાર મૂકે. નાત બહાર થઇને જે દુઃખો આવી પડે તે ભોગવવાં જોઇએ. બાપ જૂના વિચારનો અને રાજ્યપક્ષનો હોય અને દીકરો આગળ વધેલા નવિન વિચારોને શિરોમાન્ય કરનારો હોય, તેથી બાપ પોતાના વારસામાંથી તેને બાતલ કરે તો દેશના કલ્યાણ સારૂ પોતાના બાપનો વારસો છોડી દેવો જોઇએ. પ્રજાને જાગૃત કરવા સારૂ હિંમત રાખીને રાજ્યના તથા પ્રજાના ભલા સારૂ સાચી વાતો ખુલ્લી રીતે કહેવી જોઇએ અને એમ કરતાં કેટલાક અમલદારોની પાછળ હઠાવનારી રાજનીતિને લીધે કેદમાં જવું પડે તોપણ કબૂલ કરવું જોઇએ. ધર્મની બાબતમાં જે જે પોલ ચાલતી હોય તે પોલની સામે થવામાં કુટુંબ તરફથી, નાત-જાત તરફથી, તથા ધર્મગુરૂઓ તરફથી જે જે અડચણો આવી પડે તે અડચણો ખાસ ચાહીને સહન કરવી જોઇએ અને બીજાઓને માટે સત્યનો રસ્તો ખુલ્લો કરવો જોઇએ. દેશના ધંધા રોજગાર વધારવા સારૂ સ્વદેશી વસ્તુઓ વાપરવાનો ઠરાવ કરવો જોઇએ અને સ્વદેશી વસ્તુઓ મેળવતાં જે જે મુશ્કેલીઓ પડે તે ખમવી જોઇએ. કદી કોઇ ચીજ ન મળતી હોય તો એ ચીજ વિના ચલાવી લેતાં શીખવું જોઇએ. કારણ કે પરદેશી ચીજોના પૈસા પરદેશમાં ચાલ્યા જાય છે. એટલુંજ નહીં પણ પરદેશી ચીજો વાપરીએ તેટલી

આપણા દેશની ચીજો વપરાતી અટકે છે અને તેથી આપણા દેશના કારીગરો ભૂખ્યે મરે છે; માટે સ્વદેશી કપડું જરા રંગમાં ઉતરતું હોય, બારિક કુમાસનું ન હોય અને દીલ પસંદ ન હોય તોપણ આપણા દેશના ઉદ્યોગોને ટેકો આપવા ખાતર તથા આપણા દેશના કારીગરોને ઉત્તેજન આપવા સારૂ શરૂઆતના વખતમાં એવી ચીજોથી પણ ચલાવી લેતાં શીખવું જોઇએ. આવીજ રીતે પરદેશી વસ્તુઓનો વેપાર કરવામાં વધારે નફો થતો હોય અને સ્વદેશી વસ્તુઓનો વેપાર કરવામાં થોડો લાભ મળતો, હોય તેથી ગરીબ રહેવું પડતું હોય તે પણ પોતાના દેશના કલ્યાણને સારૂ ગરીબ રહેવું પસંદ કરીને પણ સ્વદેશી વસ્તુઓનો વેપાર કરવો જોઇએ. આવી રીતે ઇરાદાપૂર્વક સ્વદેશીમાં થોડા નફા ઉપર રહેવું અને પરદેશી વેપારથી થતા વધારે નફાને લાત મારવી એનુંજ નામ પુરૂષાર્થ છે, એનુંજ નામ દેશહિત છે, એનુંજ નામ કર્ત્તવ્ય છે અને એજ પ્રભુનું વહાલું કામ છે. માં ખાસ ચાહીને એવી જાતનાં દુઃખો ભોગવવાનું અમે કહીએ છીએ મરકી, કૉલેરા વિગેરે રોગોનો ઉપદ્રવ વધી ગયો હોય અને તેથી સાધનો વિનાના ગરીબ લોકોનો મરો થતો હોય અને ઘણી જાતની મદદ વિના તેઓની બહુ દુઃખદાયક સ્થિતિ થતી હોય, એવા વખતમાં પોતાથી બની શકે તેવી તેઓને મદદ કરવી જોઇએ અને પોતાના દેહની દરકાર નહીં રાખતાં એવાં ભયંકર સ્થાનમાં જઇને પોતાના અનાથ બંધુઓની સેવા કરવી જોઇએ. એમ કરતાં કદી મોત આવી જાય તો પણ તેથી દિલગીર ન થવું જોઇએ. દર વરસે લાખો માણસો મરી જાય છે તેમાં આપણો પણ વારો કોઇવાર આવવાનોજ. માટે એવી રીતે મરવું તે કરતાં કોઇની પણ સેવા કરીને મરવું એ લાખો દરજ્જે સારૂં છે, પણ અફસોસ કે એવી હિંમત આપણામાં નથી. એવાં ભલાં કામોની મહાન કિંમત આપણે સમજતા

નથી અને એવાં પ્રભુનાં વહાલાં કામોની મહત્તા આપણે જાણતા નથી; તેથી બુઢ્ઢી ડોશીઓની પેઠે ઘરમાં પડયા રહીને અરરરને ઓય ઓય કરતાં કરતાં મરવાનું પસંદ કરીએ છીએ. આપણા લોકો પોતાના બંધુઓની સેવામાં જીંદગી અર્પણ કરવાની મજા જાણતા નથી અને દેશને અર્થે પ્રાણ આપવામાં જે આનંદ છે તે આનંદ લઈ શકતા નથી, તેથીજ આપણી પોતાની અને આપણા દેશની પાયમાલી થાય છે. માટે હવે તો આપણે આવી જાતનાં દુઃખો ભોગવતાં શીખવું જોઇએ. બંધુઓ! લાચારીને લીધે આપણા નજીવા નજીવા સ્વાર્થનાં દુઃખો તો સેંકડો વરસો થયાં ભોગવીએ છીએ પણ હવે થોડો વખત ઇરાદાપૂર્વક પરમાર્થનાં દુઃખ ખમી તો જુઓ! એની મજા કાંઇ ઓરજ છે.

## સંસાર સુધારા માટે ખુશીથી ખમવાનાં દુઃખો.

દરેક માણસોએ દ્રઢતાથી એવો ઠરાવ કરવો જોઇએ કે જ્યાં સુધી અમોને અમારે લાયક સ્ત્રી નહીં મળે ત્યાં સુધી અમે પરણીશું નહીં અને સ્ત્રીઓએ પણ એવો ઠરાવ કરવો જોઇએ કે જયાં સુધી અમને અમારે લાયક વર મળે નહીં ત્યાં સુધી અમે પરણીશું નહીં. લાયક કન્યા તથા લાયક વર મેળવવા માટે અમે અમારી નાતજાતનાં નાનાં કુંડાળાંમાં પડયા રહીશું નહીં, પણ અમારા આચાર સાથે, અમારા વિચાર સાથે, અમારા અભ્યાસ સાથે, અમારા ધંધા સાથે, અમારી ટેવો સાથે અને અમારી લાગણીઓ તથા અમારી ઇચ્છાઓ સાથે મળતાપણું આવતું હશે તેઓની સાથેજ અમે લગ્ન કરીશું. એવું માણસ ગમે તે દેશનું કે ગમે તે નાતનું હોય તોપણ અમને કાંઇ અડચણ નથી. કારણ કે અમારે અમારા સુખ સારૂ લગ્ન કરવાનું છે, અમારે અમારી જીંદગી સુધારવા સારૂ લગ્ન

કરવાનું છે, અમારે અમારા દેશના કલ્યાણ સારૂ લગ્ન કરવાનું છે, અમારે જગતમાં આગળ વધવા સારૂ અમારૂં લગ્ન કરવાનું છે અને અમે બંને હમણાં અધુરાં અધુરાં છીએ તે અધુરાપણું મટી જાય ને પૂર્ણ બનીએ તે સારૂ અમારે લગ્ન કરવાનું છે. માટે જ્યાંથી એવી લાયક સ્ત્રી મળે ત્યાંથી લાવવા અમે ખુશી છીએ. કારણ કે હવે અમારી આંખો ઉઘડી છે તેથી હવે અમે રિવાજોની ગુલામગીરીમાં બંધાઇ રહેવાના નથી. હવે અમારી આંખો ઉઘડી છે તેથી જૂના વિચારનાં થોડાંક સગાંઓને રાજી રાખવા સારૂ અમે અમારી જીંદગી બગાડવાના નથી. હવે અમારી આંખો ઉઘડી છે તેથી હવે અમે પાંચ પચાસ ઘરની નાતમાંજ સર્વસ્વ માની લઇએ તેમ નથી અને હવે અમારી આંખો ઉઘડી છે તેથી અમારી મરજી વિરૂદ્ધનાં કજોડાં કરીએ તેમ નથી; પણ હવે તો દેશના હિતને ધ્યાનમાં રાખીને, જીંદગીના ઉત્તમ હેતુઓ સમજીને અને ભવિષ્યની પ્રજાના ભલા સામે જોઇને અમે અમારાં લગ્ન કરવા ઇચ્છીએ છીએ. માટે અમારા વિચાર મુજબની સ્ત્રી મેળવવાની અમે ઇચ્છા રાખીએ છીએ. સ્ત્રીઓએ પણ આવીજ ઉંચી ઇચ્છાઓ રાખવી જોઇએ અને એ ઇચ્છાઓ પાર પાડવામાં જે જે અડચણો આવી પડે તે તે અડચણો ઇરાદાપૂર્વક ધિરજથી સહન કરવી જોઇએ. જો એમ કરીએ તો થોડા વખતમાં ઘણીએ પેટા નાતો ઓછી થઇ જાય. જ્યાં ભોજન વ્યવહાર છે પણ કન્યા વ્યવહાર નથી ત્યાં કન્યા વ્યવહાર થઇ જાય અને નાના નાના મતભેદને લીધે સો બસો વરસમાં જે નાતો જૂદી પડી ગયેલી છે તે નાતો પાછી ફરીથી એક થવા માંડે. માટે હવે તો આપણા કેળવાયલા જુવાન બંધુઓએ ઇરાદાપૂર્વક ખાસ આવી જાતના ઠરાવો કરવા જોઇએ અને એ ઠરાવો પાળતાં જે દુ:ખ ખમવું પડે તે દુ:ખ ખુશીથી સહન કરવું જોઇએ. જ્યારે એમ થશે ત્યારેજ

આપણા દેશનું કલ્યાણ થશે. માટે બંધુઓ! એવી જાતનાં દુઃખો ભોગવતાં શીખો.

## માની શીખામણ.

હવે તો માએ પોતાના દીકરાઓને કહેવું જોઇએ કે, તમે નમાલા રહો તે સારૂ કાંઇ અમે તમારાં ગુમૂતર ધોયાં નથી, તમે બાયલા રહો તે સારૂ કાંઇ અમે તમોને લાડ લડાવ્યાં નથી, તમે ગુલામગીરીમાં બંધાયેલા રહો તે જોવા સારૂ કાંઈ અમે ઇશ્વરની પ્રાર્થનાઓ કરી કરીને તમને મેળવ્યા નથી, તમે આપલ પોપલીયામાં પડયા રહો તે જોવા સારૂ કાંઇ અમે તમારી પાછળ હેરાન થયાં નથી, તમે છળકપટવાળા ને દગાફટકાવાળા થાઓ ને નરકની ટીકીટ લ્યો તે સારૂ કાંઇ અમે તમારો ભાર ઉપાડયો નથી અને તમે પ્રભુથી વિમુખ થાઓ તે સારૂ કાંઇ અમે તમારે માટે અનેક પ્રકારનાં દુઃખો ખમ્યાં નથી; પણ તમે દેશનું કલ્યાણ કરનારા અને તમારી તથા અમારી આબરૂ વધારનારા થાઓ એવી આશાથીજ અમે તમારી તરફનાં ઘણી જાતનાં દુઃખો ભોગવેલાં છે. તમે ઉચ્ચ વિચારવાળા ને સ્વતંત્ર જીંદગી ગાળનારા થાઓ એવી આશામાં અમે આજ સુધી રહેલાં છીએ. તમે મોટા માણસ થાઓ, ભલા માણસ થાઓ અને સત્ય સમજનારા તથા ધર્મના બળવાળા થાઓ એવી આશાથી અમે ભીનામાં સૂઇને તમને સુકામાં સૂવાડેલા છે. તમે ઇશ્વર પરાયણ થઇ તમારી બહોતેર પેઢીઓને તારો તથા અનંતકાળના મોક્ષનો આનંદ મેળવો તે સારૂ અમે તમારી તરફનાં ઘણી જાતનાં દુઃખો ખમ્યાં છીએ. તમે નમાલા થાઓ તે સારૂ કાંઇ અમે અમારી જીંદગી તમારી પાછળ બગાડી નથી. માટે દીકરાઓ! હવે તો તમે ડાહ્યા થાઓ, બહાદુર થાઓ, સ્વતંત્ર વિચારના થાઓ, દુનિયામાં આગળ વધનારા થાઓ, બાપદાદાની આબરૂ વધારનારા થાઓ, ભલાં કામો

કરનારા થાઓ, ધર્મના બળવાળા થાઓ, આપણા બંધુઓની તથા દેશની સેવા કરનારા થાઓ અને ઇશ્વરના! વહાલા થાઓ. દીકરાઓ! ઇશ્વરના વહાલા થાઓ. જ્યારે આમ થશે ત્યારેજ તમારી અને અમારી જીંદગીની સફળતા થશે. દીકરા તમને ઉછેરીને મોટા કરવા સારૂ જેમ અમે ઘણી જાતનાં દુઃખો ભોગવેલાં છે તેમ અમારી ભલી આશાઓ પાર પાડવા સારૂ તમે પણ જરા દુઃખ ભોગવતાં શીખો.

આપણા દેશની અસલની બહાદૂર સ્ત્રીઓ પોતાના પુત્રોને કહેતી કે, દેશને અર્થે તમારાં માથાં આપો. આબરૂ ગયા પછી માથાં શું કામ આવશે ? ગુલામગીરીમાં રહીને જીવવું એ જીવતર શું કામનું ? અને નમાલા રહીને મરવું તે મરણ શું કામનું ? જે મરણ સ્વર્ગ અપાવે તેજ મરણ કામનું છે. માટે દીકરાઓ ! દેશને અર્થે તમારાં માથાં આપો. આવી રીતે આપણા દેશની ડાહી સ્ત્રીઓ પોતાના પુત્રોને સમજાવતી, શીખવતી અને તેઓની પાસેથી માગી લેતી કે, દેશને અર્થે તમે તમારા પ્રાણ આપો. ભાઇ, આજે અમે તમારી પાસેથી પ્રાણ નથી માગતા પણ તમારા પોતાના તથા દેશના કલ્યાણ સારૂ જરા દુઃખ સહન કરો એટલુંજ માગીએ છીએ. શું એ પણ તમારાથી નહીં બને ? જો એટલું પણ ન બને તો પછી દેશનો ઉદ્ધાર કેમ થશે ? જો એટલું પણ ન બને તો તમારી ઉન્નતિ કેમ થશે ? જો એટલું પણ ન બને તો તમે બીજો શો શુકરવાર કરી શકશો ? જો એટલું પણ ન બની શકે તો તમે કેમ આગળ વધી શકશો ? એ જરા વિચાર તો કરો. આવી રીતે માતાઓએ પોતાના પુત્રોને સમજાવવા જોઇએ ને તેઓને પરમાર્થને અર્થે દુઃખ ખમતાં શીખવવું જોઇએ. જ્યારે એમ થશે ત્યારેજ આપણા દેશની ઉન્નતિ થઈ શકશે; માટે જગતમાં આગળ વધવા સારૂ સત્ય રસ્તામાં જે જે દુઃખો આવી પડે તે દુઃખો ભોગવવાનું અમે કહીએ છીએ.

## દેશને અર્થે દુઃખો ખમવાં એજ અત્યારે આપણો ધર્મ છે.

આવીજ રીતે બ્હેનોએ પોતાના ભાઈઓને, સ્ત્રીઓએ પોતાના ધણીઓને તથા દીકરીઓએ પોતાના માબાપોને દુઃખો ખમવા સમજાવવાં જોઈએ. તેઓને એવા આશીર્વાદ દેવા જોઈએ કે, દેશના કલ્યાણ સારૂ જે દુઃખો ભોગવવાં પડે તે દુઃખો ખમવાનું ઇશ્વર તમોને બળ આપો. ટુંકામાં એજ કે દેશની સેવા કરતાં સ્નેહીઓનો વિયોગ થાય તો એ દુઃખ ખમી લેવું; દરિદ્રી રહેવું પડે અને તિરસ્કાર સહન કરવો પડે તો એ દુઃખ ખમી લેવું; દોસ્તો તજી દેય, મંદવાડ આવી પડે અને કદાચ ભીખ માગવી પડે તો તે પણ ભોગવી લેવું; ઘરમાં કજીયો થાય, ભૂખ્યા રહેવું પડે, ઉજાગરા કરવા પડે, સખ્ત મહેનત કરવી પડે તથા બીજી જે કાંઇ હેરાનગતિ ભોગવવી પડે તે ભોગવી લેવું. એટલુંજ નહીં પણ કદી મરવું પડે તો મરવાનું દુઃખ પણ ભોગવી લેવું જોઈએ. ટૂંકામાં એજ કે ગમે તે દુઃખ આવી પડે તોપણ અમારા દેશના કલ્યાણ સારૂ એ દુઃખો ખમવા અમે સૌ તૈયાર છીએ અને એજ અત્યારે અમારો ધર્મ છે એમ સૌ ભાઈ બ્હેનોએ સમજવું જોઇએ. યાદ રાખજો કે જ્યારે આવી રીતે શુભેચ્છાથી ઇરાદાપૂર્વક પ્રભુપ્રીત્યર્થે દુઃખ ખમતાં શીખીશું ત્યારેજ આપણે આગળ વધી શકશું અને ત્યારેજ આપણા દેશનો ઉદ્ધાર થશે.

## દુઃખ ખમવા માટે પ્રભુનો હુકમ.

એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં પ્રભુએ પણ કહેલું છે કે;

**मात्रा स्पर्शास्तु कौन्तेय शीतोष्ण सुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तां स्तितिक्षस्व भारत ॥**

હે અર્જુન ! ઇંદ્રિયોના સંબંધથી ટાઢું, ઉન્હું વિગેરે જે સુખ-

દાયક તથા દુઃખદાયક અસરો થાય તે સુખ અને દુઃખ આવે અને જાય એવા સ્વભાવવાળાં છે અને અનિત્ય છે; માટે તેને તું સહન કર. કારણ કે,

यं हिन व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
सम दुःख सुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥

હે પુરૂષોમાં શ્રેષ્ઠ ! વિષયોના સંબંધથી ઉત્પન્ન થતાં સુખ દુઃખ જેને સમાન છે અને એ સુખ દુઃખ જેને પીડાકારી થતાં નથી તેવો ધીર પુરૂષજ મુક્તિ મેળવી શકે છે.

## પરમાર્થનાં દુઃખો કોણ ખમી શકે ?

બંધુઓ ! તિતિક્ષા સહન કરી શકે તેજ મોક્ષ પામી શકે છે એમ પ્રભુ કહે છે, તેનું કારણ તમે સમજ્યા ? એનું કારણ એજ છે કે જેનામાં હિંમત હોય, જેનામાં આત્મિકબળ હોય, જેનામાં પરમાર્થની લાગણી ખીલેલી હોય અને જેનામાં પ્રભુનો પ્રેમ હોય તેજ માણસ દુઃખ ખમી શકે છે. જેનામાં સાચું જ્ઞાન હોય, જેનામાં દયાની લાગણી ખીલેલી હોય અને જેનામાં જગતના જીવો ઉપરનો પ્રેમ હોય તેજ માણસ દુઃખ ખમી શકે છે. જેનામાં દૃઢતા હોય, જેનામાં સાચી બહાદૂરી હોય. અને જેનામાં પૂરો પુરૂષાર્થ હોય તેજ માણસ દુઃખ ખમી શકે છે. જેમનામાં અતિશય ઉદારતા હોય, જેઓ ઇશ્વરના રસ્તામાં આગળ વધેલા હોય અને જેઓ ખરા જીજ્ઞાસુ હોય તેજ માણસો દુઃખ ખમી શકે છે. જેને મોટામાં મોટા લાભો મેળવવા હોય અને જેનામાં ધર્મનું બળ હોય, તેજ માણસો દુઃખ ખમી શકે છે. જેનામાં આવી જાતની યોગ્યતા હોય તેનો મોક્ષ થાય એમાં નવાઇ શું ? માટે પરમાર્થને અર્થે દુઃખો ખમવાં એમાંજ ખાસ ખુબી છે અને એમાંજ ખરી બહાદૂરી છે. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં પ્રભુએ કહેલું છે કે;—

**शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥**

કામ, ક્રોધ વગેરે વિકારોના વેગને જેઓ શરીર નાશ પામ્યા પહેલાં આ દુનિયામાંજ સહન કરી શકે છે તેજ યોગી છે, તેજ સુખી છે અને તેજ નર છે.

## પરોપકાર અર્થે દુઃખ ખમવું એ દેવ પૂજવા બરાબર છે.

અસલના મહાત્માઓએ પોતાને અનેક પ્રકારની સગવડો હોવા છતાં જગતના કલ્યાણ સારૂ ખાસ ચાહીને પરમાર્થનાં દુઃખો ભોગવેલાં છે. જેમકે, ભગવાન રામચંદ્ર, શ્રીકૃષ્ણ, પ્રલ્હાદ, હરિશ્ચંદ્ર, પાંડવો, બુધ્ધ, શંકરાચાર્ય, ગુરૂ ગોવિંદસિંહ, મહારાણા પ્રતાપસિંહ તથા છત્રપતિ શિવાજી મહારાજ વગેરે મહાપુરૂષોએ દેશને અર્થે અનેક દુઃખો ભોગવેલાં છે. એટલુંજ નહીં પણ સ્વર્ગના રાજા ઇંદ્ર તથા દેવોના દેવ મહાદેવ પણ તપ કર્યા કરે છે ને તિતિક્ષા સહન કરે છે, ત્યારે આપણે આપણા દેશના કલ્યાણ સારૂ થોડાંક દુઃખ ભોગવીએ તો એમાં શું મોટી વાત છે ? મહાત્માઓ કહે છે કે દુઃખ ખમવું એ દેવ પૂજવા બરોબર છે. પણ એ દુઃખ કેવું ? હાલમાં આપણા નમાલાપણાને લીધે આપણે જે દુઃખો ભોગવીએ છીએ તે દુઃખ નહીં, પણ અમે કહીએ છીએ તે રીતે પરમાર્થને અર્થે, ઇરાદાપૂર્વક, બહાદુરીથી જે દુઃખો ખમવામાં આવે તે દુઃખોજ દેવ પૂજવા બરોબર છે. પરમાર્થને અર્થે જે દુઃખો ખમવામાં આવે તેની કિંમત બહુજ મોટી છે. એ વાત બરોબર રીતે આપણે સમજતા નથી તેથીજ આપણે નજીવાં નજીવાં દુઃખોથી પણ ડર્યા કરીએ છીએ. દેશના કલ્યાણ સારૂ પ્રભુપ્રીત્યર્થે ખાસ ચાહીને જે દુઃખો ભોગવવામાં આવે તે

દુઃખો એ દુઃખ નથી પણ સુખ છે. તે દુઃખો દુઃખ નથી પણ અંતરનો દિલાસો અને મહાન તપ છે. તે દુઃખો દુઃખ નથી પણ દેવની પૂજા છે અને જીંદગીની ફરજ છે. તે દુઃખો દુઃખ નથી પણ જીંદગીને ઉત્તમ બનાવવાનો કીમીયો છે. તે દુઃખો દુઃખ નથી પણ ધન, માન, વૈભવ, આરોગ્યતા વગેરે આ દુનિયામાં આપણને જે જે સુખો જોઇએ છે તે બધી જાતનાં સુખ આપનાર કલ્પવૃક્ષ છે. એ દુઃખો દુઃખ નથી પણ આપણા આત્માની તથા આપણા દેશની ઉન્નતિ છે. એ દુઃખો દુઃખ નથી પણ એ તો ધર્મનું તત્ત્વ છે અને એ તો પરમકૃપાળુ પરમાત્માનું વહાલું કામ છે. માટે આપણે ખાસ ચાહીને એવી જાતનાં દુઃખો ભોગવવાં જોઇએ. કારણ કે ઇશ્વરી પ્રેમને આપણી જીંદગીમાં ઉતારવા સારૂ એવી જાતનાં દુઃખો ખમવાની જરૂર છે. એટલુંજ નહીં પણ જ્યાં સુધી એવાં દુઃખો ખમીએ નહીં ત્યાં સુધી ઇશ્વરી પ્રેમ આપણામાં ખીલી શકેજ નહીં અને ઇશ્વિરી પ્રેમ ખીલે નહીં ત્યાં સુધી આપણું કલ્યાણ પણ થઇ શકે નહીં. માટે આપણા કલ્યાણ સારૂ આપણે પ્રભુપ્રીત્યર્થે પરમાર્થનાં દુઃખો ખમતાં શીખવું જોઇએ. એવી જાતનાં દુઃખો ખમવાં એજ ઇશ્વિરી પ્રેમ આપણામાં આવ્યાની કસોટી છે.

## પ્રભુ પ્રેમનો સ્વભાવજ એ છે કે "ચ્હાવું ને સ્હેવું."

યાદ રાખજો કે જેને સ્હેતાં ન આવડે એટલે કે સહન કરતાં ન આવડે, ખમી ખાતાં ન આવડે અને પરમાર્થનાં દુઃખો સહન કરતાં ન આવડે તે માણસ બીજાઓને ચાહી શકેજ નહીં અને આવી રીતે સહન કર્યા વિના જે ચ્હાવાનો ડોળ ધાલે તેને ઢોંગી સમજવાં. કોઇ માણસ પોતાને ધર્મવાળો સમજે પણ બીજાઓનું ભલું કરવા સારૂ તે જો કાંઇ દુઃખ ન ખમતો હોય તો તેને જુઠ્ઠો સમજવો. કારણ કે જે માણસ પોતાને ધર્મવાળો સમજતો હોય તે

માણસે મહાન પરમાત્મા ઉપર પ્રેમ રાખવો જોઇએ અને પ્રેમની નીશાનીજ એ છે કે તેના હુકમો પાળવા જોઇએ. એ હુકમ એજ છે કે, જગતના જીવો કે જે મારાં બાળકો છે તેઓનાં સુખ સારૂ તમે દુઃખો ભોગવી લેતાં શીખો. આમ હોવાથી જેઓ શુભેચ્છાથી દુઃખો ભોગવી શકે નહીં તેઓને હરિજનો સમજવા નહીં. કારણ કે "સ્હાવું ને સ્હેવું" એજ ધર્મનો મુખ્ય સિદ્ધાંત છે. જો આ બે વાતો બરોબર રીતે સમજાય તોજ આપણા આત્માની ઉન્નતિ થઇ શકે અને તોજ આપણે પ્રભુના વહાલા થઇ શકીએ. માટે ઇશ્વર ઉપર પ્રેમ રાખવા સારૂ પ્રથમ આપણે શુભેચ્છાથી દુઃખો ખમતાં શીખવું જોઇએ. કારણ કે પરમાર્થનાં દુઃખો ખમવાં એ દેવ પૂજવા બરાબર છે.

## દુઃખો જેટલાં મોટાં દેખાય છે એટલાં મોટાં તે નથી.

આવી રીતે દુઃખો ખમવાં એ દેવ પૂજવા બરોબર છે. એટલુંજ નહીં પણ તિતિક્ષા સહન કરવી એ આપણા પવિત્ર ધર્મનું ફરમાન છે અને પરમાર્થનાં દુઃખો ખમવાથી આપણા દેશની તથા આપણા આત્માની ઉન્નતિ થાય છે. છતાં પણ આપણે આપણી ખુશીથી એવાં દુઃખો ખમવા તૈયાર થતા નથી તેનું કારણ શું? તેનું કારણ એજ છે કે આજ દિવસ સુધી આપણે પોલમપોલમાં રહેલા છીએ ને આપલ પોપલીયાપણામાં ઉછરેલા છીએ; તેથી પરમાર્થની અડચણોમાં જેટલાં દુઃખો હોય તે કરતાં તેમાં આપણને વધારે દુઃખો લાગ્યા કરે છે, એટલે આપણે દુઃખથી ડર્યા કરીએ છીએ ને નમાલા રહી જઇએ છીએ. દુઃખમાં જેટલી અડચણો છે તે કરતાં તેમાં ખુબીઓ વધારે છે. આપણને દુઃખની અડચણો સામેજ જોયા કરવાની ટેવ પડી ગએલી છે, તેથી પરમાર્થનાં દુઃખોમાંથી ઉત્પન્ન થતા મોટા લાભ તરફ આપણે જોઇ શકતા નથી. એટલે માત્ર દુઃખની એકજ બાજુ જોવાથી નાનાં દુઃખો પણ આપણને મોટાં.

મોટાં લાગ્યા કરે છે. માટે જેમ બહુ ઉંડા ઉતરીને દુઃખની મુશ્કેલીઓ તરફ જોઈએ છીએ તેમ હવે બહુ ઉંડા ઉતરીને પરમાર્થનાં દુઃખો ખમવાથી ઉત્પન્ન થતા મહાન લાભો તરફ પણ જોતાં શીખવું જોઇએ કે, આપણુને હાલમાં દૂરથી દુઃખો જેટલાં મોટાં દેખાય છે તેટલાં મોટાં પાસે જવાથી જણાતાં નથી. એટલુંજ નહીં પણ પછી તો ઉલટો એમાં એક જાતનો ખાસ આનંદ દેખાય છે. યાદ રાખજો કે ઉપલક મોજશોખના આનંદ કરતાં પરમાર્થનાં દુઃખોમાંથી ઉત્પન્ન થતો આનંદ હજારોગણો શ્રેષ્ઠ છે. માટે પ્રભુપ્રીત્યર્થે પરમાર્થનાં દુઃખો ભોગવતાં શીખો, પરમાર્થનાં દુઃખો ભોગવતાં શીખો.

## આ દુનિયામાં દુઃખ ભોગવ્યા વિના છુટકોજ નથી.

આ શિવાય આપણે એ પણ વિચાર કરવો જોઇએ કે આપણે ન ઇચ્છીએ તોપણ જ્યાં સુધી આ દુનિયામાં છીએ ત્યાં સુધી કોઇને કોઇ જાતનાં દુઃખો તો આવશેજ. કારણ કે આપણે સારૂ કાંઇ દુનિયામાંથી શરદી, ગરમી, દુષ્કાળ, મરકી, ધરતીકંપ, રેલ, કૉલેરા વગેરે કુદરતી આફતો તથા માણસ જાતની ભૂલથી ઉત્પન્ન થતી આફતો અટકી જવાની નથી, તેમજ માણુસોની પ્રકૃતિમાં જે કામ, ક્રોધ, લોભ, મોહ, અદેખાઈ વિગેરે વિકારો રહેલા છે તે નાશ પામી જાય તેમ નથી. વળી જુદી જુદી પ્રજાઓ વચ્ચે જૂના વખતમાં જે વેરો બંધાઇ ગયેલાં હોય છે, રાજ્યના કાયદાઓમાં જે નહીં ગમે એવું હોય છે, નાતોના રિવાજોમાં જે મુસ્કેલીઓ હોય અને ધર્મઝનુનને લીધે જુદી જુદી કોમોમાં વારંવાર જે ઝગડાઓ થયા કરે છે, તે બધું કાંઇ આપણા સારૂ હમણાં ને હમણાં મટી જાય તેમ નથી. તેથી આપણી મરજી ન હોય છતાં પણ આપણુને દુઃખો તો ભોગવવાં પડશેજ. તો આવી રીતે કાંઇ પણ ઉપયોગી થયા વિના લાચા-

રીથી દુઃખો ભોગવ્યા કરીએ તે કરતાં આપણા બંધુઓને કાંઇક ઉપયોગી થઇને આપણી ખુશીથીજ દુઃખો કાં ન ભોગવીએ ? પણ આવી જીંદગીની સાર્થકતા કરનારી વાતો તો જે ભાગ્યશાળી હોય તેઓનેજ સૂઝે છે. માટે ભાઇઓ, એવા ભાગ્યશાળી થવાની તજવીજ કરો. કારણ કે દુઃખોથી ડર્યા કરે તેનાથી કાંઇ શુકરવાર થઇ શકતો નથી, પણ હિંમત રાખીને બહાદૂરીથી દુઃખો ખમી લે તેઓજ સફળતા મેળવી શકે છે. માટે આપણા દેશના અસલના બહાદૂર લોકો તો શ્રી કૃષ્ણ ભગવાનના ખાસ એજ સિદ્ધાંત ઉપર ચાલતા કે;—

**हतो वा प्राप्स्यसि स्वर्ग जीत्वावा भोक्ष्यसे महीम् ।**
**तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥**

જો તું માર્યો જઇશ તો સ્વર્ગ પામીશ અને જો જીતી જઇશ તો આ દુનિયાનું રાજ્ય ભોગવીશ. માટે હે અર્જુન! યુધ્ધ કરવાનો નિશ્ચય કરીને ઉઠ.

આ મહા સિધ્ધાંત કહીને પ્રભુ એમ સમજાવે છે કે ધર્મને અર્થે પોતાની ફરજ બજાવતાં કદી મરવું પડે તો એ મરણથી પણ સ્વર્ગ મળે છે અને જો ફતેહ મળે તો આ દુનિયાનાં સુખો ભોગવી શકાય છે. માટે જે દૈવી અને આસુરી સંપત્તિ વચ્ચે દરેક માણસના મનમાં જે લડાઇ થાય છે તે લડવીજ જોઈએ અને એ લડાઈ લડવામાં કદી મરવું પડે તો પણ એમાં કાંઇ મોટી વાત નથી. તો પછી થોડાંક દુઃખ ભોગવી લેવાં એમાં શું મોટી વાત છે ? માટે આપણામાં રહેલી દૈવી સંપત્તિને ખીલવવા સારૂ આપણા દેશના કલ્યાણનાં કામો કરવાં જોઈએ અને એ કામો કરતાં જે દુઃખો આવી પડે તે દુઃખો ખુશીથી પ્રભુ પ્રીત્યર્થે સહન કરવાં જોઇએ. યાદ રાખજો કે જ્યારે આપણને એવાં દુઃખો સહન કરતાં આવડશે ત્યારેજ આપણું પોતાનું અને આપણા દેશનું ભલું થઇ શકશે. માટે શુભેચ્છાથી દેશને અર્થે

પરમાર્થનાં દુઃખો ખમતાં શીખો, પરમાર્થનાં દુઃખો ખમતાં શીખો.

## અભયપણું એજ ધર્મનો પાયો છે.

એ સાંભળીને વામનરાવે કહ્યું કે, આપણે પરમાર્થનાં દુઃખો ખમી શકતા નથી તેનું મૂળ કારણ શું ? જો એનું ખરૂં કારણ સમજાય તો ઘણા લોકોને બહુ ફાયદો થાય.

એ સાંભળીને પંડિતજીએ કહ્યું કે, આટલાં બધાં કારણો બતાવ્યાં તે તમારા ધ્યાનમાં ન આવ્યાં ?

ત્યારે વામનરાવે કહ્યું કે, એ કાંઇ મૂળ કારણો નથી; કારણ તો કાંઇક જુદુંજ હોવું જોઇએ.

ત્યારે પાઠકે કહ્યું કે, આપણા દેશને અર્થે આપણે પરમાર્થનાં દુઃખો ખમી શકતા નથી, તેનું મૂળ કારણ એજ છે કે દૈવી સંપત્તિનો જે મુખ્ય ગુણ છે તે આપણામાં નથી. દૈવી સંપત્તિનો જે પાયો છે તે પાયો આપણામાં નથી. દૈવી સંપત્તિનો જેના ઉપર આધાર છે તે અસલ વસ્તુ આપણામાં નથી અને દૈવી સંપત્તિનું જે તત્ત્વ છે તે તત્ત્વ આપણામાં નથી. તેથીજ આપણે દેશને અર્થે પરમાર્થનાં દુઃખો ખમી શકતા નથી. એ દૈવી સંપત્તિનું મૂળ તત્ત્વ કયું ? એ તમને ખબર છે ? એ માટે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં દૈવી સંપત્તિ ને આસુરી સંપત્તિ નામના સોળમા અધ્યાયમાં પહેલાજ શ્લોકમાં ને પહેલાજ શબ્દમાં શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કે; **अभय** એટલે કે ડરવું નહીં, ધાસ્તી રાખવી નહીં, બ્હીકણ બનવું નહીં, પણ નિડર રહેવું, બહાદૂર થવું, હિંમત રાખવી અને કોઇ પણ જાતનો ભય ન રાખવો, વળી સત્યને ખાતર, ધર્મને ખાતર તથા ઇશ્વરને ખાતર જાહેર હિંમતથી દુઃખોની તથા અન્યાયોની સામે થવું અને એમ કરતાં જે જે દુઃખો આવી પડે તે સર્વ હિંમતથી સહન કરી

લેવાં તેનું નામ અભયપણું છે અને એજ દૈવી સંપત્તિનો પાયો છે. આ પાયા ઉપર આપણે રહી શક્તા નથી–આ મૂળને આપણે પકડી શક્તા નથી–તેનું મુખ્ય કારણ એજ છે કે, આપણે આપણી ઘણી જાતની નબળાઇઓ સામે જોયા કરીએ છીએ, પણ આપણા આત્મિક બળ સામે જોતા નથી તેથી ડર્યા કરીએ છીએ. જેમકે આપણે આપણા શરીરની ટેવો સામે જોયા કરીએ છીએ, આપણે આપણી ઇંદ્રિયોની નબળાઇ સામે જોયા કરીએ છીએ, આપણે આપણા મનની ચંચળતા તરફ જોયા કરીએ, આપણે નાતોના રિવાજો તરફ જોયા કરીએ છીએ, આપણે રાજ્યના કાયદાઓ તથા અમલદારોનાં વલણો સામે જોયા કરીએ છીએ, આપણે સગાંવ્હાલાંઓના સ્વાર્થી દબાણો સામે જોયા કરીએ છીએ, આપણે ધર્મની બહારની ઉપલક ક્રિયાઓ સામે જોયા કરીએ છીએ, આપણે મોટા ગણાતા લોકોના ઢીલાપોચા અભિપ્રાયો તરફ જોયા કરીએ છીએ અને આપણે કેટલાક આફતમાં આવી ગયેલા નબળા દાખલાઓ સામે જોયા કરીએ છીએ; તેથી આપણે હિંમત રાખી શકતા નથી, તેથી આપણે નિડર રહી શક્તા નથી અને તેથી આપણે અભયપણું રાખી શક્તા નથી. જ્યાં અભયપણું ન હોય ત્યાં કોઇ પણ જાતના મહાન ગુણો રહી શક્તા નથી. કારણ કે અભયપણું એ દૈવી સંપત્તિનું મૂળ છે અને જે દૈવી સંપત્તિનું મૂળ છે તેજ ધર્મનો પાયો છે. માટે જેનામાં ધર્મનો પાયોજ ન હોય તે લોકો પોલમપોલમાં પડયા રહે તેમાં નવાઇ શું ?

## બ્હીક મટાડવાના ઉપાયો.

આવી રીતે આપણી પોતાની તથા આપણી આસપાસની નબળાઇઓ સામે જોયા કરવાથી આપણે નમાલા બની જઇએ છીએ; પણ જે આગળ વધેલા તથા આગળ વધવાની ઇચ્છા રાખ-

નારા ડાહ્યા માણસો છે તેઓ એવી નબળાઈઓ સામે જોતા નથી, પણ પોતાના આત્માના બળ સામેજ જુએ છે અને એમ વિચારે છે કે, જે ધાસ્તીઓથી અમે ડર્યા કરીએ છીએ તે ધાસ્તીઓ ખોટી છે અને એનાથી જરાએ ડરવાનું નથી. કારણ કે એ બધી જાતની ધાસ્તીઓનો નાશ કરી શકે તેમજ સામે થઈ શકે એવું અમારા આત્મામાં બળ છે. કોઈપણ રિવાજોમાં, કોઈપણ કાયદાઓમાં કે કોઈપણ લાગવગમાં દબાઈ જાય નહીં એવું અમારા આત્મામાં બળ છે અને અમે જે ધારીએ તે મેળવી શકીએ એવું અમારા આત્મામાં બળ છે. અમારા આત્મામાં આવું બળ છે એટલુંજ નહીં પણ સર્વશક્તિમાન પરમ કૃપાળુ સચ્ચિદાનંદ પરમાત્મામાં એટલું બધું બળ છે કે જેની કાંઇ હદજ નથી. એ પરમાત્મા અમારો પિતા છે અને અમે તેમાં-થીજ ઉત્પન્ન થયેલા છીએ, તેથી કુદરતી રીતેજ તેના બધી જાતના મહાન ગુણો અમારામાં રહેલા છે. એમ વિચાર કરીએ તોપણ અમારે કાંઇ ડરવા જેવું નથી. કારણ કે અનંત બ્રહ્માંડનો નાથ જેનો પિતા હોય, સર્વશક્તિનો માલેક જેનો મિત્ર હોય અને પ્રેમ સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ તથા આનંદ સ્વરૂપ ઇશ્વર જેનો ધણી હોય તે પછી કોનાથી ડરે ? એ માત્ર એક ધર્મથી ડરે છે અને પોતાનો ધર્મ ન ચૂકાય તેનીજ ફિકર રાખે છે. એ શિવાય બીજી કોઇ પણ બાબતોથી તે ડરતા નથી. અરે ! જરા વિચાર તો કરો કે જેનામાં આવું અત્મિકબળ હોય, આવું ઇશ્વરીબળ હોય અને આવું ધર્મ પાળવાનું બળ હોય તે માણસો પોતાની ફરજો બજાવવામાં કેટલા બધા મજબૂત હોય ! જે આવા માણસો હોય તે દુનિયાદારીના નજીવા ભયથી ડર્યા કરે ખરા કે ? તેઓ તો પોતાના કર્તવ્ય-માંજ મસ્ત થયેલા હોય છે અને દેશમાં જયારે આવી આફતો ચાલતી હોય તથા પોતાના કરોડો બંધુઓ અતિશય દુઃખી થતા હોય એવા

વખતમાં તેઓ બ્હીકણ બને ખરા કે ? ઉલટા તેઓ તો બધી જાતના ભયને લાત મારીને સૌની આગળ નીકળી જાય છે અને જે માણસોના મનમાં ઇશ્વરી સ્નેહની આવી સાચી લાગણી ઉછળી રહી હોય તે માણસો નજીવાં દુઃખોથી ડરેજ નહીં.

## પોતાની ફરજ બજાવતાં ડરવું નહીં એ આ જમાનાનું તપ છે.

બંધુઓ! યાદ રાખજો કે આવા જાગેલા સ્વદેશ પ્રેમી સજ્જનો ભૂખ તરસથી ડરતા નથી, ટાઢ તડકાથી ડરતા નથી, ઉંઘ ઓછી થાય કે કદી ન થાય તેથી ડરતા નથી, દેહનાં દુઃખોથી ડરતા નથી, ઇંદ્રિયોના વિકારી જુસ્સાઓથી ડરતા નથી, મનના સંકલ્પ વિકલ્પથી ડરતા નથી, બુદ્ધિના તર્ક વિતર્કથી ડરતા નથી, કુળના રિવાજોથી ડરતા નથી, ધનના નાશથી ડરતા નથી, ભૂત, પ્રેત કે દેવ દેવીઓથી ડરતા નથી, જુલમી અમલદારોથી ડરતા નથી, વિરોધીઓનાં વચનોથી ડરતા નથી, રોગો આવી પડવાથી ડરતા નથી, ખોટી આબરૂની બ્હીકથી ડરીને નરકમાં જતા નથી અને મોતથી પણ ડરતા નથી. તેઓ તો પરમાર્થને અર્થે અને ઇશ્વરને અર્થે આ બધી જાતનાં દુઃખોની સામે થાય છે અને એમાં જે ખમવું પડે તે અંતરના ઉમળકાથી સહન કરે છે; કારણ કે એવા જાગેલા જીવો, એવા સ્વદેશ પ્રેમી મહાત્માઓ, એવા આગળ વધેલા દૈવી સંપત્તિવાળાઓ અને એવા ઇશ્વરના કૃપાપાત્ર હરિજનો એમ સમજે છે કે, લોકોના કલ્યાણ સારૂ દેશને અર્થે આવી જાતનાં દુઃખો ભોગવવાં એ દેવ પૂજવા બરોબર છે. એ એક જાતનું આ જમાનાનું તપ છે, એ ઇશ્વરનું વહાલું કામ છે અને એમાંજ આત્માનું કલ્યાણ છે. માટે હવે તો આપણે આપણા દેશનાં કલ્યાણ સારૂ જાહેર હિંમત રાખવી જોઇએ અને શુભેચ્છાથી પ્રભુ-

પ્રીત્યર્થે આવી જાતનાં દુઃખો ખમતાં શીખવું જોઇએ. યાદ રાખજો કે જયારે આ મહાન ગુણ આપણા લોકોમાં આવશે ત્યારેજ આપણા દેશનો ઉદ્ધાર થશે.

## આપણા લોકો બહુજ બ્હીકણ છે તેનું મૂળ કારણ શું?

આ સાંભળીને વામનરાવે કહ્યું કે, શ્રી કૃષ્ણ ભગવાને કહેલું અભયપણું આપણામાં નથી એનું કારણ શું? કારણ કે દેડકાંઓ ડ્રાંઉં ડ્રાંઉં કરે તેથી પણ મારા છોકરાઓ ડર્યા કરે છે. બીજા ઓરડામાં જવું હોય તો પણ ડર્યા કરે છે અને મારી બાયડી રોજ તેને બ્હીવરાવ્યા કરે છે કે, જો બાવો આવ્યો, જો સિપાઇ આવ્યો, જો શીળી કાઢવાવાળો આવ્યો, જો મહેતાજી આવ્યા. આવી રીતે બાળપણામાંથીજ છોકરાંઓને બ્હીવરાવ્યા કરે છે અને આડોશ પાડોશમાં પણ રોજરોજ કાંઇને કાંઇ એવી એવી બ્હીકણપણાનીજ વાતો થયા કરે છે, તેથી છોકરાંઓ નમાલાં બની જાય છે. આમ શા માટે થાય છે? તેનું કારણ કહો, કારણ કે એ બહુ જરૂરની વાત છે.

એ સાંભળીને ત્રિવેદીએ કહ્યું કે, આપણે આપણી સ્ત્રીઓને સુધારતા નથી, યોગ્ય છુટાપણું આપતા નથી અને તેમનું યોગ્ય સન્માન રાખતા નથી. તેથીજ સ્ત્રીઓ વહેમોમાં ડૂબી ગએલી છે અને ઘણી જાતનાં બંધનોમાં બંધાઇ ગએલી છે. તેથીજ આપણામાં નમાલાપણું આવી જાય છે અને આપણે આગળ વધી શકતા નથી, કારણ કે કુદરતી રીતેજ પ્રજાની દોરી, પ્રજાનું ભવિષ્ય અને દેશની, ધર્મની તથા આત્માની ઉન્નતિ સ્ત્રીઓના હાથમાં છે; અને આ બધું જેના હાથમાં છે તેજ સૌથી વધારેમાં વધારે અજ્ઞાન છે. એટલે પછી આપણામાં નમાલાપણું હોય અને એવા નમલાપણાને લીધે આપણી દુર્દશા થાય તેમાં પણ નવાઇ શું? મનુ મહારાજે કહેલું છે કેઃ—

*जामयो यानि गेहानि शपन्त्या प्रतिपूजिताः।
तानि कृत्या हतानीव विनश्यन्ति समन्ततः॥

માતા, પત્ની, ભોજાઇઓ, બ્હેનો, દીકરીઓ, ભાણેજો વગેરે કુટુંબની સ્ત્રીઓનું માન ન રાખવાથી જે ઘરને તે સ્ત્રીઓ શાપ દે તે ઘર નાશકારક શક્તિથી સર્વ રીતે પાયમાલ થઇ જાય છે.

शोचन्ति जामतो यत्र विनश्यत्वाशुतत्कुलम्।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा॥

જે ઘરમાં કુટુંબની સ્ત્રીઓ દુઃખી રહે છે તે કુલનો નાશ થાય છે અને જ્યાં સ્ત્રીઓ આનંદમાં રહે છે ત્યાં વંશની વૃદ્ધિ થાય છે.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता।
यत्र तास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः॥

જ્યાં સ્ત્રીઓની પૂજા થાય છે, એટલે કે સ્ત્રીઓને સુખી અને સન્માનથી રાખવામાં આવે છે ત્યાં દેવતાઓ રમ્યા કરે છે અને જ્યાં સ્ત્રીઓનું સન્માન રહેતું નથી ત્યાં કોઇપણ સારાં કામોનું ફળ મળતું નથી.

तस्मादेताःसदा पूज्या भुषणाच्छादनाशनैः।
भूतिकामैनरैर्नित्य सत्कारेषूत्सवेषु च॥

માટે જેઓ પોતાની મન કામના પૂરી કરવાની ઇચ્છા રાખતા હોય તેણે ધર્મની બધી જાતની ક્રિયાઓમાં તથા ઉત્સવોમાં વસ્ત્ર, દાગીના તથા અહારવડે સ્ત્રીઓને રાજી રાખવી જોઇએ.

संतुष्ठो भार्यया भर्ता भर्ता भार्या तथैव चः।
यस्मिन्नेवकुले नित्यं कल्याणं तत्रवैध्रुवम्॥

જે ઘરમાં પુરૂષ પોતાની સ્ત્રીથી રાજી રહે છે અને સ્ત્રી પોતાના ધણીથી રાજી રહે છે ત્યાંજ ખરેખરૂં કલ્યાણ થાય છે.

* સ્ત્રીઓના સ્વર્ગમાંથી પાનું ૯૯

## સ્ત્રીઓની મદદ વિના આગળ વધી શકાય નહીં.

સ્ત્રીઓને સુખી રાખવા માટે શાસ્ત્રકારો આવી ચોકખી ને ઠરાવ ભરેલી આજ્ઞા કરે છે ને એ ઉપર ખાસ ભાર મૂકે છે એનું કારણ એજ છે કે, સ્ત્રી એ અર્ધાંગના છે. વળી પ્રાચીન ઋષિઓએ કહેલું છે કે, સ્ત્રી અને પુરૂષ લગ્ન કરે એટલે કે જોડાઇ જાય અને બન્ને એક બીજાની મદદ મેળવે ત્યારેજ તેઓ પૂર્ણતાએ પહોંચી શકે છે. માટે સ્ત્રી અને પુરૂષે પોતાના આચારમાં, વિચારમાં, રહેણીમાં, કરણીમાં, જ્ઞાનમાં અને ભક્તિમાં એક રસ થઇ જવું જોઇએ. આ બધું કયારે થાય? જયારે પુરૂષો સ્ત્રીઓનો મહિમા સમજે, જયારે પુરૂષો સ્ત્રીઓનું માન જાળવે, જયારે પુરૂષો સ્ત્રીઓને તેના સ્વભાવને અનુસરતી ઉંચી જાતની કેળવણી આપે, જયારે પુરૂષો સ્ત્રીઓને રાજી રાખવા માટે ખાસ કાળજી રાખે અને જયારે પુરૂષો સ્ત્રીઓને સંસારમાં સ્વર્ગ લાવનારી દેવીઓ તરીકે સમજે તથા સ્ત્રીઓ પોતાના શુદ્ધ અંતઃકરણથી પુરૂષો ઉપર પવિત્ર પ્રેમ રાખતાં શીખે અને તેઓમાં રહેલા મહાન સદ્દગુણોને ખીલવે ત્યારેજ તેઓ બન્ને પૂર્ણતાએ પહોંચી શકે છે અને ત્યારે સૌ જાતની ખરેખરી ઉન્નતિ થાય છે. જેમ બે પાંખ વિના પંખી ઉડી શકે નહીં, બે પૈડાં વિના ગાડી ચાલી શકે નહીં, બે હાથ વિના તાળી પડી શકે નહીં અને જેમ નેગેટીવ તથા પોઝેટીવ તાર સાથે જોડાયા વિના વિજળી ઉત્પન્ન થઇ શકે નહીં તેમ સ્ત્રીઓની મદદ વિના સંસાર સુધરી શકે નહીં. એટલુંજ નહીં પણ જયાં સુધી એક અંગ સારૂં હોય ને બીજું અંગ નબળું હોય ત્યાં સુધી તો અર્ધાંગવાયુના જેવીજ સ્થિતિ સમજવી અને એ અર્ધાંગવાયુથી જેનું અર્ધું અંગ ઝલાઈ ગયું હોય તેના કેવા બૂરા હાલ હોય એ કાંઇ કોઇથી અજાણ્યું નથી. આવું ન થાય માટે આપણે આપણી સ્ત્રીઓને સુધારવી જોઇએ અને તેઓને આપણી મદદમાં રાખવી જોઇએ.

# સ્ત્રીઓમાં રહેલા સાત મહાન ગુણો.

સ્ત્રીઓની મદદથીજ આપણામાં પૂર્ણતા આવવાની છે અને તે સારૂજ કૃપાળુ ઇશ્વરે સ્ત્રીઓમાં સાત મહાન્ ગુણો મૂકેલા છે. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કે;

**कीर्तिं श्रीर्वाच्क नारीणां स्मृतिर्मेधा धृति क्षमा:**
**अ १० श्लो ३४**

૧ કીર્તિ, ૨ સૌન્દર્ય, ૩ કોમળ વાણી, ૪ સ્મરણ શક્તિ, ૫ બુદ્ધિ, ૬ ધીરજ અને ૭ ક્ષમા–એ સાત મુખ્ય ગુણો સ્ત્રીઓમાં રહેલા છે અને તે ગુણોમાં હું છું.

હવે વિચાર કરો કે જે ગુણોમાં પરમાત્મા પોતે રહેલા હોય તે ગુણો કેટલા બધા ઉત્તમ હોવા જોઇએ અને તે ગુણો જેનામાં હોય તે કેવાં ભાગ્યશાળી હોય અને તેની મહત્તા કેટલી બધી હોય! આમાંનો એકજ ગુણ જો સારી રીતે હોય તો પણ તેનું કામ થઈ જાય અને તે જગતમાં પૂજાઇ જાય, ત્યારે જેનામાં એવા એક એકથી ચઢીયાતા સાત મહાન ગુણો રહેલા હોય તે જગતનું કેટલું બધું ભલું કરી શકે અને તેનો મહિમા કેટલો બધો હોય! પણ અફસોસ કે આ બધું આપણે સમજતા નથી, તેથી આપણાજ ઘરમાં ઇશ્વરનું સૌન્દર્ય, ઐશ્વર્ય, પ્રેમ, જ્ઞાન, આનંદ અને ઇશ્વરની કૃપા આવેલી છે, છતાં પણ આપણે તેની કિંમત સમજતા નથી અને ઉલટા તેને ઠોકર મારીએ છીએ, તેનું અપમાન કરીએ છીએ, તેની સાથે કઠો-રતાથી વર્તીએ છીએ, તેને અંધારામાં રાખી મૂકીએ છીએ, તેને ગુલામગીરી જેવી સ્થિતિમાં રાખી મૂકીએ છીએ અને તેને નીચ-તાનો નમુનો સમજ્યા કરીએ છીએ. અંતે અજાયબી તો જુઓ કે તેમ છતાં આપણને સુખ અને આબાદી જોઇએ છે! આપણને

એટલું પણ સમજાતું નથી કે ઇશ્વરના આવા મહાન ગુણો દબાઇ જાય ત્યાં પછી એ બધું મળેજ ક્યાંથી? એ બધું ન મળે ત્યાં સુધી આપણું કલ્યાણ થાયજ ક્યાંથી? પ્રાચીન ઋષિઓએ કહેલું છે કે, જ્યાં સ્ત્રીઓનું સન્માન થાય છે ત્યાંજ દેવતાઓ રમ્યા કરે છે, પણ અફ્સોસ કે અત્યારે આપણાં કીસ્મત ફુટેલાં છે તેથી આ બધી વાતો આપણે ભૂલી ગયા છીએ અને તેને બદલે "ધોકે જાર બાજરી ને ધોકે નાર પાધરી" વગેરે વિચારો ઘૂસી ગયા છે. માટે એવા મૂર્ખાઇ ભરેલા વિચારોમાં નહીં પડયા રહેતાં હવે તો આપણે આપણી સ્ત્રીઓમાં રહેલા મહાન ઇશ્વરી ગુણોને ખીલવવા જોઇએ. એ ગુણોને ખીલવવા એમાં કાંઇ મુશ્કેલી નથી, કારણ કે એ ગુણો કુદરતી છે, એ ગુણો સ્ત્રીઓની પ્રકૃતિમાં રહેલા છે, એ ગુણો સ્ત્રીઓમાં સ્વભાવિક છે અને એ ગુણો એજ સ્ત્રીઓનું સ્ત્રીપણું છે. માટે એ ગુણોને ખીલવવા એમાં કાંઇ મુશ્કેલી નથી.

## સ્ત્રીઓમાં રહેલો પહેલો ગુણ કીર્તિ.

આપણે જોઇએ છીએ કે સૌથી પહેલો ગુણ જે કીર્તિ છે તે કુદરતી રીતેજ સ્ત્રીઓમાં હોય છે. તે ઘરની રાણી છે, માટે જો તે ભલાઇ રાખે તો તેની કીર્તિ બહુ જલદી ફેલાઇ જાય છે. કારણ કે રાજ્ય ચલાવનારી સ્ત્રીઓનાં બહુ વખાણ થાય છે, પતિવ્રતા સ્ત્રીઓનાં બહુ વખાણ થાય છે, બહાદૂર સ્ત્રીઓનાં બહુ વખાણ થાય છે, સારી રીતે છોકરાંઓને કેળવનારી સ્ત્રીઓનાં બહુ વખાણ થાય છે અને રૂડી રીતે ઘર ચલાવનારી સ્ત્રીઓનાં બહુ વખાણ થાય છે. આવી રીતે દરેક ચીજમાં ને સાધારણ બાબતોમાં પણ સ્ત્રીઓનાં ખાસ વખાણ થાય છે; પણ નાનાં નાનાં જે કામો માટે સ્ત્રીઓનાં વખાણ થાય છે તેજ કામો કરવાથી પુરૂષોનાં એટલાં બધાં વખાણ થાય

નહીં. કારણ કે પુરૂષોમાં પુરૂષાર્થ રહેલો છે, માટે પુરૂષો તરફથી સૌ વધારે આશા રાખે છે અને સ્ત્રીઓમાં નાજુકાઇ છે માટે તેઓનાં નાનાં નાનાં કામોથી પણ લોકો રાજી થઇ જાય છે. તેથી તેઓને બહુ સહેલાઇથી કીર્તિ મળી શકે છે અને કીર્તિ એ ઇશ્વરનો ગુણ છે અને કીર્તિમાં ઇશ્વર પોતે છે. માટે સ્ત્રીઓની કીર્તિ વધે એમ કરો અને સ્ત્રીઓ કીર્તિ મેળવી શકે એમ કરો.

## સ્ત્રીઓમાં રહેલું કુદરતી સૌન્દર્ય.

શ્રી એ સ્ત્રીઓમાં રહેલો બીજો મહાન ગુણ છે. શ્રી એટલે શોભા, રૂપ, સૌન્દર્ય, સ્ત્રીઓમાં કુદરતી રીતેજ હોય છે. એટલુંજ નહીં પણ સ્ત્રીઓના બંધારણમાંજ નાજુકાઇ હોય છે અને નાજુકાઇમાં સૌન્દય હોય છે. તેઓના સ્વભાવમાંજ રૂપની ચાહના હોય છે અને તે રૂપાળી દેખાવાની તજવીજ કરે છે, માટે તેને રૂપ મળે છે. કારણ કે કુદરતનો એવો નિયમ છે કે જે સાચા ભાવથી માગીએ તે મળે છે અને સ્ત્રીઓ રૂપ માગે છે માટે તેને રૂપ મળે છે. વળી સ્ત્રીઓમાં પ્રેમ છે, દીનતા છે, આધિનતા છે અને નાજુકાઇ છે, તેથી તેઓનું સૌન્દર્ય વધારે ખીલતું જાય છે. વળી સ્ત્રીઓને આ જગતમાં દયાની દેવીઓ તરીકે જે કામ કરવાનું છે તેમાં પણ સૌન્દર્ય એ તેનું મ્હોટું હથીયાર છે. કારણ કે તે ઇશ્વરમાંથી આવેલું છે માટે સૌન્દર્યમાં ઇશ્વર છે અને એવું કુદરતી સૌન્દર્ય આપણી સ્ત્રીઓમાં રહેલું છે, માટે આપણે સ્ત્રીઓને માન આપવું જોઇએ અને તેઓનાં સૌન્દર્ય મારફત મહાન ઇશ્વરનો મહિમા સમજવો જોઇએ.

## સ્ત્રીઓમાં લક્ષ્મી રહેલી છે.

શ્રી નો બીજો અર્થ લક્ષ્મી છે અને જયાં આવું કુદરતી સૌન્દર્ય હોય ત્યાં લક્ષ્મી હોય એમાં નવાઈ નથી. કારણ કે

ખુબસુરતી અને લક્ષ્મી એ બન્ને એકમેકની સહીપણી છે. લગ્ન થતા પહેલાં પણ પ્રથમ પલ્લું નક્કી કરવામાં આવે છે અને લગ્ન થયા પછી પણ ચાવીની માલેક સ્ત્રીઓજ હોય છે અને પુરૂષો પોતે અગવડો વેઠીને પણ સ્ત્રીઓને જોઇતા પૈસા આપે છે. કારણ કે સ્ત્રીઓમાં લક્ષ્મી રહેલી છે અને લક્ષ્મી ભગવાનની અર્ધાંગના છે, માટે લક્ષ્મીમાં ભગવાન રહેલા છે, તેથી સ્ત્રીઓ ઉત્તમ છે.

## સ્ત્રીઓમાં રહેલી વાણીની ચતુરાઇ.

સ્ત્રીઓમાં રહેલો ત્રીજો મહાન ગુણ વાણીની ચતુરાઇ છે. એ માટે તો પૂછવુંજ શું ? કારણ કે સ્ત્રીઓને પ્રસંગોપાત જેવું હસતાં આવડે છે, જેવાં વચનો કહી લેતાં આવડે છે, જેવા હાજર જવાબ દેતાં આવડે છે, સારે માઠે વખતે પ્રસંગને અનુસરતું જેવું બોલતાં આવડે છે અને વાણીની મિઠાશથી રાજી કરી સૌની ઉપર અસર ચલાવતાં આવડે છે તેવું પુરૂષોને આવડતું નથી. સ્ત્રીઓની વાણીમાં કુદરતી રીતે એવી મિઠાશ રહેલી છે કે, તેના આકર્ષણને લીધે પુરૂષો તેઓની તરફ સદાય ખેંચાયેલાજ રહે છે. કેટલીક સ્ત્રીઓની વાણીમાં બહુ માલ ન હોય તોપણ તે મીઠી મીઠી લાગ્યા કરે છે; કારણ કે ઝીણું ઝીણું, મીઠું મીઠું, ધીમું ધીમું અને લાગણીવાળું બોલતાં તેઓને આવડે છે અને વાણીની મિઠાશથી પણ તેઓ જગતનું ઘણું કલ્યાણ કરી શકે છે. જેમકે કોઇ ભલી માતા જીગરની લાગણીથી માત્ર એટલુંજ કહે કે ફિકર નહીં ભાઇ, આપણે ગરીબાઇથી ચલાવી લેઇશું, પણ તું તારો અભ્યાસ પૂરો કર; રોમાં બાપુ, એમ કહીને પોતાના સાડીના છેડાથી કોઇનાં આંસુ લુછે તેની અસર તમે કોઇ દિવસ જોઈ છે ? માત્ર આટલા થોડા શબ્દોથી પણ સામા માણસમાં કેવું નવું જીવન આવી જાય છે ! આવું સ્ત્રીઓની વાણીમાં ઇશ્વરે બળ

મૂકેલું છે અને તેનું કારણ એજ છે કે ઇશ્વરનું બીજું નામ શબ્દબ્રહ્મ કહેવાય છે. જગતની ઉત્પત્તિ માટે શાસ્ત્રોમાં એમ કહેલું છે કે પ્રથમ ઇશ્વિર ૐ એ શબ્દ એટલે કે વાણી ઉત્પન્ન થઇ અને તે શબ્દમાંથી આ બધું બ્રહ્માંડ ઉત્પન્ન થયું. આટલું બધું બળ વાણીમાં છે, માટે વાણીમાં ઇશ્વિર રહેલો છે. એવી બળવાન વાણી પરમાત્માએ સ્ત્રીઓમાં મૂકેલી છે, માટેજ સ્ત્રીઓ પોતાની ભલી વાણીથી જગતમાંથી ઘણાં દુઃખો ઓછાં કરી શકે છે. આવો મહાન ગુણ સ્ત્રીઓમાં રહેલો છે, માટે આપણે સ્ત્રીઓને માન આપવું જોઇએ અને તેઓને આગળ વધારવી જોઇએ.

## સ્ત્રીઓની સ્મરણશકિત બહુજ સારી હોય છે.

સ્મૃતિ એટલે સ્મરણ શક્તિ-યાદ શક્તિ એ સ્ત્રીઓમાં રહેલો ચોથો મહાન ગુણ છે. ઘર ચલાવવામાં, બચ્ચાંઓને ઉછેરવામાં, બચ્ચાંઓને શિક્ષણ આપવામાં તથા આજુબાજુની ઘણીએ જાણવા લાયક બાબતો યાદ રાખવામાં એ શક્તિ બહુજ કામની છે. જે સ્ત્રીઓમાં સારી સ્મરણશક્તિ ન હોય તેઓ ગાલાવેલી ને વેવલી જેવી હોય છે. સ્ત્રીઓને એ શક્તિની ખાસ જરૂર પણ છે; કારણ કે સ્ત્રીઓની મારફતેજ પુરૂષોમાં તથા જગતમાં પૂર્ણતા આવવાની છે અને સ્ત્રીઓની મદદ વિના બધું અપૂર્ણજ છે. માટે આ પૃથ્વીમાં દયાની દેવીઓ તરીકે કામ કરવા સારૂ ઘણી જાતની ઉપયોગી વિદ્યાઓ જાણવાની સ્ત્રીઓને જરૂર છે. જેમકે સ્વધર્મ, આરોગ્યવિદ્યા, બચ્ચાંઓને કેળવવાની રીતિ, પાકશાસ્ત્ર, સંગીત, ચિત્રકળા અને એના પેટામાં બીજી ઘણી જાતની ખાસ જરૂરી વિદ્યાઓ છે. તે બધી વિદ્યાઓની સ્ત્રીઓને ખાસ જરૂર છે. કારણ કે એ બધી વિદ્યાઓની મારફતજ પ્રેમ તથા રસિકતા જગતમાં ફેલાય છે.

આ બધું સ્મરણ શક્તિના બળથી થઇ શકે છે, માટે તે સારૂજ પરમ કૃપાળુ પરમાત્માએ સ્મરણશક્તિનો મહાન ગુણ સ્ત્રીઓને આપેલો છે. ઘણા વખત ઉપર બની ગએલી ઘણી નાની નાની બાબતો પુરૂષોને યાદ રહેતી નથી પણ સ્ત્રીઓને એ બધું બરાબર રીતે યાદ હોય છે. જો કે અજ્ઞાનપણાને લીધે હાલમાં સ્ત્રીઓ તદ્દન નકામી કોચરાની સાલની કચરા જેવી વાતો પોતાના મગજમાં ભરી મૂકવામાંજ પોતાની એ શક્તિ ગુમાવી દે છે. જેમકે ઘણાં વર્ષો પર કોઇને ત્યાં નાત જમી હોય ત્યારે તેમાં કાંઇ શાક કે કઢી બગડી ગયું હોય તે વાત યાદ રાખી મૂકે છે અને સૌની આગળ કહ્યા કરે છે. પોતાના છોકરાંઓના લગનમાં જે માણસો આવ્યા હોય તથા ન આવ્યા હોય તેની યાદી તેઓના મગજમાં ભમ્યા કરે છે અને જ્યારે ત્યારે જેની તેની આગળ કહ્યા કરે છે. પોતાના મંદવાડની તથા પોતાનાં સગાંઓના મરણની ઝીણી ઝીણી વાતો ગોખ્યા કરે છે અને એવી વીતી ગએલી વાતો માટે પણ ખાસ ચાહી ચાહીને પોતાના મનને ઉદાસ રાખ્યા કરે છે. કોઇવાર વેવાણોની સાથે વાંધા પડયા હોય કે પાડોશણોની સાથે કાંઇ બોલાચાલી થઇ હોય તો તે વાતો જીંદગીના છેડા સુધી યાદ રાખી મૂકે છે અને તેઓને એ બાબતોનાં સ્વપ્નાંઓ આવ્યા કરે છે, એટલુંજ નહીં પણ વગર કારણે ને વગર પ્રસંગે પણ જ્યારે ત્યારે એજ વાતો સૌની આગળ કહ્યા કરે છે. આવી આવી ફોગટની કુટો કરવામાંજ તેઓ પોતાની અમૂલ્ય સ્મરણશક્તિ ખોઇ નાખે છે. કારણ કે સ્મરણશકિત એ કેવી અમૂલ્ય શક્તિ છે અને એ કેવી ઇશ્વરની કૃપા છે તે તેઓ સમજતી નથી. તેમણે વિચાર કરવો જોઇએ કે જેઓમાં બહુ સારી સ્મરણ શકિત હોય તેઓ તો બહુ મોટાં કામો કરી શકે છે અને બહુ મોટી નામના મેળવી શકે છે. જેમકે શતાવધાની પ્રયોગ કરનાર ભારતમાર્તંડ પંડિત ગટુલાલ, શ્રી રાયચંદ્ર વગેરે

અદ્ભુત સ્મરણશક્તિવાળાઓની એ શક્તિ જોઇને તથા તેની હકીકત સાંભળીને આપણે સૌ બહુ અજબ થઇએ છીએ. કારણ કે સ્મરણ-શક્તિ એ ઇશ્વરનો પોતાનો મહાન ગુણ છે. જો ઇશ્વર પોતે કોઇ એક વસ્તુને એક પળ પણ ભુલી જાય તો એ વસ્તુના શું હાલ થાય એ જરા વિચાર તો કરો; પણ કોઇપણ વસ્તુને કે કોઇપણ જીવને ઇશ્વર કદી ભૂલી જતો નથી. સ્મરણ શક્તિ એ ઇશ્વરનો મહાન ગુણ છે, તેથી સ્મરણશક્તિમાં પણ પ્રભુદર્શન થઇ શકે છે અને એવી મહાન શક્તિ આપણી સ્ત્રીઓમાં છે, માટે આપણે સ્ત્રીઓને માન આપવું જોઇએ અને તેઓની એ શક્તિનો સારાં કામોમાં ઉપયોગ કરતાં તેઓને શીખવવું જોઇએ.

## સ્ત્રીઓમાં રહેલો પાંચમો મહાન ગુણ બુદ્ધિ છે.

સ્ત્રીઓમાં પાંચમો મહાન ગુણ મેધા છે. મેધા એટલે ઠરેલી બુદ્ધિ, ધારણા રહે તેવી સમજણ. બહુ વાંચવાની, બહુ સાંભળવાની ને બહુ સમ-જવાની શક્તિને મેધા કહે છે. એ શક્તિ સ્ત્રીઓમાં બહુ સારી રીતે રહેલી છે અને એ શક્તિમાં પ્રભુ પોતે રહેલા છે. કારણ કે બુદ્ધિ એટલે શું? માટે વિદ્વાનો કહે છે કે, બુદ્ધિ એટલે અલૌકિક ઇશ્વરી તત્ત્વ, બુદ્ધિ એટલે જગતની ઉન્નતિનું મૂળ, બુદ્ધિ એટલે કુદરતના ભેદો સમજવાની કુંચી, બુદ્ધિ એટલે ધૂળમાંથી સોનું બનાવવાનો અને નરમાંથી નારાયણ બનાવવાનો કીમીયો, બુદ્ધિ એટલે સંસારમાં સ્વર્ગ લાવનારી મહાશક્તિ, બુદ્ધિ એટલે જીવ અને ઇશ્વરને જોડનારી કડી, બુદ્ધિ એટલે બધી જાતના ચમત્કારોનું મધ્ય બિન્દુ, બુદ્ધિ એટલે મનુષ્ય જાત ઉપર ઉતરેલી ઇશ્વરની કૃપા, બુદ્ધિ એટલે મનુષ્યની કામદુધા, બુદ્ધિ એટલે જીવાત્માને ઉડવાનું બલૂન, બુદ્ધિ એટલે એક જાતનું મહાન આકર્ષણ, બુદ્ધિ એટલે એક જાતનું અનુપમ સૌન્દર્ય, બુદ્ધિ એટલે

એકમાંથી અનેકપણું કરવાનું સામર્થ્ય, બુદ્ધિ એટલે ઇશ્વરના મંદિરનો દરવાજો અને બુદ્ધિ એટલે ઇશ્વર પોતે. કારણ કે ઇશ્વર જ્ઞાનસ્વરૂપ છે, માટે તે બુદ્ધિમાં રહેલો છે અને બુદ્ધિ તેનામાં રહેલી છે. આવી મહાન મેધા શક્તિ સ્ત્રીઓમાં રહેલી છે. હાલના વખતમાં તેઓની એ શક્તિ કેળવાયેલી નથી તેથી તેઓમાં બહુ બુદ્ધિ દેખાતી નથી, પણ તેને બદલે ઉલટી ઘણી જાતની મૂર્ખતા દેખાય છે. કેટલાક લોકો કહે છે કે સ્ત્રીઓ ઉંચી કેળવણી લેવાને લાયક નથી, પણ આમ કહેનારા લોકોએ પ્રભુનાં આ વચનો યાદ રાખવાં જોઈ કે સ્ત્રીઓમાં મેધા એટલે કે બુદ્ધિ છે તે હું છું. બેશક એટલું ખરૂં કે તેઓનો સ્વભાવ, તેઓની પ્રકૃતિ, તેઓના શરીરનું બંધારણ તેઓની હંમેશની કામગીરી, તેઓની આજુબાજુના સંજોગો અને દેશકાળ જોઇને તેઓની સ્થિતિના પ્રમાણમાં તેઓને કેળવણી આપવી જોઇએ. જો એવી રીતે તેઓને કેળવણી ન આપીએ ને તેઓની કુદરતી અદ્ભુત બુદ્ધિને દાબી નાખીએ તો એ પાપ કાંઇ નાનું સૂનું નથી અને એનું માઠું પરિણામ પણ કાંઈ જેવું તેવું નથી. માટે સ્ત્રીઓમાં રહેલી એ મહાન શક્તિને આપણે ખીલવવી જોઇએ.

## સ્ત્રીઓનો છઠ્ઠો મહાન ગુણ ધીરજ.

ધૃતિ એટલે ધિરજ અથવા સબુરી. એ છઠ્ઠો મહાન ગુણ સ્ત્રીઓમાં રહેલો છે. પોતે સુખી રહેવા સારૂ તથા બીજાઓને સુખી કરવા સારૂ એ ગુણ ખાસ જરૂરનો છે. કારણ કે સ્ત્રીઓ તેઓનાં શરીરનાં નાજુક બંધારણને લીધે, કોમળને તીવ્ર લાગણીઓને લીધે તથા બચ્ચાં જણવાની ફરજને લીધે કુદરતી રીતેજ થોડી ઘણી પરાધિન છે, માટે તેને પોતાનો બચાવ કરવા સારૂ તથા બીજાઓને મદદ કરવા સારૂ ધીરજની ખાસ જરૂર છે. એટલુંજ નહીં પણ પ્રેમ,

આધિનતા અને સૌન્દર્ય વિગેરે સ્ત્રીઓના સ્વભાવમાં જે ખાસ ખુબી છે તે ધીરજ વિના રહી શકે નહીં; અને તેમાં પણ ઘર સંસાર ચલાવવામાં વારંવાર ઘણી જાતની મુશ્કેલીઓ, ઘણી જાતના મતભેદો, ઘણી જાતની બોલા ચાલીઓ અને ઘણી જાતના ગેરઇન્સાફો થયા કરે છે. જેમકે છોકરાંઓ હઠ કરે ત્યારે, સાસુ જૂના વિચારની મળી હોય ત્યારે, વર ઉડાઉ, આળસુ, અભિમાની, વહેમી કે દુર્ગુણી મળ્યો હોય ત્યારે, દેરાણી જેઠાણી કારણ વિના મેણાં મારે ત્યારે, કજીયાખોર પાડોશણ વાત વાતમાં લડી પડે ત્યારે, વહેવાઇવરો સાથે વાંધા પડે ત્યારે, દીકરાની વહુ મોટા ઘરની અને જરા મીજાજી આવે ત્યારે, છોકરૂં થતાં વાર લાગે ત્યારે, છોકરાંઓ આવીને મરી જાય ત્યારે, ઘણાં છોકરાંઓ થઇ પડે ત્યારે અને કુટુંબમાં બિમારી આવી પડે કે સ્થિતિના ફેરફારો થઈ જાય ત્યારે ધીરજ રાખવાની ખાસ જરૂર છે. એ માટે દયાળુ પ્રભુએ સ્ત્રીઓમાં ધીરજનો મહાન ગુણ વધારે આપેલો છે, તેથી એ ગુણને લીધે પ્રસંગોપાત સ્ત્રીઓને ખમી ખાતાં આવડે છે. માટે યાદ રાખજો કે તેમની એવી ધીરજમાં ઇશ્વિર રહેલો છે અને તે ધીરજ આપણી સ્ત્રીઓમાં છે. માટે આપણે સ્ત્રીઓને માન આપવું જોઇએ અને તેઓમાં રહેલા એ મહાન સદ્‌ગુણને ખીલવવો જોઇએ.

## સ્ત્રીઓમાં રહેલો સાતમો મહાન ગુણ ક્ષમા.

સ્ત્રીઓમાં રહેલો સાતમો મહાન ગુણ ક્ષમા છે. ક્ષમા એટલે માફ કરવું. એ ગુણ બહુજ કિંમતી છે અને ઘરસંસાર ચલાવવામાં બહુજ જરૂરનો છે. કારણ કે માણસ માત્ર ભૂલને પાત્ર છે અને ઘર ચલાવવું એ કાંઇ એક જાતનો સંચો નથી કે ચાવી આપી મૂકી હોય તેમ ચાલ્યા કરે, પણ એમાં તો ઘણાંએ જુદાં જુદાં માણસોની માર-

ફ્રત જુદું જુદું કામ લેવાનું હોય છે અને દરેક માણસોના સ્વભાવ, રીતભાત તથા આચાર વિચાર જુદા જુદા હોય છે, તેથી મતભેદ તો થાયજ. તે સારૂ એવી વખતે ક્ષમા રાખવાની બહુજ જરૂર છે. માટે પરમ કૃપાળુ પરમાત્માએ ખાસ દયા કરીને સ્ત્રીઓમાં એ મહાન ગુણ વધારે મૂકેલો છે.

ઘરસંસારની મુસ્કેલીઓ જેઓ જાણે છે તેઓનેજ સ્ત્રીઓમાં રહેલા ક્ષમાના મહાન ગુણની કદર હોય છે. કાંઇ બધાં માણસો એ ગુણની કિંમત સમજતાં નથી. આપણે વિચાર કરવો જોઇએ કે, ઉછાંછળા સ્વભાવને લીધે દીયરે કાંઇ આકરાં વચનો કહ્યાં હોય ને પછી તે બિમાર પડયો હોય, જેઠાણી સુખી હોય તે વખતમાં મસ્તાની હોય ને પછી તેનું દેવાળું નીકળી ગયું હોય ને પોતાને આશ્રરે આવીને પડયાં હોય, નણંદ જરા ભાટક બોલીને ખિજાઇ હોય તેથી ભાભીને હેરાન કરતી હોય, પણ પછી પોતેજ વિધવા થઇ હોય ને ભાભીની ઓશિયાળી રહેતી હોય, વર પ્રથમ માથા ફરેલ હોય ને પછી તેજ કોઇ મોટા વાંકમાં આવી ગયો હોય અને છોકરો તોફાની હોય તેથી માને વારંવાર હેરાન કર્યા કરતો હોય ને ભાગી ગયો હોય, પણ પાછળથી હારીને—લાચાર થઇને ઘરમાં આવ્યો હોય તથા સાસુ અદેખી ને જૂના વિચારની હોય તેથી વહુનું છુટાપણું તથા સુખ જોઇને બળી મરતી હોય ને પાછળથી પોતે રંડાય ત્યારે એજ વહુના હાથમાં રહેવું પડે, એવા વખતોમાં માફ કરવું એજ ખુબી છે; અને એ ખુબી ઘણીએ ભલી સ્ત્રીઓમાં હોય છે. કારણ કે માફ કરવું એ સર્વશક્તિમાન પરમકૃપાળુ પિતા મહાન પરમાત્માનો ગુણ છે. માટે શાસ્ત્રમાં પ્રભુએ કહેલું છે કે "જે બીજાઓના વાંક માફ કરે તેના વાંક હું માફ કરૂં છું ' અને તે મહાન ગુણ આપણી સ્ત્રીઓમાં છે; માટે આપણે આપણી સ્ત્રીઓને માન આપવું જોઇએ

અને તેઓમાં રહેલા એ ગુણને ખીલવવો જોઇએ.

## સ્ત્રીઓ સુધરશે ત્યારેજ આપણા દેશનો ઉદ્ધાર થશે.

આવા સાત મહાન ગુણ સ્ત્રીઓમાં રહેલા છે અને એ ગુણોમાં આપણને પ્રત્યક્ષ રીતે પ્રભુ દેખાય એટલી હદ સુધી તે ગુણો સ્ત્રીઓમાં ખીલી શકે છે. તે સારૂજ સ્ત્રીઓને માન આપવાનું તથા સુખી રાખવાનું કહેલું છે અને તે સારૂજ મહાન બુદ્ધિવાળા પવિત્ર ઋષિઓએ સ્ત્રીઓને અર્ધાંગના ગણેલી છે. કારણ કે તે આપણી પોતાની ઉન્નતિનું તથા જગતની ઉન્નતિનું અર્ધું અંગ છે. માટે જો આપણી પોતાની તથા દેશની ઉન્નતિ કરવી હોય તો આપણે સ્ત્રીઓમાં રહેલા એ મહાન સદ્ગુણોને ખીલવવા જોઇએ. પણ અફસોસ કે એ બાબતમાં આપણે બહુ બેદરકાર છીએ; તેથી સ્ત્રીઓ બહુજ પછાત છે અને તેઓના પછાતપણાને લીધેજ આપણી તથા આપણા દેશની દુર્દશા થાય છે; કારણકે કૂવામાં હોય તો હવાડામાં આવે. સ્ત્રીઓ એ કૂવા છે અને બાળકો એ હવાડા છે; માટે જો સ્ત્રીઓમાં ક્ષમા હોય તો છોકરાંઓમાં ક્ષમા આવે, સ્ત્રીઓમાં ધીરજ હોય તો છોકરાંઓમાં ધીરજ આવે, સ્ત્રીઓમાં જ્ઞાન હોય તો છોકરાંઓમાં જ્ઞાન આવે અનેસ્ત્રીઓમાં સૌન્દર્ય તથા ઐશ્વર્ય હોય તો તે છોકરાંઓમાં આવે; પણ અત્યારે તો **मूलं नास्ति** એટલે પછી **कुतःशाखा**, જ્યાં મુદ્દલ મૂળજ ન હોય ત્યાં ડાળાં હોયજ ક્યાંથી? નજ હોય. તેથીજ આપણી દુર્દશા છે. જેમકે આપણી સ્ત્રીઓ ધીરજ રાખી શકતી નથી ને તેઓને ખમી ખાતાં આવડતું નથી એટલે પછી આપણને ધીરજ રાખતાં અને દુઃખો ખમતાં ક્યાંથી આવડે? નજ આવડે, અને જ્યારે એ ન આવડે ત્યારે પછી આપણે દેશને અર્થે પરમાર્થનાં દુઃખો કેવી રીતે ખમી શકીએ? એ ન ખમી

શકાય ત્યાં સુધી આપણી પોતાની તથા આપણા દેશની ઉન્નતિ ક્યાંથી થાય? માટે મને તો એમ લાગે છે કે જ્યારે આપણી સ્ત્રીઓ સુધરશે અને તેઓમાં રહેલા કુદરતી મહાન સદ્દગુણો ખીલશે ત્યારેજ આપણો અને આપણા દેશનો ઉદ્ધાર થઇ શકશે.

એ સાંભળીને વામનરાવે કહ્યું કે, સ્ત્રીઓના ગુણો વિષે આટલું બધું હું જાણતો ન હતો, પણ તમારી વાત સાવ સાચી છે. પણ તે છતાંએ હજી મને એમ લાગ્યા કરે છે કે આપણે આટલા બધા નીચે ઉતરી ગયા ને બગડી ગયા તેનું કારણ શું? જ્યારે સ્ત્રીઓમાં રહેલા મહાન ગુણોનો ને પુરૂષોમાં રહેલા પુરૂષાર્થનો તથા આત્માના બળનો વિચાર કરીએ ત્યારે એમ લાગી જાય છે કે આટલું બધું કુદરતી બળ છતાં આપણે આવા કંગાળ કેમ! એ બાબતમાં હજી કાંઈ મારા મનનું જેવું જોઇએ તેવું સમાધાન થતું નથી.

એ સાંભળીને ત્રિવેદીએ કહ્યું કે, આપણામાં ધર્મનું બળ નથી, આપણે સત્ય ધર્મ સમજતા નથી અને આપણે અંતઃકરણનો ઇશ્વરી ધર્મ પાળતા નથી; તેથીજ આપણા બુરા હાલ થયા છે ને થાય છે. માટે હવે તો આપણે સત્ય ધર્મનું બળ મેળવવું જોઇએ. એ વિના મને તો કાંઈ બીજો રસ્તો દેખાતો નથી.

## ખોટા ધર્મથી થતી ખરાબી.

એ સાંભળીને પારેખે કહ્યું કે, ધર્મ! હાય હાય ધર્મે! ધર્મે તો આપણું સત્યાનાશ કાઢેલું છે, ધર્મે તો આપણને રમકડાં રમાડવામાંજ રાખી મૂક્યા છે, ધર્મે તો જૂના વખતના વેરો તાજાં કરવામાંજ પોતાની હોશિયારી બતાવી છે, ધર્મે તો આપણને કુવાના દેડકા બનાવવામાંજ સાર્થકતા માની લીધી છે, ધર્મે તો આપણને બહારની ઉપરછલી પોલમપોલમાંજ રાખી મૂકેલા છે અને ધર્મનાં બનાવટી

લહરાંઓથીજ આપણે ઇશ્વરથી વિમુખ થઇ ગયા છીએ. માટે જેમ બને તેમ હવે તો ધર્મના વહેમોને જગતમાંથી નાબૂદ કરવા જોઇએ; તેને બદલે તમે કહો છો કે જ્યારે આપણા લોકોમાં ધર્મ વધશે ત્યારેજ દેશનો ઉદ્ધાર થશે !

## ધર્મ એટલે શું ?

એ સાંભળીને પાઠકે કહ્યું કે બહુજ દિલગિરી! બહુજ દિલગીરી! અરે હાય હાય ! તમે ધર્મને એવો સમજો છો ?+ "જેઓ એમ માને છે કે ધર્મ એ કાંઇક બહારની વસ્તુ છે, જેઓ એમ સમજે છે કે બહારની અમુક ક્રિયાઓમાંજ ધર્મ છે અને જેઓ એમ સમજે છે કે, અમુક ગ્રંથ, અમુક ગુરૂ તથા અમુક વિચારોમાંજ ધર્મ રહેલો છે તેઓ દયાને પાત્ર છે; કારણ કે તેઓ અંધકારમાં છે. જે લોકો એમ માને છે કે મનુષ્યને ધર્મની જરૂર નથી અને દુનિયામાં ધર્મ એવું કાંઈ છેજ નહીં તેઓ નરકમાં છે. માટે એ બેમાંથી કોઇપણ એક બાજુ તરફ ન ઢળી જતાં તટસ્થ રહીને મહાત્માઓ કહે છે કે, ધર્મ એટલે કર્તવ્ય. ધર્મ એટલે મનુષ્યત્વ. ધર્મ એટલે આંતરિક પ્રેરણા. ધર્મ એટલે સદવર્તન. ધર્મ એટલે જીંદગી ઉત્તમ રીતે ગાળવાનો રસ્તો. ધર્મ એટલે શાસ્ત્રમાં કહેલા આચાર વિચાર પાળવા તે. ધર્મ એટલે આપણી ઉત્તમ ભાવનાઓને ખીલવવી તે. ધર્મ એટલે ઇશ્વરને જાણવા માટેની માનસિક તથા વ્યવહારિક ક્રિયાઓ. ધર્મ એટલે ઉન્નતિ તરફ જવાની આપણામાં રહેલી કુદરતી પ્રેરણા. ધર્મ એટલે સાચો પુરૂષાર્થ. ધર્મ એટલે મનુષ્યની જીંદગીમાં જે ઉંચામાં ઉંચી મધુરતા આવી શકતી હોય તે. ધર્મ એટલે આપણી જીંદગીમાં સ્વાભાવિક રીતે જે કાંઈ ઉત્તમતા રહેલી છે તેનું બહાર

+ સાચું સ્વર્ગ તથા સંસારમાં સ્વર્ગમાંથી આ બાબત લીધેલી છે.

પડવું તે. ધર્મ એટલે માણસથી જે કાંઇ છેવટમાં છેવટનાં સારામાં સારાં તત્વ મેળવી શકાય તે. ધર્મ એટલે સ્વાર્થવૃત્તિનો ત્યાગ. ધર્મ એટલે પોતાનું પોતાપણું ભૂલી જઇને ઇશ્વરને ખાતર જીવવું તે. ધર્મ એટલે મનુષ્યમાં જે મનુષ્યત્વ છે તે. ધર્મ એટલે અંતરનાં તાળાં ઉઘાડવાની કુંચી. ધર્મ એટલે હૃદયનો બોજો હલકો થાય તેવી દવા. ધર્મ એટલે આત્માની આડે આવતાં આવરણો સ્વાભાવિક રીતે ઓછાં થાય તેવી ખુબી. ધર્મ એટલે પરમાત્મા માટે આપણો આત્મા તલપ્યા કરે તે અને ધર્મ એટલે આત્મા પોતાનું અસલ સ્વરૂપ મેળવે તે. એટલુંજ નહીં પણ ધર્મ એટલે ઇશ્વર પોતે. " કારણ કે * "સનાતન પવિત્ર આર્યધર્મનો એ મહા સિદ્ધાંત છે કે આત્મા પરમાત્મામાંથી થએલો છે, આપણો આત્મા પરમાત્માનો અંશ છે અને આપણા આત્મામાં પરમાત્માની સત્તા વ્યાપી રહેલી છે. એટલુંજ નહીં પણ આપણો આત્મા પરમાત્મામાંથી થએલો હોવાથી સર્વ શક્તિમાન પરમાત્મામાં જે મહાન ગુણો છે, અલૌકિક શાંતિ છે, અદ્દ્ભુત આકર્ષણ છે, પરિપૂર્ણ સૌન્દર્ય છે, અનંત જ્ઞાન છે, અખંડ ઐશ્વર્ય છે, પૂર્ણ સ્નેહ છે, આદિઅંત રહિત અમરપણું છે અને અખંડ આનંદ છે, તે સર્વ ગુણો આપણા પોતાના આત્મામાં અને જગતના સૌ જીવોમાં સ્વાભાવિક રીતેજ અતિશય રહેલા છે; કારણ કે આપણે પરમાત્મામાંથી થયા છીએ. આપણા આત્મામાં પરમાત્મા વ્યાપી રહેલો છે અને પરમાત્માની સત્તાવડેજ આપણું જીવન છે. માટે પરમાત્માના બધા ગુણો ને બધી જાતની શક્તિઓ આપણામાં રહેલી છે. તેમાં ફેર એટલોજ કે પરમાત્મા સંપૂર્ણ છે ને આપણે અપૂર્ણ છીએ. તે મહાસાગરરૂપ છે ને આપણે ટીપાંરૂપ છીએ. તે સ્વતંત્ર છે ને આપણે પરતંત્ર છીએ. તે માયાને વશ રાખનારો ને માયાથી

* "સ્વર્ગના ખજાના"માંથી દાખલો ૧૬ મો.

પર છે ને આપણે માયાને આધિન થએલા છીએ અને તે સરજનહાર પાલક પિતા આપણો ધણી છે અને આપણે તેના સેવક છીએ. કુદરતી રીતેજ આમ હોવાથી અને સ્વાભાવિક રીતેજ આપણા આત્મામાં ઉપર કહ્યા તેવા ગુણો હોવાથી જીવ માત્રની પ્રકૃતિજ એવી જ છે કે, કાંઇ પણ કારણ વિના સ્વાભાવિક રીતેજ ઇશ્વર તરફ ખેંચાયા કરવું. આવી રીતે જીવ અને ઇશ્વરની વચ્ચે જે સ્વાભાવિક ખેંચાણ છે તેનું નામ ભક્તિ છે અને એ ખેંચાણ વધારવા માટે અંતરના તથા બહારના જે ઉપાયો છે તેનું નામ ધર્મ છે. એ ઉપાયો જુદા જુદા પ્રકારના ને અનેક છે, છતાં પણ તે બધાનો મુખ્ય હેતુ એકજ છે. તે એજ કે સર્વ શક્તિમાન પરમાત્માને રાજી કરવો. કારણ કે પરમાત્મા રાજી થાય ત્યારેજ આપણો આત્મા તૃપ્ત થઇ શકે છે અને ત્યારેજ સૌ જીવોને આનંદ થઇ શકે છે. માટે પરમકૃપાળુ પરમાત્મા તરફ ખેંચાવું અને તે રાજી થાય તેમ કરવું એ આપણી ફરજ છે અને એનું નામ ધર્મ છે.

## ધર્મની મુખ્ય ફરજો.

એમ કરવા માટે આપણી ઉપર જુદી જુદી ત્રણ જાતની ફરજ છે. તેમાં પહેલી ફરજ સર્વવ્યાપક અવિનાશી ઇશ્વરના સત્‌ચિદાનંદ સ્વરૂપનું જ્ઞાન મેળવવું તે. બીજી ફરજ કાંઈ પણ સ્વાર્થ વિના સ્વાભાવિક રીતેજ જગતના સૌ જીવોના કલ્યાણમાં રહેવું તે અને ત્રીજી ફરજ માયાને મિથ્યા સમજી, શરીરને ક્ષણભંગુર સમજી અને વિષયોને તુચ્છ સમજી સત્ય વસ્તુને પકડવા સારૂ પોતાના મનને જીતવું તે. ધર્મને નામે જગતમાં જેટલી જાતની ક્રિયાઓ ચાલે છે તે સર્વનો શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહેલી ત્રણ ફરજોમાં સમાવેશ થઇ જાય છે. માટે મહાત્માઓ કહે છે કે, શાસ્ત્ર જ્ઞાનથી, ભગવદ્ સ્મરણથી,

ધ્યાન વગેરે દ્વારા ઇશ્વરના સ્વરૂપનું જ્ઞાન મેળવવું એ આપણી પહેલ
ફરજ છે. એ પછી એ જ્ઞાનને તાજું રાખી શકીએ, તેને વધારે ઉપયોઃ
બનાવી શકીએ અને તેનો આ જીંદગીમાં લાભ લઇ શકીએ, માટે જઃ
તના સૌ જીવો સાથે ઉદારતાથી વર્તવું, સૌના વાંક માફ કરવા, સૈ
ભલું થાય તેમ કરવું, સૌની ઉપર આત્મદૃષ્ટિ રાખવી અને મહાન પ્રભુ
અર્થે તન, મન તથા ધનથી પ્રભુનાં બાળકો જે મનુષ્યજાત છે તે
સેવા કરવી તથા સૌ જીવોના કલ્યાણમાં રહેવું એ આપણા પિ
ધર્મની બીજી ફરજ છે. એ પછી જીંદગીમાં અનુભવા
ઇશ્વરજ્ઞાનથી તથા જગતના જીવોની સેવા કરી હોય તેઓ
આશિર્વાદથી, સેવાના બળથી ઉપજતી આત્મિક શાંતિથી ર
જ્ઞાન તથા સેવા એ બન્નેના સંયોગથી તેમાંથી એક જાતનુ અ
ર્ષણ પેદા થાય છે એ આકર્ષણથી ખેંચાઇ આવેલી પરમકૃપા
પરમાત્માની કૃપાથી મન ઠરવા લાગે છે. એ વખતે જરા ખ
વધારે પુરૂષાર્થ કરીને બધી જાતના વિષયોમાંથી તેને પાછું ખેં
લઈ શાંત કરવું અને મન, વચન તથા કર્મથી પાપવાસના છે
દઇ જીવને પ્રભુમય કરવો અને સુખદુઃખમાં, હારજીતમાં તથા ર
દ્વેષમાં સમાન વૃત્તિ રાખી સદાય સહજ સમાધિના જેવી સ્થિતિ
રહેવું એ આપણા ઉત્તમ ધર્મની મહા કલ્યાણકારી ત્રીજી ફરજ
એ ત્રણે ફરજો બરોબર રીતે બજાવવી તેનું નામ ધર્મ છે. ગ
ભાઇઓ! ઉપલક આપલપોપલીયાંમાં, બહારના ડોળડીમાકમાં, જ
વાર મૂર્ખોને રાજી કરનારા ઢોંગ ધતુરામાં, કપોળ કલ્પિત આર
વિચારમાં અને માન મેળવવા માટે તથા પેટ ભરવા સારૂ દાંભીકો
બીછાવેલી સ્વાર્થની જાળોમાં નહીં પડયા રહેતાં અંતરમાં ભગ
આવેશ ભરાય, સર્વ શક્તિમાન મહાન ઇશ્વરનું સાચું જ્ઞાન થ
જગતના જીવોને મદદ કરી શકાય અને પોતાના મનને કાબુમાં રા

શકાય તેવો પ્રાચીન ઋષિઓનો પવિત્ર સત્ય ધર્મ પાળતાં શીખો, સત્ય ધર્મ પાળતાં શીખો.

## હાલમાં આપણને કેવો ધર્મ જોઇએ છે ?

આવી રીતે ધર્મનું તત્ત્વ સમજીને દેશકાળ પ્રમાણે તથા પોતાના અંતઃકરણની પ્રેરણા પ્રમાણે નિખાલસ ઇશ્વરી ધર્મ પાળવો જોઇએ. યાદ રાખજો કે આપણા હાથપગ બાંધી રાખવા માટે કાંઇ ધર્મ નથી, આપણને ગુલામગીરીની જાળમાં રાખી મૂકવા સારૂ કાંઇ ધર્મ નથી, આપણને નમાલા બનાવી દેવા સારૂ કાંઇ ધર્મ નથી અને આપણી તથા આપણા દેશની પડતી કરવા સારૂ તથા આપણા બંધુઓનો તિરસ્કાર કરવા સારૂ કાંઇ ધર્મ નથી, પણ આપણને જગતમાં આગળ વધારવા સારૂ ધર્મ છે. આપણને આપણી સ્વાભાવિક સ્વતંત્રતા આપવા સારૂ ધર્મ છે. આપણને બધી જાતના ભયમાંથી છોડાવવા સારૂ ધર્મ છે. આપણા આત્માનું કલ્યાણ કરવા સારૂ ધર્મ છે અને જીવમાંથી શિવ બનાવવા સારૂ અથવા નરમાંથી નારાયણ બનાવવા સારૂ ધર્મ છે. માટે હવે તો આપણે બહુજ ઉદાર ને બહુજ બહાદૂરીવાળા ગુરૂગોવિંદસિંહના જેવો ધર્મ પાળવો જોઇએ.

ગુરૂગોવિંદસિંહ કહેતા કે જે ધર્મ અહીં ને અહીં આ સંસારમાંજ અને આ જીંદગીમાંજ લાભ ન આપી શકે તે ધર્મ શું કામનો ? મુવા પછી મોક્ષ મળે એવો ઉધાર ધર્મ અમને નથી જોઇતો, પણ આ જીંદગીમાંજ પરમતત્ત્વ મેળવી શકાય એવો સત્ય ધર્મ અમોને જોઇએ છે. માટે હવે અમોને ઢીલોઢફ, પોચોપચ ને બ્હીકણ ધર્મ જોઇતો નથી, પણ હવે તો અમને ભ્રાતૃભાવવાળો બહાદૂર ધર્મ જોઇએ છે. અરે, અત્યારે જ્યારે આપણા બંધુઓ અતિશય દુઃખી છે ત્યારે પણ તેઓનો તિરસ્કાર કરવાની વાતો કરવી ?

ત્યારે પણ પડયા ઉપર પાટુ મારવાને તૈયાર થવું ? ત્યારે પણ તેઓ મદદમાંથી ખસી જવું ? અને ત્યારે પણ તેઓની સાથે દુશ્મન રાખવી ? અને તેમાંજ ધર્મ સમજવો ? આમ કરવાથી આપાં ઉદ્ધાર થશે કાં ? એક તરફ આપણા બંધુઓનો તિરસ્કાર ને બી તરફ બાયલાપણું, નમાલાપણું, બ્હીકણપણું, કાયરપણું, ખોટું સંતોષ પણું અને બહારનો ખોટો વૈરાગ્ય. એથીજ આપણું અને આપ દેશનું કલ્યાણ થશે કે ? કદી પણ નહીં. માટે હવે તો આપ આપણા બાપદાદાઓનાં આગલાં પાછલાં વેર ભૂલી જવાં જોઇએ. હ આપણે આપણા નજીવા સ્વાર્થો ઉપર પૂળો મૂકી દેવો જોઇએ હવે આપણે આપણી નાતોનાં બંધનો તોડી નાખવાં જોઇએ અ હવે આપણે સૌ બંધુઓએ અભેદભાવથી ઇશ્વરી સ્નેહની સાંકળ જોડાઇ જવું જોઇએ. જ્યારે આમ કરશું ત્યારેજ આપણી પોતા અને આપણા દેશની ઉન્નતિ થઇ શકશે.

## આભડછટને લીધે શીખો હારી જતા હતા.

બંધુઓ ! ગુરૂ ગોવિંદસિંહ આમ બોલીનેજ બેઠા રહેતા નહ પણ એ પ્રમાણે કરી બતાવતા હતા. એ માટે તેમના ઇતિહાસ લખેલું છે કે નાતજાતનો ભેદ તે વખતના લોકો બહુ ચુસ્તપણે માન હતા, તેથી જ્યારે શીખ લશ્કરે પોતાની છાવણીમાં ખાવાનું તૈય કર્યું હોય ત્યારે મુસલમાન લશ્કરની ટુકડીઓ ત્યાં આવી પહોંચ અને તેમનાં રસોડાં ઉપર પથરા ફેંકતી અને લાગ મળે તો રસોડા ઘુસી જતી. તેથી એ વખતના શીખો એમ સમજતા કે આપ રસોઇને મુસલમાનો અડી ગયા તેથી તે રસોઇ અભડાઇ ગઇ. એ સમજીને એ તૈયાર થએલો ખોરાક તજી દેતા હતા અને તેઓ બીજી નવી રસોઈ બનાવવી પડતી હતી અને મુસલમાનોને તે

ખોરાક મળી જતો તેથી તેઓને લડવાનું એવડું જોર આવી જતું હતું. વળી તેઓને વખત તથા પૈસા બચતા હતા, તેથી તેઓ બહુ સહેલાઇથી ફાવી જતા હતા અને આભડછટને લીધે શીખ લોકોને છતા ખોરાકે ભૂખ્યે મરવું પડતું હતું અને પાછું ક્યારે ખાવાનું મળે તેનું કાંઇ ઠેકાણું નહતું. કારણ કે દુશ્મનની ટુકડીઓ તેઓનોજ ખોરાક ખાઇને તેઓનીજ પછવાડે લાગેલી રહેતી હતી. લડાઇના વખતમાં આ પ્રમાણે ચાલે તેથી સિપાઇઓને કેટલું બધું દુઃખ ભોગવવું પડે અને એવા ભૂખ્યા પેટવાળા દુઃખી સિપાઇઓ કેમ લડી શકે અને કેમ ફતેહ મેળવી શકે એ સવાલ ગુરૂ ગોવિંદસિંહની આગળ ખડો થયો. બે ચાર વખત આવું જોવાથી તેમને એમ ખાત્રી થઇ કે જ્યાં સુધી આવી રીતે અમે અભડાયા કરીશું ત્યાં સુધી અમે કોઇ દીવસ ફતેહ મેળવી શકવાના નથી.

## આભડછટના દુઃખમાંથી છુટવા સારૂ ઝામોરીન રાજા મુસલમાન થઇ ગયો.

કારણ કે એક સાધુ પાસેથી તેણે સાંભળેલું હતું કે, મલબારમાં જ્યારે ફિરંગી લોકો આવ્યા ત્યારે કલીકટમાં ઝામોરીન નામે હિંદુ રાજા રાજ્ય કરતો હતો. એ રાજાના વખતમાં ત્યાંના બધા હિંદુઓ જાતિભેદનાં બંધનો બહુ માનતા હતા અને એક બીજાનું ખાતાં પીતાં અભડાઇ જતા હતા; તેથી કોઇ માણસો દરિયાઇ નોકરી કરતા ન હતા. કારણ કે વહાણમાં ખાવા પીવાથી અભડાઇ જઇએ એવો તેઓના મનમાં વહેમ હતો. વળી ધર્મના બાધને નામે કોઇપણ માણસ વહાણમાં ખલાસી તથા સિપાઇ તરિકેની નોકરીમાં રહેતા નહીં, પણ ફિરંગી લોકોને નાત જાતની કાંઇ અડચણ ન હતી; તેથી તેઓ બહુ ખુશીથી દરિયાઇ નોકરી કરતા હતા અને પોર્ટુગાલથી તેઓનાં વહાણો

ઉપરા ઉપર ચાલ્યાં આવતાં હતાં. તેની સાથે લડવા સારૂ રાજા ઝામોરીન પાસે માણસો ન હતાં. માણસો મેળવવા માટે તેણે બહુ મહેનત કરી પણ ધર્મની અડચણને લીધે કોઇ પણ હિંદુ દરિયાઇ ખાતાની નોકરી કબલ કરતા નહોતા, તેથી અંતે ઝામોરીને મુસલમાનોને એ નોકરીમાં રાખ્યા. એ વખતે મલબાર કોસ્ટમાં મુસલમાનોની વસ્તી બહુ થોડી હતી તેથી ફિરંગીઓની સાથે દરિયાઇ લડાઇ કરવામાં એ સિપાઇઓ પણ પૂરા પડી શક્યા નહીં. લડાઇમાં ફિરંગીઓની ફત્તેહ થવા લાગી. એ જોઇને રાજા ઝામોરીનને વિચાર થયો કે આવું દુઃખ તે ક્યાં સુધી ભોગવાય ? છતાં સાધનોએ માત્ર એક નબળા વિચારથીજ દેશ લૂટાઇ જાય, પરદેશીઓ ફાવી જાય, રાજ્યનો નાશ થઇ જાય અને ધર્મનું સત્યાનાશ વળી જાય, એ કેમ ખમાય ! નજ. ત્યારે શું વિના કારણ એક માત્ર આભડછટના વહેમ સારૂ પોતાનું રાજ્ય ફિરંગીઓને હાથ જવા દેવું ! અંતે લાચાર થઇને બીજો કાંઇ ઉપાય ન જણાવાથી તે પોતે મુસલમાન થયો અને પોતાના જે સરદારો મુસલમાન થાય તેને જાગીરો આપવા મંડયો તથા રૈયતમાંથી જે લોકો મુસલમાન થાય તેને મોટાં મોટાં ઇનામો આપવા લાગ્યો. તેથી એ વખતે ઝામોરીન રાજાના લાગવગથી, ઉપદેશથી, લાલચથી તથા સત્તાના બળથી ઘણા માણસો પોતાનો ઉત્તમ સનાતન આર્યધર્મ છોડીને મુસલમાન થઇ ગયા. અને તે બધું શા માટે ? માત્ર એક આભડછટના કપોળ કલ્પિત ખ્યાલને લીધેજ. આ શિવાય મુસલમાન થઇ જવાનું તેને બીજું કાંઇ પણ કારણ નહતું. હિંદુ ધર્મ પ્રમાણે બીજા કોઇનું ખવાય પીવાય નહીં કે વહાણની નોકરી થાય નહીં એમ તે સમજતો હતો અને જો તે એ બાબતમાં કાંઇ વધારે છુટ લેવા માગે તો તે વખતના લોકો વધારે છુટ આપે તેમ ન હતું; તેથી બીજો કાંઇ ઉપાય

ન હોવાથી પોતાનું રાજ્ય જાળવવા સારૂ તથા ફિરંગીઓના જૂલમ-માંથી પોતાના દેશના લોકોને બચાવવા સારૂ તે મુસલમાન થઇ ગયો હતો.

## આપણા દેશની તથા ધર્મની પડતીનું મુખ્ય કારણ આભડછેટ છે.

આવી આવી બાબતો જાણવાથી ગુરૂ ગોવિંદસિંહને વિચાર થયો કે જો અમે આવી રીતે અભડાયા કરીશું તો અમારો ધર્મ રહી શકશે નહીં અને અમારા હાથમાં સત્તા પણ ટકી શકશે નહીં; કારણ કે બંગાળામાં તથા પંજાબમાં એ વખતે મુસલમાનોનું બહુ જોર હતું. ત્યાં તેણે જોયું હતું કે મુસલમાન લુંટારાઓનાં ટોળે ટોળાં ચાલ્યાં આવતાં હતાં અને જે અડફટમાં આવે તેને લૂંટી લેતા હતા તથા ઘણી વખત જોરજૂલમથી વટલાવી દેતા હતા. વટલાવવાને બીજું કાંઇજ નહિં પણ કોઇપણ હારી ગયલા કે નબળા હિંદુના મોઢામાં મુસલમાન થૂંકે અથવા જોર જૂલમથી તેને પોતાનું પીધેલું પાણી પાઇ દે ત્યારે હિંદુઓ સમજતા કે અમે અભડાઇ ગયા; તેથી કાંઇ પણ ગુન્હા વિના બીજા હિંદુઓ તેને પોતાની નાતમાંથી કાઢી મૂકતા હતા. આવી રીતે દરવરસે હજારો ને લાખો માણસોને ફરજીયાત રીતે વટલાવી દેતા હતા અને એમ કરવામાં એ વખતના ધર્મઝનુની મુસલમાનો ધર્મ સમજતા હતા. એ વખતના હિંદુઓ પણ એમ સમજતા કે મુસલમાનોનું પાણી પીઇએ તો અમે અભડાઇ જઇએ, તેથી પોતાના કાંઇ પણ ગુન્હા વિના રાજ કરતી કોમના બળાત્કારને લીધેજ હજારો માણસોને પોતાના કુટુંબથી ને પોતાના ધર્મથી વિનાકારણ હંમેશને માટે જૂદું થવું પડતું હતું. એવાં જૂદાં પડેલાં માણસો તથા તેનાં સગાં વ્હાલાંઓ અતિશય કલ્પાંત

કરતાં હતાં; પણ એ વખતના હીંદુઓ તેઓને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવીને પાછા પોતાની નાતમાં લેતા નહતા. તેથી દિનપ્રતિદિન હિંદુઓની વસ્તી ઘટતી જતી હતી અને મુસલમાનોની વસ્તી વધતી જતી હતી. આ બધા બનાવો ગુરૂ ગોવિંદસિંહે પોતાની નજરે જોયા હતા, તેથી તેમને બહુ ત્રાસ લાગતો હતો અને તેમને એવા વિચારો આવતા કે, આ દુઃખ કેમ ખમાય ! અરે ! આવું તે ક્યાંઇ હોય ? માણસ પોતાની ખુશીથી વટલી શકે કે બળાત્કારથી વટલી શકે ? પાણીના છાંટાથી વટલે કે ધર્મના સિદ્ધાંતો માનવાથી વટલે ? અંતઃકરણની ઇચ્છાથી વટલે કે બહારની વસ્તુઓથી વટલે ? અને સમજતાં છતાં ઇરાદાપૂર્વક પાપ કરે તે વટલે કે નબળાઇને લીધે તથા અજ્ઞાનપણાને લીધે ફસાઇ ગએલા નિરાધારો હોય તે વટલે ? એટલુંજ નહીં પણ દેશમાં જ્યારે અંધેર ચાલતું હોય અને તેમાં પણ પરદેશી ને પરધર્મી દુશ્મનો જ્યારે બીજા મુલકોમાં જઇને ફાવી જતા હોય ત્યારે એવા જૂલમો થાય તેમાં કાંઇ નવાઇ નથી. તેથી જેમ પંજાબમાં અફઘાનીસ્થાનના પઠાણોનાં ટોળાંઓ જૂલમ કરતાં હતાં તેમ મલબાર કોસ્ટમાં ઝામોરીન રાજા પછી ફાવી ગએલા પોર્ટુગાલના ફિરંગીઓ બળાત્કારથી હિંદુઓને વટલાવતા હતા. આ બધી મહાન ખરાબીઓને તેના ભયંકર રૂપમાં ગુરૂગોવિંદસિંહ સમજતા હતા, તેથી તેમને એમ લાગતું કે, જો આમને આમ ચાલશે તો થોડાં વરસોમાં દુનિયામાંથી સનાતન હિંદુ ધર્મ નાબુદ થઈ જશે. અને તે શા માટે ? આભડછેટની પોલને લીધેજ, આપણે બીજાઓને પવિત્ર કરી શકતા નથી તેને લીધેજ, આપણને બીજાઓના હાથનું ખાવું-પીવું ખપતુ નથી તેને લીધેજ અને અભડાઇ જવાની ધાસ્તીથી આપણે બીજા મુલકોમાં જઇ શકતા નથી તેને લીધેજ આપણું પોતાનું, આપણા દેશનું અને આપણા ધર્મનું સત્યાનાશ વળતું જાય છે.

એ બધું શા માટે ? ધર્મ સંબંધી આપણા વિચાર બહુ સાંકડા થઇ ગએલા છે તેને લીધેજ. આપણે આપણા ધર્મના હાથ પગ બાંધી રાખેલા છે તેથી આપણા ધર્મે આપણને ગુલામગીરીમાં બાંધી રાખેલા છે. આપણે આપણા ધર્મને બહુ સાંકડી હદમાં કેદ કરેલો છે તેથી તે ધર્મ આપણને ઘાંચીના બેલની પેઠે બહુજ નાનકડા કુંડાળામાં ફેરવ્યા કરે છે. આપણે આપણા ધર્મ ઉપર ચાલતી આવેલી જૂની રૂઢીઓનાં પડ વળવા દીધાં છે તેથી તે ધર્મ આપણને અજ્ઞાનપણામાં રાખી મૂકે છે અને આપણે આપણા ધર્મનાં ઉંડા રહસ્યો સમજ્યા વિના આપણી હાલની નબળાઇ પ્રમાણે તેના ખોટા અર્થો કરીએ છીએ તેથીજ તે ધર્મ આપણને નમાલાપણામાં રાખી મૂકે છે.

## હવે આપણને કેવો ધર્મ જોઇએ છે ?

માટે હવે તો આપણને ગુલામગીરીમાંથી છોડાવે તેવો ઉદાર ધર્મ જોઇએ છે. હવે તો આપણને ઘણી જાતના જૂલમોમાંથી છોડાવે તેવો મર્દાનગી ભરેલો ધર્મ જોઇએ છે. હવે તો આપણને વટલાઇ જતા અટકાવે અને ઉલટા બીજાઓને પવિત્ર કરવાનું બળ આપે એવો બળવાન ધર્મ જોઇએ છે અને હવે તો આપણા દેશના કલ્યાણ સારૂ શ્રીકૃષ્ણ ભગવાને કહેલો:-

> **सर्व [illegible]त्यज्य मामेकं शरणं व्रज ।**
> **अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**
>
> **अ. १८ श्लो. ६६**

અર્થઃ-બધાય ધર્મોને છોડી તું એક મારેજ શરણે આવ, એટલે હું તને સર્વ પાપમાંથી છોડાવીશ, તું અફસોસ કર મા.

આવો કાંઇપણ લફરાં વગરનો ચોખ્ખેચોખ્ખો ધર્મ અત્યારે આપણને જોઇએ છે અને-

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥

अ. ४ श्लो. ३६

અર્થઃ—કદી તું સૌ પાપીઓ કરતાં વધારે પાપી હોય તોપણ જ્ઞાનરૂપી વહાણથી પાપરૂપી સમુદ્રને તું સહેજમાં તરી જઇશ.

## આફત વખતના ધર્મો જુદા હોય છે.

આવો શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલો જ્ઞાનરૂપી નૌકાવાળો જાગતો ને શેકડીયો ધર્મ અત્યારે આપણને જોઇએ છે એમ સમજીને ગુરૂ ગોવિંદસિંહે પોતાના શિષ્યોને હુકમ કર્યો કે, આપણી સામે લડનારાં મુસલમાન લશ્કરનાં રસોડાં ઉપર તમે હુમલો કરી તેઓનો રાંધેલો તૈયાર ખોરાક લૂંટી લો. એ ખોરાકને અડવામાં પણ આપણી પેઠે શીખ લોકો પ્રથમ અભડાઇ જતા હતા, પણ ગુરૂ ગોવિંદસિંહના હુકમથી આભડછેટની દરકાર ન કરતાં તેઓએ એ ખોરાક લૂંટયો. એ પછી ગુરૂ ગોવિંદસિંહે તેમાંથી પહેલો કોળીયો પોતે ખાધો અને પછી પોતાના શિષ્યોને હુકમ કર્યો કે આ ખોરાક તમે ખાઇ જાઓ. એ સાંભળીને શિષ્યોને બહુ અજાયબી લાગી અને તેઓ એક બીજાનાં મોઢાં સામુ જોવા લાગ્યા, કારણ કે એ વખત સુધી તેઓમાં જાતિભેદ હતો અને તેમાં પણ મુસલમાનોને તો તેઓ બહુજ હલકા સમજતા હતા, તેથી તેઓના હાથની રસોઇ જમવામાં તેઓ મહાપાપ સમજતા હતા. ગુરૂ ગોવિંદસિંહના એ હુકમથી તેઓમાં મોટો ખળભળાટ ઉઠી ગયો અને ઘણા માણસો પોતાની મરજી પડે તેમ બડબડવા લાગ્યા, પણ ગુરૂ ગોવિંદસિંહે તેઓના બોલવાની દરકાર કરી નહીં અને તેઓને સમજાવ્યા કે, આફતકાળના ધર્મ જુદા હોય છે. જે વખતે પરદેશી અને પરધર્મી

લોકોનું આપણી ઉપર રાજ્ય હોય તે વખતના ધર્મો જૂદા હોય છે. જે વખતે દેશમાં અંધેર ચાલતું હોય ને પ્રજા ઉપર જૂલમ ગુજરતો હોય તે વખતના ધર્મો જુદા હોય છે. જે વખતે પ્રજા અજ્ઞાનપણાના અંધકારમાં ડુબેલી હોય તે વખતના ધર્મો જૂદા હોય છે. જે વખતે બે મોટી કોમોમાં પરસ્પર જબરજસ્ત વેર બંધાયાં હોય તે વખતના ધર્મો જૂદા હોય છે. જે વખતે એક બાજુવાળાઓને લાભ થવાથી સામેની બીજી બાજુવાળાઓને નુકશાન થતું હોય અને બીજી બાજુવાળાઓને લાભ થવાથી પહેલી બાજુવાળાઓને નુકશાન થતું હોય ત્યારે એ બંનેના ધર્મો જૂદા હોય છે. જ્યારે રાજ્યના જૂલમથી પ્રજામાં ભૂખમરો ચાલતો હોય ત્યારે પ્રજાના ધર્મ જૂદા હોય છે અને જ્યારે પ્રજાને દોરનારા તથા દેશને તારનારા મહાપુરૂષો પોતાના દેશને અર્થે, પોતાના ધર્મને અર્થે અને પોતાના બંધુઓને અર્થે પોતાની જીંદગીનો ભોગ આપવા બહાર પડે ત્યારે પ્રજાના ધર્મ જૂદા હોય છે. એ વખતે દેશકાળ તથા આજુબાજુના સંજોગો જોઇને અંતઃકરણની પ્રેરણા પ્રમાણે તેઓના મુખમાંથી જે વચનો નીકળે તે વચનો એજ કાયદો હોય છે, તે વખતે એ વચનો એજ નીતિ હોય છે અને તે વખતે એ વચનો એજ ધર્મ હોય છે. કારણ કે એમાંજ દેશનું તથા પ્રજાનું કલ્યાણ હોય છે, માટે ચાલતા આવેલા રિવાજો કરતાં અત્યારે તમારા ધર્મો જૂદા છે. જો તમે મને ગુરૂ તરીકે માનતા હો તો મારા હુકમને માન આપો અને ખુશી થઇને દુશ્મનની લૂંટી લીધેલી રસોઈ જમો; કારણ કે ઔરંગઝેબ હિંદુઓને મુસલમાન બનાવી આપણું જોર તોડવા ધારે છે પણ હું મુસલમાનોને હિંદુ બનાવીશ અને એ રીતે આપણું જોર વધારીશ. અરે! જરા વિચાર તો કરો કે રોજ રોજ આપણા બંધુઓ પારકા ધર્મમાં વટલાતા જાય અને પાછા આપણાજ ધર્મના દુશ્મનો બનતા

જાય તેથી આપણું કલ્યાણ થશે કે આપણે બીજાઓને આપ
ધર્મમાં લઇ લઇએ તેથી આપણું કલ્યાણ થશે ? દેશના જુદા જ
ભાગોમાંથી પ્રસંગોપાત આપણા બંધુઓ વટલાતા જાય અને ચક્રવૃ
વ્યાજની માફક વધતા જાય અને આપણે હમેશાં ઘંટતાજ જઇ
છતાં પણ એ બાબતની દરકાર ન રાખીએ, એનું પરિણામ શું ?
જરા ખ્યાલ તો કરો ? એક ઘડામાં પાણી ભરેલું હોય ને તે ઘડો જ
ફુટેલો હોય તેથી તેમાંથી હમેશાં જરા જરા પાણી ચાલ્યું જતું હો
અને ઉપરથી તેમાં નવું પાણી ન આવતું હોય તો ઘડામાં ગમે એ
વધારે પાણી હોય તો પણ યાદ રાખજો કે ઘડો તે ઘડોજ છે, તે
અંતે તેમાંથી પાણી ખૂટી ગયા વિના રહેવાનું નથી. તેમજ આપ
ધર્મને પણ જો આપણે એક ઘડા જેવો બનાવી મૂકીએ તો એ
કેમ ટકી શકે અને તેમાં શું તત્વ રહી શકે, એ જરા વિચ
તો કરો ?

## ભાઇઓ ! અત્યારે આપણો ધર્મ કયો ?

એ તમને ખબર છે ? અત્યારે દુશ્મનોનો ખોરાક ખાઇ જ
ને તેમ છતાં અભડાવું નહીં એ આપણો ધર્મ છે. અત્યારે બહાર
બનાવટી કર્મકાંડનાં લફરાંઓને લાત મારવી એ આપણો ધર્મ
અત્યારે દેશને અર્થે માથાં આપવા તૈયાર થવું એ આપણો ધર્મ
અત્યારે અંદર અંદરના નાના નાના મતભેદોને બાજુએ રાખ
દેશનાં કલ્યાણનાં કામોમાં સૌએ એકમત થઇ જવું એ આપણો ધ
છે. અત્યારે દેશના કલ્યાણ સારૂ આપણા નજીવા નજીવા ખાન
સ્વાર્થો ઉપર પૂળો મૂકવો એ આપણો ધર્મ છે. અત્યારે દેશને અ
દુઃખ ખમતાં શીખવું એ આપણો ધર્મ છે. અત્યારે દેશના કલ્ય
સારૂ મોટાં જોખમો ખેડવાં એ આપણો ધર્મ છે. અત્યારે આપ

બાળકોમાં બહાદૂરી વધે એમ કરવું એ આપણો ધર્મ છે. અત્યારે આપણી ઉપર ચાલતા અંધેર રાજ્યમાં સુધારા કરવા સારૂ તેના કામકાજમાં ભાગ લેવો એ આપણો ધર્મ છે. અત્યારે આપણી માતાઓ, આપણી બ્હેનો, આપણી સ્ત્રીઓ અને આપણી દીકરીઓ આપણા શુભ હેતુઓ સમજે ને આપણી મદદમાં રહે એમ કરવું એ આપણો ધર્મ છે. અત્યારે દરેક માણસોએ જાગવું અને પોતપોતાની ફરજો બજાવવા તૈયાર રહેવું એ આપણો ધર્મ છે. અત્યારે ન્યાયની રીતે રાજ્યના જુલમની સામે પ્રજાના પોકારને અને પ્રજાના મતને મજબૂત કરવો એ આપણો ધર્મ છે. અત્યારે ઉંચ નીચ તથા દેશી પરદેશી સૌ લોકોની સાથે ભાઇબંધી વધારવી એ આપણો ધર્મ છે અને અત્યારે આપણા ડૂબતા જતા દેશના તથા ધર્મના ઉદ્ધારને માટે જે જે ભોગો આપવા પડે તે તે ભોગો આપવા દેશના દરેક માણસોએ હમેશાં તૈયાર રહેવું એ આપણો ધર્મ છે. અત્યારે આવી આફતના વખતે નમાલા થઇને પડયા રહેવું એ કાંઈ આપણો ધર્મ નથી. અત્યારે ખરાબ રૂઢિઓની ગુલામગીરીમાં બંધાઇ રહેવું એ કાંઇ આપણો ધર્મ નથી. અત્યારે "હું ને મારી વહુ ને એમાં આવ્યું સહુ" એવા એકલપેટા થઇ બેસવું એ કાંઈ આપણો ધર્મ નથી. અત્યારે આપણાંજ દુઃખીયારાં ભાઈ બ્હેનોને કહેવું કે, "અમે ઉંચા ને તમે નીચા" એ કાંઇ આપણો ધર્મ નથી. અત્યારે અંદર અંદરના નાના નાના ખાનગી મતભેદો સારૂ દેશના કલ્યાણનાં કામોમાં આડા પડવું એ કાંઈ આપણો ધર્મ નથી. વળી અત્યારે આભડછેટની કપોળ કલ્પિત જાળ સારૂ કરીને દેશનું સત્યાનાશ વળવા દેવું અને દુશ્મનોને આપણા ઉપર ફાવવા દેવા એ કાંઇ આપણો ધર્મ નથી. પણ આપણા ધર્મના રક્ષણને સારૂ, મનુષ્યજાતને ઇશ્વરે બક્ષેલી કુદરતી સ્વતંત્રતા મેળવવા સારૂ અને દેશના કલ્યાણ સારૂ અત્યારે જમાનાને અનુસરતી

જે જે છુટો લેવી જોઇએ તથા જે જે ઉપાયો કરવા જોઇએ તે છુટો લેવી અને તે તે ઉપાયો કરવા એ આપણો ધર્મ છે. માટે જુલમમાંથી છુટવું હોય, સ્વતંત્રતા મેળવવી હોય અને દેશનું કલ્યા કરવું હોય તો દુશ્મનો પાસેથી જીતી લીધેલો આ ફતેહ ભરેલો ખોર ખાઓ, એટલે ફતેહ તમારીજ છે, એ નક્કી સમજજો. જો ફતેહનો ખોરાક નહીં ખાઓ તો પછી ફતેહ મેળવવાની આશા નથ માટે જેમ તમારી મરજી પડે તેમ કરો. એમ કહી ગુરૂ ગોવિંદસિં આકાશ સામે હાથ જોડયા અને પછી માથું નીચું નમાવી મન પ્રાર્થના કરી કે, હે પ્રભુ! આ લોકો આભડછટનાં કપોળ કલ્પિ બંધનોમાંથી છુટે એવી તેઓને સદ્બુદ્ધિ આપો.

## શીખોની ફતેહનું કારણ.

આ બોલતી વખત ગુરૂ ગોવિંદસિંહનો સ્વાભાવિક જુસ્સ તેમનો દમામદાર દેખાવ, તેમની નિખાલસતા, તેમનો ધર્મભાવ, દેશ ઝની તેમની ઊંડી લાગણી, જૂલમની સામે થવાનું તેમનું બળ, પોતા બંધુઓ ઉપરનો તેમનો પ્રેમ અને સ્વતંત્રતા મેળવવાની તેમની પ્ર પ્રચ્છા એ બધું જોઇને તેમના શિષ્યોને બહુ ચમત્કારિક અસર થ તેઓએ એજ વખતે દુશ્મનો પાસેથી જીતી લીધેલો ફતેહ ખોરાક ખાધો. ત્યારથી તેઓનું આભડછટનું બંધન તૂટી ગ તેથી તેઓ વધારે સગવડતાથી, વધારે છુટથી, વધારે બળથી વધારે નિડરતાથી લડવા લાગ્યા અને વધારે વધારે ફતેહ મેળવ લાગ્યા. કારણ કે આભડછટની જાળ એટલી બધી મોટી છે એટલી બધી અટપટી છે કે, એમાં ડગલે ડગલે માણસ ફસાઈ છે ને તે પછી આગળ વધી શકતા નથી.

## દેશના કલ્યાણ સારૂ ગુરૂ ગોવિંદસિંહે કરેલું તપ.

એ પછી ગુરૂ ગોવિંદસિંહે વિચાર કર્યો કે શીખો આભડછેટની જબરજસ્ત જાળમાંથી છુટયા એ એક મહાન કામ થયું, પણ એવું છુટાપણું એ તો ધર્મનું એક અંગ છે. ધર્મનું એક અંગ સારૂં હોય તેથી કાંઇ પૂરેપૂરૂં ફળ મળે નહીં, માટે ધર્મનું બીજું અંગ જે પુરૂષાર્થ છે, વીરત્વ છે, નિર્ભયપણું છે, સ્વાર્થત્યાગ છે અને દેશને અર્થે પ્રાણાર્પણ છે, તે જ્યાં સુધી અમારા લોકોમાં આવે નહીં ત્યાં સુધી અમારૂં કલ્યાણ થઇ શકે નહીં અને ત્યાં સુધી અમારા દેશનો ઉદ્ધાર થઇ શકે નહીં. માટે મારા બંધુઓમાં બહાદૂરી વધે એમ મારે કરવું જોઇએ. એવો વિચાર કરીને તે એક પહાડ ઉપર ગયા અને ત્યાં એકાંતમાં રહી ઘણા દિવસ સુધી ઉગ્રતપ કરી વિચારોની એકાગ્રતા કરી ખૂબ આત્મબળ મેળવ્યું. એ પછી જ્યારે તેમની ખાત્રી થઇ કે હવે મને નવું જીવન મળ્યું છે, તેથી લોકો ઉપર ચમત્કારિક અસર કરી તેઓમાં નવું જીવન લાવી શકીશ તથા સોનાં સેળાં બળથી દેશના કલ્યાણનું કાંઈક મહાન કામ કરી મારી જીંદગીની સાર્થકતા કરી શકીશ, ત્યારે તે પહાડ ઉપરથી નીચે ઉતર્યા. એ વખતે તેમનાં દર્શન કરવા સારૂ તથા તેમનો ઉપદેશ સાંભળવા સારૂ ત્યાં હજારો માણસો હાજર થયાં. ગુરૂગોવિંદસિંહે વિચાર કર્યો કે, આ લોકો પઠાણોના ને મુગલોના જૂલમમાંથી છુટવાને ઇચ્છે છે, પણ એ માટેની તેઓમાં લાયકાત છે કે નહીં? એ માટે જે દુઃખો ખમવાં જોઇએ તે દુઃખો ખમવા તેઓ તૈયાર છે કે નહીં? એ માટે જે મહાન ભોગો આપવા જોઇએ તે ભોગો આપવા તેઓ તૈયાર છે કે નહીં? એ બાબતની મારે પ્રથમ ખાત્રી કરવી જોઇએ. કારણ કે હું તેઓને દોરનારો—તેઓનો આગેવાન થવા ઇચ્છું છું; માટે તેઓમાં

કેટલું પાણી છે એ મારે તપાસવું જોઇએ. કારણ કે બે ચાર માણસોની મહેનતથી કાંઇ દેશનો ઉદ્ધાર થઇ જતો નથી. પણ જ્યારે દેશની સમસ્ત પ્રજા જાગે, જ્યારે સૌ લોકોના વિચારો એવા થઇ જાય કે હવે તો કાંઇક ફેરફાર થવોજ જોઇએ, જ્યારે સૌ લોકો પોતાના કેટલીક જાતના મતભેદો છોડી દઇને એક થઇ જાય, જ્યારે દરેક માણસો પોતપોતાથી બની શકતી મદદ કરવા તૈયાર થાય, જ્યારે દરેક માણસો દેશને અર્થે દુઃખો ભોગાવવાનું કબૂલ કરે અને જ્યારે સેંકડો આગેવાનો પોતાના પ્રાણનું બળિદાન આપવા તૈયાર થાય ત્યારેજ જૂલમમાંથી છુટી શકાય છે, ત્યારેજ સ્વતંત્રતા મેળવી શકાય છે અને ત્યારેજ દેશનો ઉદ્ધાર થાય છે. માટે એવી તૈયારી લોકોમાં છે કે નહીં ? તે જાણવા સારૂં પોતાના હાથમાં ઉઘાડી તરવાર લઇને ગુરૂગોવિંદસિંહે લોકોના મેળા વચ્ચે આવીને કહ્યું કે;

## ફતેહ જોઇતી હોય તો બળિદાન આપો.

ભાઇઓ! તમે ઔરંગઝેબના જૂલમમાંથી છુટવા ઇચ્છો છો એ બહુ ખુશીની વાત છે. કારણ કે હવે તો જૂલમની હદ થઇ છે, આપણે સૌ પાયમાલ થઇ ગયા છીએ. દરેક પળે આપણા જીવ જોખમમાં છે; આપણે સુખેથી રોટલો પણ ખાઇ શકતા નથી. આપણી મિલ્કત ક્યારે લૂંટાઇ જશે તે આપણને ખબર નથી, આપણાં છોકરાંછૈયાંના શું હાલ થશે તે આપણે જાણતા નથી, આપણી વહુ દીકરીઓની લાજ જાળવવી મુશ્કેલ થઇ પડી છે, જજીયાવેરાનો ભારે બોજો આપણાથી ઉપડી શકતો નથી, એક બાજુ દોરવાઈ ગએલા પક્ષપાતી અમલદારોના જૂલમથી આપણે તોબા તોબા થઇ ગયા છીએ, જેને આધારે આપણું જીવન છે તે આપણો સનાતન આર્યધર્મ રોજ રોજ ડૂબતો જાય છે, જેની ઉપર આપણા દેશની આબા-

દીનો મુખ્ય આધાર છે તે પવિત્ર ગૌમાતાનો ધરાર વધ થાય છે, આપણા મંદિરોને ઠેકાણે મસીદો બને છે અને આપણે સાવ ભીખારી તથા ગુલામ બની ગયા છીએ; છતાં પણ આપણી વ્યાજબી ફરિયાદો પણ દીલ્હીનો પાદશાહ સાંભળતો નથી, પણ જે ફરિયાદ કરવા જાય તેને ઉલટા હાથીના પગ નીચે કચરાવીને તે મારી નાખે છે. તોબા! તોબા! આવું દુઃખ તે કયાં સૂધી ખમાય? નજ ખમાય. માટે તમે આવા ભયંકર જૂલમમાંથી છુટવા ઇચ્છો છો એ વ્યાજબી છે અને ઇશ્વર તમોને ફતેહ આપશેજ, એમાં કાંઇ પણ શક નથી. હમણાંજ દેવીએ મને કહ્યું છે કે, ફતેહ તમારીજ છે; પણ તેમાં એક સરત છે અને તે એજ કે, દેવીને બળિદાન જોઇએ છે. જગદંબા કહે છે કે તમારામાંથી અત્યારે મને પાંચ માથાં આપો. મને લોહી જોઇએ છે. મને લોહી જોઇએ છે. મને માણસનું લોહી જોઇએ છે. તમારૂં લોહી આપ્યા વિના તમારી ફતેહ થઇ શકે તેમ નથી અને તમારૂં લોહી આપ્યા વિના તમારા દેશનો ઉદ્ધાર થઈ શકે તેમ નથી. માટે જો તમારે ફતેહ મેળવવી હોય તો મને બળિદાન આપો. મને તમારૂં લોહી આપો. મને અત્યારે તમારામાંથી પાંચ માથાં આપો. એમ કહીને લાલચોળ આંખો કરી ગુરૂ ગોવિંદસિંહ પોતાની નાગી તરવાર લોકોના ટોળાંની વચ્ચે ધુમાવવા મંડયા અને બૂમો પાડવા મંડયા કે, લાવો, લાવો. પાંચ માથાં લાવો. છે કોઇ માઇનો પૂત? તો આવો મેદાનમાં. એટલે હમણાંજ આ મારી તરવારથી હું તેનાં માથાં ઉડાવી દઉં ને દેવીને અર્પણ કરી દઉં. ચાલો, ચાલો, કેટલીવાર? દેવીને ભોગ આપવાનો વખત ચાલ્યો જાય છે. ભોગ આપ્યા વિના ફતેહ નહીં મળે, ભોગ આપ્યા વિના ફતેહ નહીં મળે. અરે! આ શું? હજી કોઇ તૈયાર નથી? આટલાં બધાં માણસોમાંથી માત્ર પાંચ માથાં પણ નહીં મળે? શરમ!! શરમ!! દેવી વચન આપે છે કે બળિદાન

આપો એટલે ફતેહ તમારીજ છે, છતાં પણ માથાં ન મળે? દેશના કલ્યાણને અર્થે માત્ર પાંચ માથાં પણ ન મળે? તેમ છતાં તમારે ઔરંગઝેબના જૂલમમાંથી છુટવું છે કાં? એ જૂલમમાંથી છુટવા માટે તો હજારો માથાં આપવાં પડશે અને સ્વતંત્રતા મેળવવા માટે તો લાખો માણુસોનો ભોગ આપવો પડશે. તેનું આતો માત્ર મંગળાચરણ છે. પ્રથમ મંગળાચરણ માટે માત્ર પાંચ માથાં પણ ન મળે? એ કરતાં વધારે દિલગીરી બીજી કઈ? જાવ, જાવ, ધિક્કાર છે આવા નમાલાપણાને. અરે! હજી પણ કાંઇ ચેતો, ચેતો ને માથાં આપવા તૈયાર થાઓ, નહીં તો તમારૂં સત્યાનાશ વળી જશે. એમ કહીને ગુરૂ ગોવિંદસિંહ વધારે વધારે જોસથી પોતાની તરવાર ફેરવવા મંડયા અને વધારે વધારે આકરાં વચનો કહેવા લાગ્યા. પણ પોતાનું માથું કપાવવા સારૂ કોઈ માણુસ ત્યાં મેદાનમાં આવ્યો નહીં; તેથી ગુરૂ ગોવિંદસિંહ બહુજ ગુસ્સે થઇ ગયા અને લોકોની નાલાયકી માટે બહુજ દિલગીરી બતાવવા લાગ્યા, ત્યારે લોકોના ટોળામાંથી એક માણુસે હિંમતથી કહ્યું કે;

અમે દુસ્મનો સાથે લડવા તૈયાર છીએ, અમે ભયંકર જોખમો ખેડવા તૈયાર છીએ. અમે કેસરીયાં કરવા તૈયાર છીએ. તમે લડવાનો ઝુંડો ઉઠાવો એટલે અમે હમણાંજ તમારી સાથે આવવા તૈયાર છીએ. અમે મરવાથી ડરતા નથી, પણ દુસ્મનોને મારીને અમે તેઓને હાથે મરવા ઇચ્છીએ છીએ. કાંઇ બળિદાનના બકરાની પેઠે વગર મોતે કપાઈ મરવા ઇચ્છતા નથી. એવી રીતે મરવું એમાં બહાદૂરી શું? અને એમ મરવું એ શું ધર્મ છે?

## અત્યારે તમારો ધર્મ જુદો છે.

ત્યારે ગુરૂગોવિંદસિંહે કહ્યું કે, હા, અત્યારે એમ કરવું એ ધર્મ

છે. કારણ કે જ્યારે તમારી ઉપર આફત આવી પડે ત્યારે તેમાંથી બચવા સારૂ તમે આફતની સામે થાઓ તેમાં શું નવાઇ? એમ તો બ્હીકણુ બિલાડી પણ જયારે સપડાઇ જાય ત્યારે પોતાની ઉપર હુમલો કરનાર માણુસની ગળચી પકડી લે છે, તેમજ જ્યારે દુશ્મનો તમારા ઉપર હુમલો કરે ત્યારે તેમાંથી બચવા માટે તમે ફાંફાં મારો ને વખતે કાંઇક જોર બતાવો એમાં કાંઇ નવાઇ નથી, પણ જો ધારીએ તો બચી શકીએ તેમ છીએ; છતાં પણ સ્વદેશ પ્રેમની લાગણીથી ખેંચાઇને જે પોતાના બંધુઓના કલ્યાણુને અર્થે પોતાનાં માથાં આપવા બહાર પડે અને એમાંજ પોતાનો ધર્મ સમજે તેનીજ બલીહારી છે. એટલુંજ નહીં પણ તમારે માટે પોતાનો પ્રાણુ આપવા તૈયાર થએલા આગેવાનો ઉપર એટલો વિશ્વાસ રાખવો એ તમારો ધર્મ છે. મોટાં મંદિરનો પાયો નાખતી વખત તેના પાયામાં ફળફુલ મૂકવાં એ આપણો ધર્મ છે. જ્યાં મોટા યજ્ઞોમાં સેંકડો મણુ ઘી હોમવાનું હોય તેમાં આપણી તરફથી આપણા ગજા પ્રમાણે નાળીએર કે સોપારી હોમવું એ આપણો ધર્મ છે અને કોઇ પણ મહાન કામની શરૂઆત વખતે પ્રથમ પોતાના ઇષ્ટદેવને ભોગ આપવો એ આપણો ધર્મ છે. એમાં નવું શું છે? હવે વિચાર કરો કે આપણુને સ્વતંત્રતા મેળવવી છે એ કરતાં વધારે મહાન કામ બીજું કયું? આપણે દીલ્હીના બાદશાહની સામે લડાઇ ઉઠાવવી છે એ કરતાં વધારે જોખમ ભરેલું કામ બીજું કયું? અને આપણે પરદેશીઓ તથા પરધર્મીઓના હંમેશના જૂલમમાંથી છુટવું છે એ કરતાં વધારે આનંદ બીજો કયો? હવે વિચાર કરો કે આ બધું કરવાનો આરંભ કરતી વખત માત્ર પાંચ માથાંનું બળિદાન પણુ ન જોઇએ? કહો કે જોઇએજ. બંધુઓ! તમે ધર્મ કોને કહો છો? ચાલતા આવેલા રિવાજોનેજ ધર્મ સમજ્યા કરવો એ મોટી ભૂલ છે. મહાત્મા કહે

છે કે, એકની એક પ્રજાનો જૂદા જુદા દેશમાં ને જૂદા જૂદા કાળમાં જૂદો જુદો ધર્મ હોય છે તેમજ અત્યારે તમારો ધર્મ જૂદો છે. કારણ કે અત્યારે આપણો દેશ આફતના મુખમાં પડેલો છે. માટે બહુજ સાંકડી થઈ ગએલી આપણા ધર્મની હદ આપણાથી બની શકે એટલી આપણે લંબાવવી જોઈએ. જે બાજુનો પવન હોય તે બાજુના સઢ ચ્હડાવવાનું ડહાપણ આપણે રાખવું જોઇએ; અને એમ વિચાર કરવો જોઇએ કે, ધર્મનાં મુખ્ય બે અંગ છે. એક જ્ઞાન અને બીજું ભક્તિ. તેમાં

## જ્ઞાનનો અર્થ

કાંઈ એવો નથી કે જે વાતોમાં આપણને ગમ ન પડે, જે બાબતોનો કદી પણ સર્વમાન્ય નિર્ણય થઇ શકે નહીં, જે બાબતો આપણી અહીંની જીંદગીના અનુભવમાં આવી શકે નહીં અને જે સવાલો હમેશાં વાંધા ભર્યાજ રહ્યા છે તથા હમેશાં વાંધા ભરેલાજ રહેશે તેવા સવાલોના વિચારોમાંજ જીંદગી ગાળવી અને દેશનાં કલ્યાણનાં કામોમાં તદ્દન નકામા થઇ પડવું, એનુંજ નામ કાંઇ જ્ઞાન નથી; પણ વસ્તુને તથા સ્થિતિને તેના યથાર્થ રૂપમાં ઓળખવી તેનુંજ નામ જ્ઞાન છે. જેમકે એમ વિચાર કરવો કે હું શા માટે જન્મ્યો છું? શું પરદેશીઓના અને પરધર્મીઓના જૂલમ ખમવા માટેજ જન્મ્યો છું? મારો ધર્મ શું છે? શું સદાય પારકાઓની ગુલામગીરીમાં પડયું રહેવું એજ મારો ધર્મ છે? મારૂં કર્તવ્ય શું છે? મારા સ્વદેશી બંધુઓને નીચ સમજવા ને તેમનો તિરસ્કાર કરવો તથા તેમનાથી દૂરને દૂર ભાગવું એ શું મારૂં કર્તવ્ય છે? શું અમારા નસીબમાં અમે દરિદ્રતાજ લખાવીને આવ્યા છીએ? શું નમાલાપણાનો અમે ઇજારો રાખેલો છે કે આખી દુનિયાનું નમાલાપણું

અમારામાંજ આવી જાય? શું પરમાત્માને ઘેરે એવો પક્ષપાત છે કે તે એક જાતના લોકોને છાપરે ચ્હડાવી દે અને બીજી જાતના લોકોને તેઓના પગ નીચે કચરાવે? આપણો દેશ અસલ કેવો આબાદ હતો, સૌ ચીજો કેટલી બધી સસ્તી હતી, કેટલી બધી જાતના ધંધા રોજગાર હતા, લોકોમાં કેટલો બધો સંપ હતો અને સૌ લોકો કેવી શાંતિથી આનંદદાયક જીંદગી ગાળતા હતા, એ શું આપણે ન જાણવું જોઇએ? તેને બદલે હાલમાં દરેક બાબતમાં આપણું સત્યાનાશ વળી ગયું છે ને ઘેરે ઘેરે હોળીઓ સળગે છે, એ શું નથી જોતા? દુનિયામાં ધનનાં દીવાળાં તો હોય છે પણ અફસોસ કે આપણા લોકોમાં તો બુદ્ધિનાં પણ દીવાળાં નીકળી ગયાં છે. તેથી આવી ચોખ્ખી બાબતો પણ આપણને સૂઝતી નથી અને આપણા પગ નીચે આગ લાગી છે તે તો દેખતા નથી પણ હજારો વરસ ઉપર લંકા બળી ગઇ તેની આગ જોવા ઇચ્છીએ છીએ અને તેને આપણે જ્ઞાન સમજીએ છીએ, તેથીજ આપણા બાર વાગી ગયા છે. માટે હવે તો આપણા ઉપયોગમાં આવી શકે અને આપણા અનુભવમાં આવી શકે એવું જ્ઞાન આપણે મેળવવું જોઇએ. એવું જ્ઞાન મેળવવું તેનુંજ નામ ધર્મ છે. કારણ કે દેશકાળ અને વસ્તુસ્થિતિ સમજવી તેનુંજ નામ જ્ઞાન છે અને એ જ્ઞાનજ ધર્મનું અંગ છે.

## ભકિતનો અર્થ.

ભકિતની બાબતમાં પણ સમજવું જોઇએ કે, બહારનાં રમકડાં રમાડયા કરવાં એમાંજ કાંઇ સાચી ભક્તિ નથી, પણ સાચી ભકિત તો કાંઇક જૂદીજ હોય છે. અને તે એજ કે બીજાઓને દુઃખે દુઃખી થવું. બ્રાહ્મણો એટલે કે વિદ્વાનો ગાયો એટલે કે જેના ઉપર દેશનો મુખ્ય આધાર છે એવી ગાયો તથા ગરીબોની રક્ષા કરવી એનું નામ

ભક્તિ છે. દૈવી સંપત્તિનો મૂળ પાયો અભયપણું છે, એમ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહેલું છે. તે મૂળ પાયાને પકડવો એટલે કે નિર્ભયપણું રાખવું, નિડર થઇને રહેવું અને બહાદૂરી રાખવી એનું નામ ભક્તિ છે. દીનતા રાખવી એટલે કે બીજાઓને ઉંચા સમજવા, બીજાઓને ઉંચે ચ્હડાવવા અને બીજાઓની કિંમત વધારવી અને પોતે છતાં સાધનોએ સાચા ભાવથી બને એટલું ઝુકી પડવું તેનું નામ સાચી ભકિત છે. સૌ જીવો પ્રભુના અંશ છે અને પ્રભુનાં બાળકો છે, એમ જાણીને સૌ જીવોનું કલ્યાણ થાય તેમ કરવું તેનું નામ ભકિત છે. શ્રદ્ધા રાખવી એટલે કે આપણાં ભલાં કર્મોનું ભલું ફળ મળશે અને ઇશ્વર દયાળુ છે માટે તે આપણને આગળ વધારશેજ, ફતેહ આપશેજ અને આપણી ફરજો બજાવવામાંથીજ તે આપણને મોક્ષ આપશે, એમ સમજવું ને એ પ્રમાણે વર્તવું તેનું નામ ભક્તિ છે. ભગવાનનો આશરો રાખવો એટલે કે બીજા સર્વ ધર્મો છોડી દઇને ભગવાનનુંજ શરણ પકડવું અને શેઠ સાહુકારો, રાજા રજવાડા, હથીયારો, ધન તથા આજુબાજુના સંજોગો વગેરે કોઇપણ બાબત ઉપર વધારે ભાર ન રાખતાં એક સર્વશક્તિમાન મહાન ઇશ્વરનુંજ બળ રાખવું અને દેશકાળ જોઇને એ બળને પોતાના આત્માના કલ્યાણનાં કામોમાં વાપરવું તેનું નામ ભક્તિ છે. પ્રભુ પ્રેમ રાખવો એટલે કે આ જગત્ એજ ઇશ્વરનું વિરાટ સ્વરૂપ છે અથવા ઇશ્વરનું જોઇ શકાય, સમજી શકાય ને લાભ લઇ શકાય એવું સ્થૂળરૂપ તેજ આ જગત્ છે. એમ સમજીને જગતની સૌ વસ્તુઓની કિંમત વધારવી તથા સૌ જીવો ઉપર પ્રેમ રાખવો અને મનુષ્યજાત સાથે અભેદ અનુભવવો તેનુંજ નામ ભક્તિ છે અને ઇશ્વરને અર્પણ થઇ જવું એટલે કે આપણી લગામ તેના હાથમાં સોંપી દેવી અને આપણા દેશ, આપણા બંધુઓ તથા આપણા ધર્મ સારૂ આપણી જીંદગી તેની સેવામાં અર્પણ કરી

દેવી તેનું નામ ભક્તિ છે. બંધુઓ! હાલમાં તો આપણને એજ ભક્તિ કામની છે.

## શ્રી કૃષ્ણ ભગવાને કહેલી ધર્મયુદ્ધની મહત્તા.

અત્યારે આપણો દેશ પાયમાલ થઇ ગયો છે અને આપણે સૌ લોકો ભયંકર આફતમાં છીએ. એટલુંજ નહીં પણ આપણી સામે ધર્મયુદ્ધ આવીને ઉભેલું છે. કારણ કે દિલ્હીનો બાદશાહ અને તેના સુબાઓ જો ન્યાયથી વર્તે તો આપણે કાંઇ લડાઇ માગતા નથી, આપણે તો માત્ર ન્યાય માગીએ છીએ, આપણે તો આપણી ઉપર ગેરવ્યાજબી જૂલમ ન થાય એટલુંજ માગીએ છીએ અને આપણે તો ફકત આપણા વ્યાજબી હકોજ માગીએ છીએ. એ બધું આપવું તો બાજુએ રહ્યું પણ ઉલટા અરજદારોનેજ તુરંગોમાં ખોસી દે છે અથવા તોપને મોઢે ઉડાવી દે છે. આવી રીતે આપણા મોઢામાં આંગળાં ઘાલી ઘાલીને ઔરંગઝેબ પરાણે પરાણે ઓકાવે છે, તેથી લાચાર થઇને આપણા બચાવ સારૂ તથા આપણા હક સારૂ આપણને લડવું પડે છે માટે એ લડાઇનું નામ ધર્મયુદ્ધ છે. ધર્મયુદ્ધની મહત્તા કેટલી બધી છે એ તમે કયાં નથી જાણતા ? એ માટે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને કહેલું છે કે;–

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥

હે અર્જુન ! દૈવ ઇચ્છાથી આવી મળેલું આવું ધર્મયુદ્ધ જે બહાદૂરોને મળે તેઓ મહાભાગ્યશાળી છે; કારણ કે તેઓને માટે સ્વર્ગનાં બારણાં ઉઘાડાંજ છે.

એટલુંજ નહીં પણ આગળ વધીને પ્રભુ એમ કહે છે કે;–

धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ।

ક્ષત્રિઓનું ધર્મયુદ્ધથી જેટલું કલ્યાણ થઇ શકે તે કરતાં વધારે કલ્યાણ કરનારૂં બીજું કોઇપણ સાધન આ દુનિયામાં નથી.

અને તેમ છતાં

**अथ चेत्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।**
**ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥**

જો તું આ ધર્મયુદ્ધ નહીં કરે તો તારો સ્વધર્મ નાશ પામશે, તારી આબરૂ જશે અને તને પાપ લાગશે.

એવું ન થાય તે સારૂ

**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।**
**तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥**

હે અર્જુન ! યુદ્ધ કરવાનો નિશ્ચય કરીને તું ઉઠ; કારણ કે જો તું ધર્મયુદ્ધમાં માર્યો જઇશ તો સ્વર્ગ પામીશ અને જીતીશ તો દુનિયાનું રાજ્ય ભોગવીશ.

એ પછી ગુરૂગોવિંદસિંહે કહ્યું કે, ભાઇઓ ! આવી રીતે આપણને તો બંને હાથમાં લાડવો છે. જો લડતાં મરી જઇશું તો સ્વર્ગમાં જઇશું અને જો જીતીશું તો દુશ્મનોનું રાજ્ય ભોગવીશું. માટે શ્રીકૃષ્ણભગવાને કહેલી હાલના જમાનાને અનુસરતી આવી સાચી ભક્તિ આપણે કરવી જોઇએ અને પ્રભુ પ્રીત્યર્થે દેશનાં કલ્યાણ સારૂ ધર્મયુદ્ધમાં આપણી જીંદગી અર્પણ કરવી જોઇએ. બોલો, આ વાત તમને કબુલ છે કે નહીં ? ત્યારે લોકોનાં ટોળાંએ મોટો પોકાર કરીને કહ્યું કે, કબુલ, કબુલ, કબુલ, હજારવાર કબુલ.

ત્યારે ગુરૂગોવિંદસિંહે કહ્યું કે એવી લૂખી કબૂલાતમાં શું વળે ? જો સાચા હો તો આવો મેદાનમાં અને ધર્મયુદ્ધનાં મંગળાચરણમાં જગદંબાને પાંચ માથાંનું બળિદાન આપો. કેમ કેટલીવાર ? છે કોઇ

માઇનો પૂત ? છે કોઈ બહાદૂર વીર ? છે કોઇ ધર્મ પાળવાવાળો ? છે કોઇ દેશની સાચી દાઝવાળો ? છે કોઇ પોતાના બંધુઓના કલ્યાણને અર્થે માથું આપનારો ? અને છે કોઇ પ્રભુનો પ્યારો ? જો હોય તો આવી જાઓ, એટલે આ તરવારથી તેનું માથું ઉડાવી દઉં ને દેવીને અર્પણ કરી દઉં. એમ કહીને લોકોનાં ટોળાંની વચ્ચે ગુરૂગોવિંદસિંહ પોતાની તરવાર ઘુમાવવા મંડયા અને જોસભેર બોલવા લાગ્યા કે, બળિદાન આપો, બળિદાન આપો, દેવીને બળિદાન આપો. એટલે ફતેહ તમારીજ છે.

# એક દેશભક્તની બહાદુરી.

એ સાંભળીને લોકોના ટોળામાંથી એક બહાદૂર જાટ ઉભો થઇને મેદાનમાં આવ્યો અને ગુરૂગોવિંદસિંહને કહ્યું કે, હું માથું આપવા તૈયાર છું; માટે તમારી તરવારથી પ્રથમ મારૂં માથું કાપો અને દેવીને ખુશી કરો. જો દેશનું કલ્યાણ થતું હોય તો માથું આપવું એમાં શું મોટી વાત છે ? માટે જલદી કરો, તમારૂં શુભ મુહૂર્ત ચાલ્યું જવા દો મા. એમ કહી આનંદી અંતઃકરણથી ગુરૂગોવિંદસિંહની સામે તે હાથ જોડીને ઉભો. ત્યારે એક હાથે તેની ચોટલી પકડી અને બીજા હાથે તેના ગળા ઉપર તરવાર ધરી ગુરૂગોવિંદસિંહ તેને ત્યાંથી થોડે દૂર દેવીની સ્થાપના કરેલા તંબુમાં લઇ ગયા.

આ વખતે લોકોના ટોળામાં અનેક જાતની લાગણી પ્રકટી નીકળી, પણ તેમાં મુખ્ય સૌ લોકો એ જાટની દેશભક્તિ તથા બહાદૂરી માટે તેને હજારવાર ધન્યવાદ આપવા લાગ્યા; અને ગુરૂગોવિંદસિંહની ભક્તિ, તેની દૃઢતા તથા તેમની સ્વદેશપ્રેમની લાગણી માટે પોતાના અંતરના ઉમળકાથી ઝુકી ઝુકીને સૌ લોકો તેમની તરફ જોઇ જોઇને વારંવાર દંડવત કરવા લાગ્યા.

## ગુરૂગોવિંદસિંહની ખુબી.

એ પછી દેવીના તંબુમાં જઇને એ દેશભક્ત બહાદૂર માણસને ગુરૂગોવિંદસિંહે એક સુંદર ઉંચા આસન ઉપર બેસાડયો અને તેને કહ્યું કે તું મારો મિત્ર છે, તું મારો જમણો હાથ છે, તું મારો દેવ છે અને તું મારો પ્રભુ છે. અરે ! તને હું મારૂં ? જે માણસ દેશને અર્થે પોતાનું માથું આપવા બહાર પડે તેને હું મારૂં ? ત્યારે મારા કરતાં નીચ બીજું કોણ ? બંધુ ! તું મારો ભાઇ છે, તું મારો બાપ છે, તું મારો અતિથિ છે અને તું મારો મદદગાર છે. માટે હવે જરાય ફિકર કરીશ મા. હું તારૂં માથું કાપવાનો નથી, પણ હું તો તારી પૂજા કરવાનો છું. એમ કહીને ગુરૂગોવિંદસિંહે તેની ડોકમાં ફુલનો હાર પહેરાવ્યો અને તેને પગે લાગ્યા.

એ પછી અગાઉથી ત્યાં બાંધી રાખેલા ડુક્કરના લોહીથી ગુરૂગોવિંદસિંહે પોતાની તરવાર તથા લુગડાં ખરડયાં અને જાણે ખરેખર તે માણસને મારી નાખ્યો હોય તેવી લાલચોળ આંખો તથા ભયંકર દેખાવ ધારણ કરી બહુ જુસ્સાથી લોકોના ટોળામાં દાખલ થયા અને કહ્યું કે એક બળિદાન તો મળ્યું, હવે બીજું બળિદાન લાવો, હવે બીજું માથું લાવો. જલદી કરો, જલદી કરો. મુહૂર્ત ચાલ્યું જાય છે. અરે ! આટલી બધી વાર ! દેશના કલ્યાણના કામમાં માથું આપતાં આટલી વાર ? ફતેહનાં બળિદાનમાં આટલી વાર પ્રભુની અર્થે માથું આપવામાં આટલી વાર ? આ કરતાં વધારે નાલાયકી બીજી કઇ ? એમ કહીને બહુ જુસ્સાભર રીતે લોકોનાં ટોળાં વચ્ચે ગુરૂગોવિંદસિંહ પોતાની તાજા લોહીથી ખરડાએલી તરવાર ફેરવવા મંડયા.

## સાચા દેશભક્તો.

આ વખતનો ગુરૂગોવિંદસિંહનો દેખાવ એવો ભયાનક હતો કે

ા જોઇને કોઇપણ માણસને પોતાના અંતઃકરણમાંથી હાય લાગી
યા વિના રહે નહીં, છતાં પણ લોકોને તેની ઉપર એટલો બધો
શ્વાસ થતો અને દેશના કલ્યાણ સારૂ પોતાના પ્રાણ આપવા પ્રજા
રલી બધી તૈયાર થઇ રહી હતી કે આવા ખરેખરીના વખતે
ક બીજો બહાદુર માણસ ત્યાં મેદાનમાં આવ્યો અને ગુરૂગોવિંદસિં-
ને હાથ જોડીને કહ્યું કે, હું મારૂં માથું આપવા તૈયાર છું.
ારે ગુરૂગોવિંદસિંહે કહ્યું કે, સાબાશ, બચ્ચા સાબાશ. એમ કહી
ની પણ ચોટલી પકડી ગળા ઉપર તરવાર ધરી ઝપાટાબંધ દેવીના
ંબુમાં લઇ ગયા અને પેલા માણસની માફક એ બીજા બહાદુરને
ણ ગુરૂગોવિંદસિંહે ઉંચા આસન ઉપર બેસાડી તેની પૂજા કરી
મને તેને ફુલનો હાર પહેરાવ્યો.

## દેવીનું વરદાન.

દેશના કલ્યાણ સારૂ આવી રીતે એક પછી એક પાંચ માણસો
ાતાનાં માથાં આપવા બહાર પડયા અને તે સૌનું ગુરૂગોવિંદસિંહે
હુ સન્માન કર્યું. એ પછી એ પાંચે દેશભકતોને દેવીના તંબુમાંથી
રૂગોવિંદસિંહ પોતાની સાથે લોકોના ટોળાંમાં તેડી લાવ્યા. એ
ેઇને સૌ લોકો બહુજ અજબ થયા અને ખુશાલીના પોકારો કરવા
ાગ્યા. કારણ કે લોકો તો ખાત્રીપૂર્વક એમજ માનતા હતા કે
ઓનાં માથાં ઉડાવી દેવામાં આવ્યાં છે ને તેઓ સ્વર્ગમાં પહોંચી
યા છે, તેને બદલે તે બધાને જીવતા જોઇને સૌ લોકોને બહુજ
ાજાયબી લાગી. આ વાત તેઓને એક બહુજ મોટા ચમત્કાર
વી લાગી. એટલુંજ નહીં પણ એ વખતે જાણે સ્વપ્નું જોતા હોય
ેમ લોકોને થઇ ગયું, તેથી લોકો બહુજ આનંદમાં આવી ગયા
ને ખુશાલીના પોકારો કરી ધર્મની તથા ગુરૂગોવિંદસિંહની જય

બોલાવવા લાગ્યા અને એ પાંચ દેશભકતોની પણ જય બોલાવવા લાગ્યા. એ ઉભરો જરા નરમ પડયા પછી ત્યાં મળેલા લોકોના ટોળાને ગુરૂગોવિંદસિંહે કહ્યું કે, ભાઇઓ! જગદંબાનો જયજયકાર બોલો, કારણ કે તેણે આ દેશભકતોને નવી જીંદગી આપી છે. વળી કહ્યું છે કે, હું આવા બહાદૂરોનું લોહી પીતી નથી, હું આવા દેશભકતોનાં બળિદાન લેતી નથી અને હું મારાં બાળકોને ખાતી નથી, પણ તેઓને તો ઉલટી હું મદદ કરૂં છું અને તેઓનાં સુખ સારૂ તો હું મારૂં લોહી આપવા તૈયાર થાઉં છું. મારા વ્હાલા ભકતો! મને લોહી જોઇએ છે એ વાત સાચી. પણ તે કોનું? મને દેશના દુશ્મનોનું લોહી જોઇએ છે અને હું કર્તવ્યહીન નમાલાં માણસોને ખાઉં છું. કાંઇ તમારા જેવા સ્વદેશભકતોને નહીં. અરે! જો હું આવા અર્પણ થઇ ગયેલા ભકતોનું લોહી પીઉં તો હું દેવી શેની? તો તો હું રાક્ષસી કહેવાઉં. મારે તો તમારી દેશભક્તિ ને તમારી બહાદૂરીની પરીક્ષા લેવી હતી; કારણ કે નમાલાં માણસો કદી વધુ જીવે તોપણ એથી તેઓને પોતાને શું ફાયદો? એથી તો તેઓ ઉલટાં વધારે દુઃખી થાય, તેમજ નમાલાં માણસોના જીવત્રાથી જગતને પણ શું લાભ? ઉલટાં તેઓ બીજાઓને બોજારૂપ થઇ પડે. વળી નમાલા માણસોના જીવવાથી પરમાત્માને પણ શું લાભ? કારણ કે નમાલાં માણસો કાંઇ સાચી ભક્તિ કરી શકે નહીં કે ઉંડું જ્ઞાન મેળવી શકે નહીં. માટે એવાઓને તો હું ખાઇજ જાઉં છું. જો તમે પણ મારી પરીક્ષામાં નાપાસ થયા હોત તો હું તમારૂં પણ સત્યાનાશ કહાડી નાખત, પણ બહુ ખુશીની વાત છે કે તમે એ પરીક્ષામાં પાસ થયા છો. માટે હું રાજી થઇને તમને વરદાન આપું છું કે અંતે ફતેહ તમારીજ છે. પણ તેમાં સરત એટલીજ કે જ્યાં સુધી તમે બહાદૂર રહેશો, જ્યાં સુધી તમે સંપીલા

રહેશો, જ્યાં સુધી તમે સ્વદેશપ્રેમી રહેશો, જ્યાં સુધી તમે તમારા કર્તવ્યમાં મચેલા રહેશો અને જ્યાં સુધી તમે તમારા બંધુઓના કલ્યાણ સારૂ જીંદગી અર્પણ કરી શકશો ત્યાં સુધીજ તમારી ફતેહ છે, પણ જ્યારે એવા સદ્‌ગુણો તમારામાં ન હોય ત્યારે તમારી ફતેહ નથી. માટે જો ફતેહ જોઇતી હોય તો સ્વદેશ પ્રેમી થજો, બહાદૂર થજો અને દેશને અર્થે તમારા સ્વાર્થનો ભોગ આપતાં શીખજો, એટલે મારા વરદાનથી ફતેહ તમારીજ છે. એમ કહીને દેવી અંતર્ધાન થઇ ગઇ. માટે ભાઈઓ! આ દેવીની કસોટીમાં પાસ થયેલા બહાદૂર વીરોને નમન કરો, આ દેશભકતોને મદદ કરો, આ ધર્મના થાંભલાઓની સેવા કરો અને તેઓને પગલે ચાલો. કારણ કે તેઓએ દેશને અર્થે પોતાનાં માથાં અર્પણ કરેલાં છે, એઓએ ધર્મના રક્ષણ સારૂ પોતાના પ્રાણનું બળિદાન આપેલું છે અને હાલમાં જીવતા છતાં તમારા સુખ સારૂ તેઓ મરી ચુકેલા છે. એટલુંજ નહીં પણ જ્યારે જરૂર પડશે ત્યારે ફરીથી પણ તેઓ તમારે માટે મરશે. માટે તેઓને નમો, તેઓની સેવા કરો અને તેઓના હુકમને માન આપો.

## સ્વદેશપ્રેમની ખુબી.

એ પછી એ પાંચ દેશભકતો સામે જોઇને તેઓને ગુરૂ ગોવિંદસિંહે કહ્યું કે, મારા વ્હાલા મિત્રો! તમે નશીબદાર છો, કારણ કે તમે દેશના કલ્યાણ સારૂ તમારા પ્રાણ આપવા બહાર પડેલા છો. તમે ઇશ્વરના કૃપાપાત્ર છો, કારણ કે તમારા બંધુઓના કલ્યાણ સારૂ તમે ઇશ્વરને અર્પણ થએલા છો. તમારી જીંદગીની સાર્થકતા થઇ છે, કારણ કે તમે જીંદગીના હેતુઓ સમજ્યા છો અને એ પ્રમાણે વર્તી શક્યા છો, માટે તમે ધન્યભાગ્ય છો અને હવે હંમેશાં એજ પ્રમાણે વર્તતા રહેજો એજ મારી તમને ભલામણ છે એ

પછી લોકોનાં ટોળાં સામે જોઇને ગુરૂગોવિંદસિંહે કહ્યું કે, ભાઇઓ બહાદૂરીની ખૂબી તો જુઓ! દેશને અર્થે અર્પણ થઇ જવાની મઝ તો જુઓ! આપણા પવિત્ર ધર્મનું મહાન બળ તો જુઓ! સ્વતંત્ર તાનો આનંદ તો જુઓ! પોતાના બંધુઓના કલ્યાણ સારૂ માથ આપવાની મજા તો જુઓ! ધર્મના તથા દેશના દુશ્મનો ઉપર ફતે મેળવવાનો આનંદ તો જુઓ! અને જીંદગીની સાર્થકતા કરવાન ચાવીની જરા ખૂબી તો જુઓ! હજી તો એ કાંઇ આપણે કર્યું નથ પણ માત્ર તેના વિચારજ કરીએ છીએ, એટલામાં પણ આપાં કેટલા બધા બદલાઇ ગયા છીએ? એ જરા જુઓ તો ખરા? અત્યા આપણામાં કેટલો બધો જોસ છે? અત્યારે આપણામાં કેટલી બધ એકતા છે? અત્યારે આપણામાં કેટલી બધી હિંમત છે? અત્યા આપણામાં કેટલો બધો સ્વાર્થત્યાગ છે? અત્યારે આપણામાં કેટલ બધી બહાદુરી છે? અત્યારે આપણામાં કેટલું બધું ધર્મનું બળ છે અત્યારે આપણામાં કેટલો બધો પરમાર્થ છે? અત્યારે આપણા કેટલા બધા ઉત્તમ સદ્દગુણો આવી ગયા છે? અત્યારે આપણામાં કે નવું લોહી આવી ગયું છે? અત્યારે આપણામાં કેવી સાચી ભકિ આવી ગઇ છે? અત્યારે આપણને કેવું નવું જીવન મળી ગ છે એ જરા જુઓ તો ખરા?? એ બધું શેમાંથી? સ્વદેશ મની તૈયારીમાંથી. હવે વિચાર કરો કે જે કામનો આરંભ કરવા પણ આટલી બધી ખૂબી છે તે કામ પાર ઉતરે ત્યારે તેનો આન કેટલો બધો હશે? માટે ભાઇઓ! જો એ આનંદ લૂંટવો હોય આ પાંચ બહાદૂર વીરોએ જેમ પોતાની જીંદગી અર્પણ કરેલી તેમ તમે સૌ દેશના કલ્યાણ સારૂ તમારી જીંદગી અર્પણ કરો, એ ફતેહ તમારીજ છે, આબાદી તમારી જ છે, સ્વતંત્રતા તમારી છે અને ભારતનું રાજ્ય તમારૂં તમારૂં ને તમારૂંજ છે. માટે દેશ

અર્થે માથાં આપવા તૈયાર થાઓ, માથાં આપવા તૈયાર થાઓ.

# દેશભકત ગુરૂગોવિંદસિંહનો પ્રતાપ.

આ ઉપદેશ કરતી વખતે ગુરૂગોવિંદસિંહના શરીરનો જુસ્સો, તેમના ચ્હેરાની ભવ્યતા, તેમની અંતરની લાગણીઓનો ઉછાળો, તેમની દ્રઢતા, તેમનું સ્પષ્ટ વકતાપણું, તેમની વાણીની મીઠાશ, તેમનો પોતાના બંધુઓ ઉપરનો પ્રેમ, તેમનું ઉંડું જ્ઞાન, તેમની સાચી ભક્તિ, તેમનું વિરત્વ અને તેમનું નિઃસ્પૃહીપણું જોઈને લોકો છક થઇ ગયા અને જાણે તેમની ઉપર કોઈએ જાદુ (મેસ્મેરિઝમ) કર્યું હોય તેમ તેઓ સ્તબ્ધ બની ગયા. તેમને આધિન થઇ ગયા અને સાચા ભાવથી કહેવા લાગ્યા કે, હે ગુરૂ ! જેમ તમે કહો તેમ કરવા અમે સૌ તૈયાર છીએ. આ માથાં તમારાંજ છે અને એમાં કાંઇજ શક ન હતો, ખરેખરૂં એમ જ હતું. તેથીજ ગુરૂગોવિંદસિંહના બહાદુર શિષ્યો સૌ ઠેકાણે ઉપરા ઉપરી ફતેહ મેળવવા લાગ્યા અને એટલે સુધી કે મહા બળવાન તથા કોઇપણ જાતના દગા ફટકા કરવાથી ન ડરે એવા દીલ્હીના બાદશાહ આરંગઝેબને પણ તેની ફિકર લાગવા માંડી. આટલું બધું બળ ગુરૂગોવિંદસિંહે સ્વદેશપ્રેમ તથા આત્મભોગમાંથી મેળવ્યું હતું. એટલુંજ નહિ પણ પંજાબનો કેસરીસિંહ રણજીતસિંહ કે જેણે કાબુલ જીતી લીધું હતું અને જેનાથી અફઘાનિસ્થાનના પઠાણો થરથર ધ્રુજતા હતા તથા અંગ્રેજો પણ જેને નમીને ચાલતા હતા અને જેના શીરપેચનો કોહીનુર મહારાણી વિક્ટોરીયાના તાજમાં શોભી રહ્યો હતો તે મહા રાજા રણજીતસિંહ પણ ગુરૂગોવિંદસિંહના શિષ્ય હતા. વળી આજે પંજાબમાં ઝીંદ, નાભા, પતીયાલા, કપુરથલા તથા કાશ્મીર વિગેરે શીખ રાજ્યો છે તે પણ ગુરૂગોવિંદસિંહના શિષ્યો છે, તેમજ નામદાર અંગ્રેજ સરકારના લશ્ક-

રમાં સૌથી વધારે વખણાએલી જે પલટણો છે તથા જેણે અફઘાન
સ્થાન, ટ્રાન્સવાલ અને ચીનમાં પણ જય મેળવેલો છે તે પલટણે
બહાદૂર શીખ લોકોનીજ છે અને એ બધો ગુરૂગોવિંદસિંહનો
પ્રતાપ છે. હવે વિચાર કરો કે જેનો પ્રતાપ હજી સુધી પણ આટલે
બધો છે અને જેના શિષ્યો શ્રી વાહ ગુરૂજીકી ફતેહ એમ બોલ
બોલતે ગમે તેવી ભયંકર આફતોના મુખમાં ચાલ્યા જતા પણ ડરત
નથી તો તેમના ગુરૂમાં તેની હયાતી વખતે કેટલું બધું સામર્થ્ય હશે ?
જરા ખ્યાલ તો કરો ? જેણે મહા જબરજસ્ત જાતિબંધન તોડી નાખ્યું
જેણે ઉપરછલાં બહારનાં કર્મકાંડનાં લફરાં કહાડી નાંખ્યાં, જેણે
ઘણાએ મુસલમાનોને હિંદુ બનાવ્યા અને જેણે તાઇ, પીંજારા, વણક
તથા દરજી વગેરે બહુ બહીકણ લોકોને પણ સિંહ બનાવ્યા અને
માત્ર કહેવાના નહીં પણ ખરેખરા સિંહ બનાવ્યા તે મહાત્મા
આત્મિકબળ કેટલું બધું મહાન હશે એ ખ્યાલ તો કરો ? એ ખ્યા
કરતાં પણ આપણને અજાયબી લાગે છે. ત્યારે જે માણસો તેમ
પાસે હશે તેઓને કેટલી બધી અજાયબી લાગતી હશે ? અને એ
અજાયબીને લીધે તેઓના મનમાં શું શું ભાવો આવતા હશે,
તમને ખબર છે ? ગુરૂગોવિંદસિંહનાં આવાં મહાભારત અદ્ભુત પ
ક્રમને લીધે જેને લાંબો વિચાર કરવાની શક્તિ ન હોય એવા ઘણા
શિષ્યો તેમને ઇશ્વરનો અવતાર સમજવા લાગ્યા અને કોઇ કોઇ શિષ
તો તેમને સાક્ષાત ઇશ્વર માનવા લાગ્યા. આ વાતની ગુરૂગોવિંદસિંહ
ખબર પડી, તેથી તે શુદ્ધ હૃદયનો મહાત્મા બહુજ દિલગીર થ
કારણ કે તેમને લાગ્યું કે, ઇશ્વરની કૃપા વિના મારાથી એક તણખ
પણ હાલી શકે નહીં ને તેમ છતાં હું ઇશ્વર! હું મલિન વસ્તુઓ
થી પેદા થયો છું, હું મળમૂત્રનો ભરેલો છું અને સૌની પેઠે ક
સવારે હું પણ મસાણમાં ફુંકાઈ જવાનો છું, તેમ છતાં પણ

ઇશ્વર! લોકો ઇશ્વરની મહત્તા સમજતા નથી. આવા આવા વિચારોથી તેમને બહુ ત્રાસ લાગ્યો અને તેને એમ થયું કે, આ તો "બકરૂં કાઢતાં ઊંટ પેઠું" કારણ કે હું તો લોકોને કર્મકાંડની જાળમાંથી છોડાવવા માગું છું તેને બદલે હું પોતેજ ઇશ્વર બની જાઉં! ત્યારે ધિક્કાર મારા જ્ઞાનને અને ધિક્કાર મારી ભક્તિને. હે પ્રભુ! અજ્ઞાન લોકોના મૂર્ખાઇ ભરેલા આવા વિચારોને જો હું ઉત્તેજન આપું તો મારી ઉપર તારા શ્રાપ ઉતરજો એમ કહેતે કહેતે ગુરૂગોવિંદસિંહની આંખમાં પાણી આવી ગયું. એ પછી તેમણે પોતાના શિષ્યોને ખાસ બોલાવીને કહ્યું કે,

દોહરો.

જો શીખ મુઝે ઇશ્વર ઉચરહી,
　　વો શીખ નરક કુંડમેં પરહી;
મૈં હું પરમ પુરૂષકા દાસા,
　　દેખન આયા જગત્ તમાસા.

## કોઇ પણ માણસને ઇશ્વર સમજો મા.

એ પછી ગુરૂગોવિંદસિંહે કહ્યું કે, ભાઇઓ! જો તમે એમ કહો કે અમે તમારા દેહને ઇશ્વર નથી માનતા પણ તમારા જીવાત્મામાં જે ઇશ્વરનો અંશ છે, તમારામાં જે કુદરતી ચૈતન્ય છે અને તમારામાં જે સાક્ષીરૂપે સર્વવ્યાપક ઇશ્વર રહેલો છે તેને અમે ઇશ્વર માનીએ છીએ, તો તમારી એ વાત પણ ખોટી છે. કારણ કે તમોને આમ વાતો કરતાં આવડે છે, પણ તમે એ સ્વરૂપને સમજતાજ નથી. જો એ સર્વવ્યાપક ચૈતન્યને તમે સમજતા હો તો એ ચૈતન્ય તો સદાકાળ સૌ ઠેકાણે છે, માટે દરેક પળે જ્યાં જ્યાં તમારી દૃષ્ટિ પડે ત્યાં ત્યાં તમને એનોજ અનુભવ થવો જોઇએ. જેને

એવો અનુભવ થાય તે એકજ માણસ કે એકજ મૂર્તિને ઇશ્વર સમજે અને બાકીના સૌ જીવો તથા સૌ વસ્તુઓને હલકી સમજે એવા પોલાણવાળા હોય નહીં, પણ તેઓને તો સર્વત્ર સમદર્શનજ થાય છે અને એવી સ્થિતિ તમારી નથી તેથી મારામાં રહેલા ચૈતન્યને તમે ઇશ્વર નથી માનતા, પણ તમારા જોવા સમજવામાં આવે એવી મારી સ્થૂલતાનેજ તમે ઇશ્વર મનો છો, અને એવાં પાપમાંથી છોડાવવા માટે હું જ્યારે તમોને સમજાવુંછું ત્યારે ઇશ્વરના સર્વવ્યાપક ચૈતન્ય આગળ ધરીને તમે તમારા મનને ઠગો છો અને મને પણ ઠગો છો. કારણ કે એ ચૈતન્યના અસલ સ્વરૂપનું તો તમોને ભાન પણ નથી. જો એ ભાન હોય તો મારા એકલામાંજ તે તમને કાં દેખાય? તે તો સૌ ઠેકાણે દેખાવું જોઇએ. કારણ કે તે સર્વવ્યાપક છે અને તેમ છતાં તેને એક ઠેકાણે કે અમુક માણસમાંજ કે અમુક મૂર્તિમાંજ જોવું કે સમજવું એને તો શ્રીમદ્ ભગવદ્ ગીતામાં મહાત્મા શ્રીકૃષ્ણે તમોગુણી જ્ઞાન કહેલું છે. માટે વ્હાલા બંધુઓ! તમે ઉત્તમ અધિકારી થઇને એવા તમોગુણી જ્ઞાનમાં પડયા રહો મા, તમોગુણી જ્ઞાનમાં પડયા રહો મા: પણ સત્ય સમજો, તત્વ સમજો, રહસ્ય સમજો ને એ પ્રમાણે વરતો.

ભાઇઓ! તમે મને ઇશ્વર સમજયા કરો અને એ બાબતોને નજીવી સમજીને હું ચલાવી લઉં તો એ તમારી અને મારી કેટલી બધી મૂર્ખાઈ કહેવાય? વળી તમને તથા મને એનું કેટલું બધું પાપ લાગે? એ તમે જાણો છો? તમે એ નથી જાણતા તેથીજ એવી ભૂલ કરો છો, પણ હું એ મહાપાપને તેના ભયંકર રૂપમાં સમજું છું, માટે મારે તમને એ પાપમાંથી બચાવવા જોઇએ. અરે હું ઇશ્વર! મને ઇશ્વર કહેતાં તમારી જીભ કેમ નથી તૂટી પડતી! હું ઇશ્વર છું એમ સાંભળતાં મારા કાન કેમ નથી ફુટી જતા!

કારણ કે આપણે પોતેજ ઇશ્વર બની જઇએ અને આપણી સ્થૂલ-તાનેજ ઇશ્વર સમજ્યા કરીએ એ કરતાં ઇશ્વરનું વધારે અપમાન બીજું કયું? એ કરતાં વધારે અજ્ઞાનપણું બીજું કયું? એ કરતાં વધારે નાસ્તિકપણું બીજું કયું? અને જ્ઞાની ભગતોને એ કરતાં વધારે ત્રાસ આપનારી બાબત બીજી કઇ?

બંધુઓ! મારા હાથમાં મસાલ છે. હું તમારાથી થોટાંક કદમ આગળ ચાલેલો છું, હું તમોને રસ્તો બતાવનાર તમારો ભોમીયો છું અને તમે મારી પાછળ ચાલનારા છો. માટે મને ગુરૂ સમજીને લોકાચાર પ્રમાણે તથા અંતઃકરણની લાગણીથી ચોક્કસ હદ સુધી માન આપો એ વાજબી છે, અને તમારા કલ્યાણ સારૂ શાસ્ત્રના હુકમ પ્રમાણે એવું કાંઇક માન સ્વીકારવું એ મારી ફરજ છે. એ હું જાણું છું પણ જ્યારે તમે મને જરૂર કરતાં વધારે માન આપો છો ત્યારે હું મારા મનમાં કેટલો બધો શરમાઉં છું અને જે માન ઇશ્વરને આપવું જોઇએ તે માન તેને બદલે મને અપાતું જોઇને હું મારા મનમાંથી કેટલો બધો દિલગીર થાઉં છું એ તમે સમજો છો? જો એ સમજતા હો તો તમોને મારી દયા આવ્યા વિના રહે નહીં. કારણ કે હું ચોખ્ખી રીતે એમ સમજું છું ને પ્રત્યક્ષપણે એમ અનુભવું છું કે, મારામાં કાંઇ પણ માલ નથી, મારી કાંઇ પણ સત્તા નથી અને એ મહાસાગરની આગળ હું એક ટીપા બરોબર પણ નથી; છતાં પણ જો તમોને મારામાં કાંઇ દેખાતું હોય તો તે પરમકૃપાળુ પિતા સત્‌ચિદાનંદ પરમાત્માની કેવળ કૃપાજ છે. માટે મારી એવી સ્થિતિ નજરે જોયા છતાં અને વારંવાર એવો અનુભવ લીધા છતાં હું ઇશ્વર તરીકેનું માન કેમ લઇ શકું? એટલુંજ નહીં પણ જેને આવો અનુભવ થતો હોય તેનેજ જ્યારે બીજાઓ ઇશ્વર કહે ત્યારે એ ભગતને કેટલો બધો ત્રાસ લાગે? અને તેનાથી એ કેમ ખમી

શકાય ? એ જરા ખ્યાલ તો કરો ? નજ ખમી શકાય અને મારાથી પણ એ નથીજ ખમાતું; માટે હું તમને કહું છું કે જે મને ઇશ્વર કહેશે તે શિષ્ય નરકના કુંડમાં પડશે.

## જે પોતેજ ઇશ્વર બની જશે તેનું તો સત્યાનાશ વળી જશે.

ભાઇઓ ! બીજા આંબાઓ કરતાં જે આંબો બહુ મોટો હોય અને જેને ઘણાં ફળો આવતાં હોય તે આંબા ઉપર પણ જંગલી ગામડીયા લોકો સિંદૂરનું ત્રિશુળ કાઢે છે અને દરવરસે તેની પાસે ધૂપ-દીવો કરે છે, તેને નૈવેદ ધરાવે છે, તેની આરતી ઉતારે છે, તેની પ્રદક્ષિણા કરે છે અને તેની પૂજા કરે છે; તથા કોઇ કોઇ લોકો તો પોતાની મનકામના પૂરી થવા માટે એ આંબાની કાંઇ કાંઇ માનતા પણ કરે છે અને આવીજ રીતેજ ગામને ઝાંપે જે વાવ હોય, જેનું પાણી પોતે રોજ રોજ પીતાં હોય અને જે વાવથી ઘણા જીવોને સુખ થતું હોય તે વાવની કોઇ કોઇ નિમિત્તે ગામડાંની બાયડીઓ પૂજા કરે છે, તેમજ મને ગુરૂ માનીને એ અજ્ઞાની લોકોની પેઠે તમે મારી પુજા કરો એ પણ મને તેવુંજ લાગે છે. કારણ કે એ ગામડીયાઓ આંબાની પુજા કરે છે અને અજ્ઞાન સ્ત્રીઓ વાવની પૂજા કરે છે પણ જે આંબાને બનાવનાર છે, આંબાને જીવાડનાર છે અને આંબામાં ફળ આપનાર છે તથા જે પાણીનો બનાવનાર છે, જે વાવ ખોદવાની અક્કલ તથા શક્તિ આપનાર છે અને જે વાવમાં પાણી આપનાર છે તેને એ જંગલી ભોળા લોકો ઓળખતા નથી અને તેની પૂજા કરતા નથી. તમે ઉત્તમ અધિકારી હોવા છતાં પણ મારી પૂજા કરો છો ને એ જંગલીઓની પેઠે વરતો છો એજ મારી દિલગીરી છે. અરે ! જરા વિચાર

તો કરો કે ભલે કદી મારામાં તમારા કરતાં કેટલાક ગુણો ચ્હડી-યાતા હોય અને એથી તમોને બહુ ફાયદો થતો હોય તોપણુ મને એ ગુણો આપનાર કોણુ? મારી જીંદગી ટકાવનાર કોણુ? મને હયાતીમાં લાવનાર કોણુ? મને આવી શક્તિ આપનાર કોણુ? યાદ રાખજો કે એ બધું કરનાર સર્વશક્તિમાન મહાન ઇશ્વરજ છે. અને તેજ હંમેશાં સૌને પૂજવા યોગ્ય છે. એ શિવાયની પૂજા તે બધી જુઠ્ઠી પૂજા છે અને એના વિનાની બીજી જે જે પૂજા થાય તે બધું પાપ છે. એટલુંજ નહીં પણુ જે માણુસ પોતે પોતાને ઇશ્વર સમજે અથવા બીજાઓની પાસે ઇશ્વર કહેવરાવે તેનું તો સત્યાનાશ વળી જશે. કારણુ કે અરે હાય હાય! ઇશ્વર કયાં અને આપણે કયાં? તે જો ધારે તો તુરતજ મારી બુદ્ધિ ફેરવી નાખે અને તમને સને હું બહુજ અળખામણો લાગું તેવો મને કરી મૂકે. તે જો ધારે તો હું તરફડયા કરૂં છતાં પણુ મારા વ્હાલા દીકરાને મારી નજર આગળ મારી નાખી શકે. તે જો ધારે તો સહેજવારમાં મારૂં સત્યાનાશ કહાડી શકે; અને તે જો ધારે તો એક પળમાં મારો જીવ લઇ શકે, તેમાં હું કાંઇ પણુ કરી શકું નહીં; તેમ છતાં હું ઇશ્વર? ધિક્કાર પડજો એવા ઇશ્વર બની બેઠેલા નીચ માણુસો ઉપર. એવા પોતેજ ઇશ્વર બની ગએલા અભિમાની અજ્ઞાનીઓ પગે લાગવા લાયક નથી, પણુ કાંઇક જૂદીજ રીતની પુજા કરવા જોગ છે અને એવા મૂર્ખા તથા નાસ્તિકોને ઇશ્વર માનનારાઓને પણુ સખ્ત શિક્ષા થશે. માટેજ હું કહુંછું કે, "જે શીખ મુઝે ઇશ્વર ઉચર હી, વો શીખ નરક કુંડમેં પર હી." માટે આંબાને પગે લાગવામાંજ ન રહી જાઓ, પણુ જે આંબાનો બનાવનાર છે તેને ઓળખતાં શીખો. એમ કહીને પાઠક ચુપ રહ્યા.

## બહાદૂરી ભરેલો ઉદાર ધર્મ પાળીશું ત્યારેજ આપણે સુખી થઇ શકીશું.

ત્યારે ત્રિવેદીએ કહ્યું કે, મનુષ્યજાત સાથે આવા અભેદ, ભાવ-વાળો, આવી ઉદારતાવાળો, આવા વિરત્વવાળો, આવો સ્વાર્થત્યાગ શીખવનારો, બહારના બનાવટી કર્મકાંડનાં લફરાંઓ વિનાનો અને એકજ ઇશ્વરને માનનારો ગુરૂગોવિંદસિંહના ધર્મ જેવો દેશનું કલ્યાણ કરનારો, સ્વતંત્રતા અપાવનારો અને આપણા આત્માને તથા ઇશ્વરને રાજી રાખનારો આવો ચોખ્ખો ધર્મ અત્યારે આપણને જોઇએ છે. અફસોસ કે એ ધર્મ પાળવો તો બાજુએ રહ્યો, પણ એવા ઉદાર ધર્મની ખુલ્લા દિલની સાચી વાતો પણ ઘણા લોકો સાંખી શક્તા નથી અને એ વાતો કહેનારને તથા સાંભળનારને પણ ધર્મભ્રષ્ટ સમજે છે; અને લાગ મળે તો બહુ હેરાન કરે છે, નહીં તો તિરસ્કાર તો જરૂર કરે છે. જે સ્વાર્થી માણસો પોલમપોલ ચલાવવાની, વ્હેમો વધારવાની, આભડછેટો કાયમ રાખવાની, નમાલા બનાવવાની અને લોકોને ગુલામગીરીમાં બાંધી રાખવાની વાતો કર્યા કરે તેઓનાં વખાણ થાય છે અને તેઓને માલમલીદા મળે છે, તેથીજ આપણું સત્યાનાશ વળતું જાય છે; કારણ કે આવી રીતે ખરાબીઓને ઉત્તેજન મળવાથી સત્ય ડૂબતું જાય છે, ધર્મનું જોર ઢીલું પડતું જાય છે, મનુષ્યપણું નષ્ટ થતું જાય છે અને સેંકડો જાતની ખરાબીઓ વધતી જાય છે, તેથીજ આપણા બાર વાગતા જાય છે. માટે એ બધી આફતોમાંથી છુટવા સારૂ ગુરૂગોવિંદસિંહના ધર્મ જેવો સ્વદેશપ્રેમવાળો, બહાદૂરીવાળો, ભ્રાતૃભાવવાળો અને ઉદાર વિચારોવાળો ધર્મ અત્યારે આપણને જોઇએ છે. યાદ રાખજો કે પવિત્ર પ્રાચીન ઋષિઓના સિદ્ધાંતોવાળો આવો સત્યધર્મ

જ્યારે આપણે પાળી શકશું ત્યારેજ આપણે સુખી થઇ શકીશું અને ત્યારેજ આપણા દેશનો ઉદ્ધાર થઇ શકશે. માટે દેશની તથા આત્માની સ્વતંત્રતા અપાવનાર ઉદાર વિરધર્મ પાળવાની આપણે કોશીશ કરવી જોઇએ.

## આપણે સત્યધર્મ પાળી શકતા નથી તેનું કારણ શું?

એ સાંભળીને વામનરાવે કહ્યું કે, આવો ચોખ્ખો, આવો ઉત્તમ, આવો સનાતન, આવો સાદો અને સૌને ગમી જાય તથા સૌથી સહેલાઇથી પાળી શકાય એવો આવો કલ્યાણકારક ધર્મ પણ આપણે પાળી શકતા નથી અને બહુજ અડચણકારક નમાલા બહારના ખોટા ધર્મ પાળ્યા કરીએ છીએ તેનું કારણ શું?

## અમેરિકાના ગુલામોની જાણવા જેવી વાત.

ત્યારે પારેખે કહ્યું કે, જેને હમેશાં કડવું ઝેર જેવું અફીણ ખાવામાં વધારે મજે પડે છે તેમજ જે ગુલામગીરીમાં ટેવાઇ ગએલા હોય તેઓને ગુલામગીરીજ ગમ્યા કરે છે. આ કાંઇ કલ્પિત વાત નથી પણ થોડાં વરસો ઉપર અમેરિકામાં બનેલી વાત છે અને તે આપણા લોકોને બરાબર રીતે લાગુ પડે છે; માટે તે તમને ટુંકામાં કહી બતાવું છું. તે એજ કે, ઉત્તર અમેરિકાના લોકો બહુ સુધરેલા હતા, તેથી ભલમનસાઇની લાગણીથી દયાને લીધે તેઓએ પોતાના રાજ્યમાં ગુલાગો ન રાખવાનો કાયદો કર્યો અને બહુ નુકસાની ભોગવીને પણ ગુલામોને છુટા કર્યા. એ પછી તેઓએ દક્ષિણ અમેરિકાના લોકોને કહ્યું કે અમારી પેઠે તમે પણ ગુલામોને છુટા કરો; કારણ કે કોઇ પણ માણસને ગુલામ બનાવવા કે ગુલામ સમજવા એમાં માણસાઇપણું નથી તેમજ એ ધર્મથી વિરૂદ્ધ છે. માટે હવેથી તમે ગુલામનો વેપાર બંધ કરો અને જુના ગુલામોને

સ્વતંત્રપણું આપો. પોતાના ગેરવાજબી લોભને લીધે દક્ષિણ અમેરિકાના લોકોએ આ વાજબી વાત પણ માની નહીં, તેથી ઉત્તર અમેરિકાના લોકોએ દક્ષિણ અમેરિકાના લોકો સાથે લડાઇ કરી અને ગુલામોને છોડાવ્યા. એ લડાઇમાં હજારો માણસો મરી ગયાં ને લાખો રૂપિયાનું નુકસાન થયું અને તે બધું કાંઇપણ અંગતસ્વાર્થ વિના દયાને ખાતર તથા માણુસાઇપણાને ખાતરજ હતું; છતાં પણ ગુલામોને છુટા કરવા સારૂજ જ્યારે લડાઇ થવાની હતી ત્યારે અને લડાઇ ચાલતી હતી ત્યારે પણ જે ખરેખરા ગુલામ હતા તે બધા જ્યારે એક બીજાને મળતા ત્યારે એમજ કહેતા કે, જો આપણને છુટા કરશે તો આપણે રખડી પડીશું. હમણાં ભલે આપણને મહેનત કરવી પડે છે, માર પડે છે, આપણી ઉપર જુલમ થાય છે અને આપણા કાંઇપણ હક નથી, પણ ખાવાનું તો મળે છે, પણ ગુલામગીરીમાંથી છુટા થઇશું ત્યારે ખાવાનું કોણ આપશે; તેથી છુટા થઇને ઉલટા નાહકના ભૂખ્યે મરી જઇશું. એ કરતાં આપણી હાલની સ્થિતિજ બહુ સારી છે. માટે આપણે સૌ ભેગા થઇને સરકારને અરજ કરીએ કે અમને તમારૂં છુટાપણું નથી જોઇતું, અમને અમે જેવા છીએ તેવા ગુલામોજ રહેવા દો એટલે બસ. એટલુંજ નહીં પણ કેટલાક દોઢડાહ્યા ગુલામો તો પોતાને છોડાવનાર પરમાર્થીઓ સામે લડવા ગયા હતા અને અંતે જ્યારે ગુલામોને છુટા કરવાનો કાયદો અમલમાં મૂકયો ત્યારે ઘણાએ ગુલામો એ કાયદાને મોટી આફત જેવો સમજીને બહુ અફસોસ કરતા હતા. ઘણા જણા એથી સાવ નિરાશ થઇ ગયા હતા અને પોતાને સ્વતંત્રતા મળી તેજ દિવસે ઘણા જણાઓ પોકેપોક મૂકીને રોયા હતા; કારણ કે એ વખતે તેઓ સ્વતંત્રતાની કિંમત સમજતા ન હતા.

# આપણો ઉદય થવાને હજી વાર છે.

એ ગુલામોની પેઠે આપણા ઘણા લોકોને પણ હજી સ્વતંત્રતાની કિંમત નથી, સ્વદેશાભિમાનની કિંમત નથી, ભ્રાતૃભાવની કિંમત નથી, બહાદૂરીની કિંમત નથી, સ્વાર્થત્યાગની કિંમત નથી અને બહારના કર્મકાંડનાં લફરાંઓ વિનાના પવિત્ર સતાતન ઉદાર આર્યધર્મની કિંમત નથી, તેથી આવી ખુલ્લા દિલની ચોખ્ખી વાતો કેટલાક લોકોને ન ગમે અને એના પણ ખોટા અર્થ ઉઠાવે એમાં કાંઇ નવાઇ નથી. એટલુંજ નહીં પણ હજી કદી ત્રણ ચાર પેઢી સુધી આપણા લોકો આવા ઉત્તમ વિચારો ન પાળી શકે તો એમાં પણ કાંઈ નવાઇ નથી. કારણ કે આપણા દેશમાં એટલા બધા ભગવાનો વધી ગયા છે, વગર મક્તનાં એટલાં બધાં ધર્મનાં લફરાંઓ વધી ગયાં છે, લોકો એટલા બધા નજીવી બાબતોમાં રોકાએલા રહે છે, માણસો એટલા બધા હલકી વૃત્તિના બની ગયા છે, પ્રજા એટલી બધી નમાલી થઇ ગઇ છે તથા એટલી બધી ગુલામીગરીમાં બંધાઇ ગઇ છે, તેથી બહુ જરૂરના સુધારાઓ થતાં પણ એટલી બધી વાર લાગે છે કે હજી બીજાં ઘણાં વરસો સુધી આપણા દેશનો ઉદ્ધાર થઇ શકે તેમ નથી. માટે આવી સ્થિતિમાંથી જલદી છૂટવા સારૂ આપણે ગુરૂગોવિંદસિંહના જેવો ઉદાર તથા વિર ધર્મ પાળવો જોઇએ.

એ સાંભળીને વામનરાવે કહ્યું કે, અરે હાય હાય !! હજી ત્રણ ચાર પેઢી !! ગજબ! ગજબ!

ત્યારે પાઠકે કહ્યું કે, હમણાં આપણે જે પ્રમાણે કીડી વેગે ચાલીએ છીએ તે સામે જોતાં તો એમજ થાય, પણ સંજોગો બદલાય તો કાંઇ કહી શકાય નહીં અને એ બાજી તો ઇશ્વરને હાથ છે. તે જે ધારે તે કરી શકે.

એ સાંભળીને વામનરાવે કહ્યું કે, એવી નિરાશા ભરેલી દૂરની ને ભવિષ્યની વાતો અમારે નથી સાંભળવી. અમારે તો અમારૂં હમણાંનું કર્તવ્ય જાણવું છે. માટે અહીં હમણાંજ અમે સ્વર્ગની જીંદગી કેમ ભોગવી શકીએ ? એ ઉપાયો કોઇ જાણતા હોય તો કહે

## સ્વર્ગની જીંદગી ભોગવવાના ઉપાયો.

ત્યારે ત્રિવેદીએ કહ્યું કે, અત્યારે તો આપણે આપણા દેશમાં સાચી કેળવણી વધારવાના ઉપાયો કરવા જોઈએ. અત્યારે તો આપણે આપણા દેશની હુન્નરકળાને મદદ કરવી જોઇએ અને હુન્નરકળાને મદદ કરવા સારૂ સ્વદેશીજ વસ્તુઓ વાપરવાના પોતાના અંતઃકરણમાં ઠરાવો કરવા જોઇએ. અત્યારે તો આપણે આપણા દેશના કલ્યાણ સારૂ આપણા દીર્ઘ દૃષ્ટિવાળા નિઃસ્પૃહી લોકપ્રિય આગેવાનોની મદદમાં રહેવું જોઇએ. અત્યારે તો આપણે આપણા દેશના કલ્યાણની સાચી વાતો કહેનારા દેશદાઝક લેખકોને તથા વકતાઓને ઉતેજન આપવું જોઇએ. અત્યારે તો આપણે આપણા હાથ પગ બાંધી રાખનારાં ધર્મનાં બહારનાં બનાવટી લફરાંઓ ઓછાં કરવાં જોઇએ. અત્યારે તો આપણે આપણી બેનોમાં કેળવણી વધારવી જોઇએ અને તેઓને આગળ વધારવી જોઇએ. અત્યારે તો આપણા બંધુઓને ઉંચી જાતનું વાંચન પૂરૂં પાડવાની આપણે કોશીશ કરવી જોઇએ. અત્યારે તો આપણે અંદર અંદરના તથા કોમ કોમ વચ્ચેના મતભેદો દૂર કરવામાં ડહાપણ વાપરવું જોઇએ. અત્યારે તો આપણાં બાળકો સ્વતંત્રતાની કિંમત સમજતાં થાય એવું તેઓને શિક્ષણ આપવું જોઇએ. અત્યારે તો આપણા દેશમાં રાજદ્વારી જાગૃતિ લાવવાની કોશીશ કરવી જોઇએ. અત્યારે તો આપણા દેશના કલ્યાણ સારૂ આપણે જાહેર હિંમતવાળા થવું જોઈએ. અત્યારે આપણે જાતિબંધનનો

ઓછાં કરવાં જોઇએ. અત્યારે ઘણી જાતની ગુલામગીરીઓમાંથી છૂટવા સારૂ અસલના ક્ષત્રિયોની પેઠે આપણે આપણાં છોકરાંઓને બાળપણથીજ બહાદૂરીનું શિક્ષણ આપવું જોઇએ. અત્યારે આપણા બંધુઓ પોતાની જીંદગીના મહાન હેતુઓ સમજતા થાય; તથા આપણા લોકો પોતાના હક તથા ફરજો સમજતા થાય એમ આપણે કરવું જોઇએ. અત્યારે આપણી પ્રજામાં સ્વાર્થત્યાગનું શિક્ષણ આપણે ફેલાવવું જોઈએ અને મહારાણા પ્રતાપસિંહ, ગુરૂગોવિંદસિંહ તથા મહારાજા શિવાજી વગેરે સ્વદેશભક્ત મહાત્માઓની પેઠે દેશના કલ્યાણ સારૂં આપણે પરમાર્થનાં દુઃખો ખમતાં શીખવું જોઇએ; અને દેશની દુઃખદાયક સ્થિતિ જોઇને અંતરમાંથી હાય લાગી જવી જોઇએ, કાળજું કોરાઇ જવું જોઇએ, વાણી ગદ્‌ગદિત થઇ જવી જોઇએ અને આંખમાંથી આંસુઓના ધોધ વહેવા જોઇએ. આવી સ્થિતિ થાય તથા આવાં શુભ કામોમાં રોકાયલું રહેવાય તેનેજ અમે સ્વર્ગની જીંદગી કહીએ છીએ. અમે પ્રેમપૂર્વક પ્રાર્થના કરીએ છીએ કે હે પ્રભુ! આવી રીતની અમે **સ્વર્ગની જીંદગી** ભોગવી શકીએ એવું અમોને જ્ઞાન આપ, ઇચ્છા આપ અને શક્તિ આપ.

# ૐ शान्तिः शान्तिः शान्तिः

## जय सच्चिदानंद.

# ગ્રંથ સ્વીકાર.

" સ્વામી વિવેકાનંદ ભાગ ૯ મો"માં જણાવ્યા પછીથી નીચેનાં પુસ્તકોની પહોંચ આભાર સહિત સ્વીકારવામાં આવે છે. ખરીદવા ઇચ્છનારે આ સંસ્થાપર ન લખતાં પ્રસિદ્ધ કર્તાનેજ લખવું.

**સ્વામી વિવેકાનંદ જીવનચરિત્ર ભાગ ૧ લો**—લેખક-પ્રકાશક ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. મુ. અમદાવાદ. સુપરરોયલ સોળ પેજી પૃષ્ઠ ૫૫૦, ગ્લેજ કાગળ, પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૩ા.

**મહાત્મા રામચંદ્ર**—લેખક-પ્રકાશક ઉપર પ્રમાણે. રોયલ સોળ પેજી પૃષ્ઠ ૨૨૪, ગ્લેજ કાગળ, પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૧ા.

**શ્રીમતી વિજયા**—પ્રકાશક કૃષ્ણપ્રસાદ મણીશંકર શાસ્ત્રી-મેનેજર લલિત વાઙ્મય ગ્રંથમાળા-મુ. અમદાવાદ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૩૦૪, ગ્લેજ કાગળ, પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૩.

**રાજા રામકૃષ્ણ**—લેખક ત્ર્યંબકલાલ જીવરાજ જોશી. પ્રકાશક લાભશંકર જીવરાજ જોશી-મુ. અમદાવાદ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૪૦૦, ગ્લેજ કાગળ, પાકું પૂઠું. મૂલ્ય-રૂ. ૩ા.

**શ્રી સદ્બોધ સંગ્રહ**—ભાગ-૧-૨-૩-લેખક મુનિ જયવિજયજી. પ્રકાશક શાહ જશરાજભાઇ રાજપાળ ભંડારી-મુ. કચ્છ માંડવી. રોયલ આઠ પેજી પૃષ્ઠ ૩૬૦, ગ્લેજ કાગળ, પાકું પૂઠું. રૂ. ૧ા.

**એકસો પાંતરીશ આંકની ચોપડી**—લેખક-પ્રકાશક શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય. મુ. સુરત. રોયલ બારપેજી પૃષ્ઠ ૧૩૬, ગ્લેજ કાગળ, પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૧ા. આ પુસ્તક હશે ત્યાંસુધી ટપાલ ખર્ચના પાંચ આના મોકલનાર હરકોઇ લાયબ્રેરીને ભેટ મોકલાશે.

**સંતોની વાંણી**—પં૦ ભગવાનજી મહારાજ. મુ. કહાનવા. રોયલ બાર પેજી પૃષ્ઠ ૧૮૮, આર્ટ કાગળ, પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૩ા.

**સંવાદ ગુચ્છ** (પ્રથમ પુષ્પ)—લેખક ગોવિંદભાઈ હરિભાઈ પટેલ. પ્રકાશક ભાઇલાલભાઇ ખુશાલભાઇ પટેલ. મુ. ધર્મજ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૨૫૬, ગ્લેજ કાગળ, પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૨ાા.

**વાચન**—અનુવાદક જીવણલાલ કરસનજી ઠાકર. જમાલપુર, ટોકરશાની પોળ મુ. અમદાવાદ. રોયલ બાર પેજી પૃષ્ઠ ૧૦૮, ગ્લેજ કાગળ, બોર્ડ પટીનું પૂઠું. મૂલ્ય રૂ. ૦ાા=

**કાવ્ય ત્રિવેણી**—લેખક હંસરાજ હરખજી. મુ. અમરેલી. રોયલ સોળપેજી પૃષ્ઠ ૧૪૮, ગ્લેજ કાગળ, સાદું પૂઠું. મૂલ્ય રૂ. ૦ા=

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રકટ કરેલાં.**

**પદ્યસંગ્રહ**—લેખક હિંમતલાલ ગણેશજી અંજારીઆ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૩૧૨, ગ્લેજ કાગળ, પાકું પૂઠું. રૂ. ૧.

**ઇંગ્રેજી રાજ્ય બંધારણ**—લેખક જીવાભાઇ રેવાભાઇ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૩૦૨, ગ્લેજ કાગળ, પાકું પૂઠું. રૂ. ૧.

**શિક્ષિત આર્ય સંતાનોનું આરોગ્ય**—અનુવાદક મણિલાલ વિ. માધવલાલ પુરાણી. રોયલ સોળપેજી પૃષ્ઠ ૨૦૮, ગ્લેજ કાગળ, પાકું પૂઠું. રૂ. ૧.

**સહકાર પ્રવૃત્તિ**—અનુવાદક નટવરલાલ હરિલાલ. રોયલ સોળ પેજી પૃષ્ઠ ૨૨૪, ગ્લેજ કાગળ, પાકું પૂઠું. રૂ. ૦ાાા.

**સુવાવડ અને બાળસંભાળ**—અનુવાદક નરહરિ કુરનારામ દેશાઇ. પૃષ્ઠ ૩૬. ૦)=

**ગુજરાતી ભાષાનો કોશ** (વ્યંજન વિભાગ ટ થી ન). રોયલ આઠપેજી પૃષ્ઠ ૩૨૮, ગ્લેજ કાગળ, સાદું પૂઠું. મૂલ્ય રૂ. ૧.

**સુરતના રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલયે પ્રકટ કરેલાં.**

**બાલવાડી ભાગ ૧ લો.** પૃષ્ઠ ૩૨, ગ્લેજ કાગળ, સાદું પૂઠું ૦)—ા
**બાલવાડી ભાગ ૨ જો.** પૃષ્ઠ ૪૮, ,, ,, ૦)=
**બાલવાડી ભાગ ૩ જો.** પૃષ્ઠ ૬૪, ,, ,, ૦)≡

**કલ્યાણજી વિ૰ મહેતા (સુરત સ્વરાજ્ય આશ્રમ) તરફનાં**

**ગાંધીજીના જીવનના કેટલાક પ્રસંગો**—પૃષ્ઠ ૭૨. રૂ. ০।.

**સ્વરાજ્ય કીર્તન**—પૃષ્ઠ ૪૮. રૂ ০)=

**બાલ પ્રાર્થના**—પૃષ્ઠ ૬૪. મૂલ્ય ০)—।

**પૂર્વ અને પશ્ચિમ**—મ૰ ગાંધીજી કૃત. પૃષ્ઠ ૫૪. મૂલ્ય રૂ. ০।

## બીજાં ચોપડી-ચોપાનીયાં.

**કુદરતી ઇલાજો ને દુઃખમાંથી બચાવ**—લેખક કેકુ માકુજી. બોહરા બજાર સ્ટ્રીટ-કોટ, મુંબાઇ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૨૦૪, ગ્લેજ કાગળ, બોર્ડ પટીનું પૂઠું.

**પાણીના ઇલાજો**—લેખક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૨૮. રૂ. ০।—

**સુમન ગદ્યાવલી**—લેખક અને પ્રકાશક હરિકાન્ત નાનાલાલ દીક્ષીત, સુલતાનપુરા, વડોદરા. પૃષ્ઠ ૧૨૮, સાદું પૂઠું. મૂલ્ય રૂ. ০।।।.

**એન્ડ્રયુ કાર્નેગીના કેટલાક લેખો અને ભાષણો**—પ્રકાશક મોતીભાઇ નૃસિંહભાઇ અમીન. મુ. વડોદરા. ડેમી આઠપેજી પૃષ્ઠ ૬૦, ગ્લેજ કાગળ, સાદું પૂઠું. અમૂલ્ય.

**વિપત્તિ વિમોચન** અથવા શ્રીરંગશેઠ ચરિત નાટક—લેખક તથા પ્રકાશક-તંત્રી પ્રાતઃકાલ, મુ. વડોદરા. પૃષ્ઠ ૧૫૨. રૂ. ০।।।.

**આફ્રિકામાં ગુલામી વ્યાપાર**—અનુવાદક રત્નસિંહ દીપસિંહ પરમાર, પ્રકાશક હિંદુસ્થાન પ્રેસ, કોટ, મુંબઇ. પૃષ્ઠ ૪૮, રૂ. ০)॥

**આપણા દાંત**—લેખક કેખુશરૂ દોરાબજી જીલા. મુ. નવસારી.

**સ્વ૦ મહાત્મા ગોખલેજીના જીવન સંદેશ**—લેખક-મો૰ ક૦ ગાંધી, પ્રકાશક-ભગિની સમાજ મંદિર, મુંબાઇ ૪. પૃષ્ઠ ૪૮. ০)॥

---

# અનુક્રમણિકા.

# ગ્રંથ–મહિમા.



ા અને ગાંધીજી—" પુસ્તકોમાં હું ગુંથાયલો
ક્તો તેથી મને બે માસ વધારે જેલ મળત
હું કાયર નહિ થાત; એટલુંજ નહિ પણ મારા
ાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો
સુખચેનમાં રહેત. હું માનું છું કે જેને સારાં
કો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ
તવાસ સહેલાઇથી વેઠી શકે છે."

"મહાત્મા ગાંધીજી"

ગ્રંથોની શક્તિ—" ગરીબ લોકોને દરિદ્રતામાંથી
ાર ખેંચી કાઢવાની, કંગાલ લોકોને તેમનાં દુઃખો-
થી મુકત કરવાની, ભાર ઉંચકનારને તેના બોજાનું
સ્મરણ કરાવવાની અને બિમાર માણસોને તેમનું
દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ હોય છે,
ટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇપણ ચીજમાં
ાતી નથી."

"ભાગ્યના સૂત્રો."